A HAPPY
NEW YEAR

# THE ZOROASTRIAN CALENDAR

## FOR THE YEAR OF YEZDIJIRD 1292

*10th September 1922 to 9th September 1923*



મુંબઇ
વર્તમાન
પ્રેસમાંથી
મલશે.

યઝદેજરદી
સને
૧૨૪૦ થી
નીકલે છે.

# ઝોરાસ્ટ્રીયન કેલેંડર

યાને

# પારસી પંચાંગ.

યઝદેજરદી ૧૨૯૨ નાં વરસનું
તારીખ ૧૦ મી સપટેમ્બર ૧૯૨૨ થી તે
તારીખ ૯ મી સપટેમ્બર ૧૯૨૩ સુધીનું.

ચાલુ રેહેચ વરસપર વરસો સદા, બસો તેજ જે કરે નેક કામો અદા.

કીંમત રૂ. ૧॥.













# પી. ડુબાસની કું.

## જાણીતા ઝવેરીઓ.

ટેલીફોન નં. ૨૫૬૬૮. ૬૮, મેડોઝ સ્ટ્રીટ, કોટ—મુંબઈ.

# સી. એસ. પોચી એન્ડ સન.

## નોવલ ઇનવરતેડ પોરતેબલ ૫૦૦ કેનડલ પાવર લેંપો.

**ફુકાનો, હોટલો, થીએટરો, વરનહાઓ, બગીચાઓ, વગેરે જ્યાં સુર્ય જેવી**

**ભભુકદાર રોશની જોઈતી હોય ત્યાં સંપુરણ જનાયું છે,**

**અને છુતી ટાંકી તથા તારની જરૂર નથી. જ્યાં જોઈએ ત્યાં તરત**

**ઉપયોગમાં લઈ શકાય છે.**



એનો સામાન બગડતો નથી. ફકત બે મહીને ૬ આનાનો ખર્ચ બેસે છે. બીજા પ્રેસર લેંપોની માફક મેનતલની ભાંગતુત થતી નથી ને ૧ મેનતલ બરાબર વાપરવાથી એક મહીનાથી પણ વધુ વખત જવાબ આપી શકે છે.

એ નોવેલ લેંપમાં હલકામાં હલકું ઘાસતેલ પણ બલી શકે છે.

**વનદર લેંપો**—એ લેંપો ૧૦૦૦ કેનડલ પાવર લાઇટ આપે છે અને એમાં ઘાસતેલ બલે છે. કંપલીત આઉતફીત તેમાં લેંપ, ટાંકી, પંપ તાર વગેરે સામાન છુટક તેમજ જથાબંધ મલશે.

**સ્તોવ લેંપ**—દીવસના ચુલા તરીકે અને તે રાતના ફીતસન જેવી રોશની તરીકે કામમાં આવે છે.

**ગેસના ઉલટા બરનરો**—જુદા જુદા મેકરોના જથાબંધ મલી શકશે.

**મેનતલો**—દરેક જાતના છુટક તથા જથાબંધ મલી શકશે.

હમો સપેસીયલ મેનટલો ડાયરેક્ટ મંગાવ્યે છીએ જે હંમેશાં તકાઉ તેમજ લાઇતમાં બીજા કરતાં સરસ માલમ પડશે.

બહાર ગામના ઓરડરો ઉપર તરત ધીયાન આપવામાં આવે છે.

કેટલગ માટે અરજ કરવાથી મફત મોકલવામાં આવશે.

**સી. એસ. પોચી એન્ડ સન,**

**નં. ૨૪-૨૬ અબદુલ રહેમાન સ્ત્રીટ, ક્રાફર્ડ મારકેટ નજદીક, મુંબઇ.**

# MAYPOLE DYE SOAP FOR HOME DYEING.

THE ART of DRESSING WELL is understood by most Ladies and MAY POLE soap furnishes the means for all.




What we wish to convey by this statement is:—that to buy new things for every change in colour dictated by fashion is extravagent, and for most people impracticable. It is also unnecessary, when by use of **MAYPOLE** soap you can **DYE AT HOME** in **15 Minutes** to the most delicate shade or colour, your Blouses, Laces, Silks, Satins, Gloves, Ribbons, Scarves, Feathers, Lingerie, Curtains &c.

## NO MESS, NO TROUBLE, WON'T WASH OUT OR FADE.

COLOURS STOCKED

ECRU, CREAM, PINK, SALMON PINK, SCARLET, CERISE, CRIMSON, CARDINAL, TERRA COTTA, FAWN, NUT BROWN, DARK BROWN, CANARY, ORANGE, HELICTROPE, DARK GREEN, MAUVE LIGHT BLUE, NAVY BLUE, PURPLE, PLUM, MAROON, ALOE GREEN, BLACK.

SOLD EVERYWHERE.

*THE MAYPOLE COMPANY (1899) Ltd.,*

**17, CUMMING STREET, KING'S CROSS,** LONDON, N.

SEND FOR OUR FREE PAMPHLET, THE PERFECTION OF HOME DYEING.

## ઘરઘતુ રંગવાનો "મેપોલ સાબુ"

ઘણી બાનુઓ ઘણી સરસ રીતે કપડાંનો સંગાર કરવાનો હુન્નર સમજે છે, જેને માટે **મેપોલ સાબુ** સઘલા સાધનો પુરા પાડે છે. એ વીષે અમે એટલુંજ કહીએ છીએ કે દરેક નવી સીઝનમાં કપડાંની ફેશનમાં જે જુદા જુદા ફેરફારો થાય છે તેવા વખતે એવા ફેરફારના કપડાં ખરીદવાં એ લખલુંટપણું, મોટે ભાગે તેમ બનવું અશકય અને વળી બીનજરૂરનું છે. તેનું કારણ એ કે મેપોલ સાબુ વાપરવાથી તમો ઘરમાં ૧૫ મીનીટની અંદર જેવા માગો તેવા નાજુક રંગો સારી, લેસ, રેશમી તથા સાતીનનાં કપડાં, મોજાં, ડગલા, પાટલુંન વગેરે કપડાંપર આપી શકશો.

**કાંઈબી બગડતું નથી, ઝાઝી ખટપટ તથા મેહનત પડતી નથી,**

**અને વળી રંગ નીકલી જઈ ઝાંખો પડતો નથી.**

નીચલા રંગના સાબુઓ દરેક ઠેકાણેથી વેચાતા મળશે:—

એકરૂ, ક્રીમ, ગુલાબી, સામાન ગુલાબી, કીરમજી, સેરાઈઝ, ગુલાબી કારદીનલ, ટેરા કોટા, ફાઉન, નટ બ્રાઉન, ઘેરો ભુરો, સેહેજ પીલો, નારંગયા, હેલીયોટ્રોપ, ભુરો લીલો, મોવ, આછો બ્લુ, નેવી બ્લુ, પ્લમ મારૂન, ઘેરો લીલો, કાલો.

**ધી મેપોલ કંપની (૧૮૯૯) લીમીટેડ,**

**૧૭, કમ્મીંગ સ્ટ્રીટ, કીંગ્સ ક્રોસ, લંડન, એન.**

"પરફેકશન ઓફ હોમ-ડાઈંગ"ની બુક મંગાવવાથી મોકલવામાં આવશે.

# The Mercantile Bank of India Ld.

# ધી મરકનટાઇલ બેંક ઓફ ઇંડીયા લીમીટેડ.

૨૨, એસપ્લેનેડ રોડ, મુંબઇ.



| | | |
|---|---|---|
| સત્તા આપેલી થાપણ .... .... .... | પાઉંડ | ૧,૮૦૦,૦૦૦ |
| ભરાયલી થાપણ .... .... .... | ,, | ૧,૦૫૦,૦૦૦ |
| રીઝર્વ ફંડ .... .... .... .... | ,, | ૧,૧૫૦,૦૦૦ |
| ભાગીદારોની જોખમદારી. .... .... | ,, | ૭૫૦,૦૦૦ |

**વડી ઓફીસ**—૧૫, ગ્રેસચર્ચ સ્ટ્રીટ, લંડન ઈ. સી.

## શાખાઓ અને આડતો.

| | | | |
|---|---|---|---|
| મુંબઈ | ગોલ | કોટા બહારૂ | પીનાંગ |
| કલકત્તા | હોંગકોંગ | (કલાનતાન) | રંગુન |
| કોલંબો | હાઉરા | કવાલા લમપુર | શેહેંગાહી |
| દીલ્હી | કાંડી | મધરાસ | સીંગાપોર |
| | કરાંચી | મોરીસીઅસ | ન્યુ યોર્ક (યુ. એસ. એ.) |

આ બેંક પોતાની શાખા તથા આડતો ઉપર હુંડી આપે છે, તથા હુંડીનાં નાણાં ઉઘરાવી આપે છે, અને મુસાફરો માટે લેટરસ ઓફ ક્રેડીટ આપે છે.

ચાલુ ડીપાઝીટો ઉપર સેંકડે બે ટકાનું વ્યાજ આપે છે.

બાંધી મુદતની બાર માસની અથવા તેથી ઓછી મુદતની ડીપાઝીટ માટેના વ્યાજના ભાવો અરજ કરવાથી નક્કી થઇ શકશે.

બેંક હીંદુસ્થાનની અથવા બીજી સરકારોની લોનો ખરીદ કરી અથવા વેચી આપે છે. તેમજ પગાર, પેનસન, વેહેંચણી અને વ્યાજ વસુલ કરે છે અને જો વસુલ થયલી રકમ બેંકની મારફતે હુંડી લઇ મોકલવામાં આવે તો તે ઉપર કમીશન કશું લેતી નથી.

વળી સરકારી લોનો તથા કંપનીઓના શેરો વગેરે સલામત રાખવા લે છે, અને તે ઉપરનું વ્યાજ નીચલે ભાવે ઉઘરાવે છે:- **કમીશન.**

હીંદુસ્તાનમાં મળતું હોય તો દર સેંકડે ... ... ... ... ૦। ટકો

સલામતી માટે રાખેલી લોનો કે શેરો પાછા આપતી વેલા સેંકડે... ... ૦। ટકો

હીંદુસ્તાનમાં વેચેલા શેરો અથવા લોનોનું નાણું આપતી વેળા સેંકડે ... ૦। ટકો

**જે. એ. રોબર્ટસન,**

**મેનેજર.**

# HONGKONG & SHANGHAI BANKING CORPORATION.

## હોંગકોંગ ઍન્ડ શૈંગાહી બૅંકીંગ કોરપોરેશન.

### હોંગકોંગમાં સ્થાપેલી.

| | | |
|---|---|---|
| ભરાયલી થાપણ .... .... .... | ડાલર | ૨૦,૦૦૦,૦૦૦ |
| માલેકોની જોખમદારી.... .... .... | ,, | ૨૦,૦૦૦,૦૦૦ |
| સીલવર રીઝરવ ફંડ.... .... .... | ,, | ૨૫,૫૦૦,૦૦૦ |
| ગોલ્ડ રીઝરવ ફંડ .... .... .... | પાઉંડ | ૪,૫૦૦,૦૦૦ |

### ડાયરેક્ટરોની કોરટ અને હેડ ઑફીસ—હોંગકોંગ.

### શાખાઓ અને આડતો.

| | | | |
|---|---|---|---|
| એમોય | હેનકાઉ | લાયનસ | સાન ફ્રાનસીસ્કો |
| બેંગકોક | હારબીન | મલાકા | શેંગાઈ |
| બટેવયા | હોંગકોંગ | મનીલા | સીંગાપોર |
| મુંબઈ | હિકોંગ | નાગાસાકી | સુરબાયા |
| કલકતા | હેમબરગ | ન્યુ યોરક | ટીનટસીન |
| કંતાન | ઈપોહ | પેકીંગ | સીંગટાઉ |
| એકુ | જોહોર | પીનાંગ | વલાદી વોસતોક |
| કોલંબો | કોબે | રંગુન | યોકોહામાં |
| ડેરીન | કુઆલા લમપુર | શેઈગાન | ઈલોઈલો |
| ફુચાઉ | લંડન | | |

ચાલુ હીસાબપર દરરોજની બાકી દર વરસે જો રૂા. ૧૦૦૦ ની અંદર ન હોય અને રૂ. ૧,૦૦,૦૦૦ થી વધારે નહીં હોય તો સેંકડે બે ટકાનું વ્યાજ આપવામાં આવે છે, પણ દર છ માસે વ્યાજ રૂ. ૫) જેટલું નહીં હોય ત્યારે તે અપાતું નથી.

**બાંધી ડીપાઝીટો**—બાર માસ સુધીની જુદી જુદી મુદત માટે લેવાય છે જે વીષેની શરતો અરજ કીધાથી જણાવવામાં આવશે.

સધર જામીનગીરીપર નાણાં ધીરવામાં આવે છે અને બીલો ખરીદવામાં આવે છે તથા દરેક જાતનું સરાફી તેમજ વટાવને લગતું કામકાજ થાય છે.

યુરોપ, હીંદુસતાન, આસ્ટ્રેલીઆ, અમેરીકા, ચીન અને જાપાનના મુખ્ય વેપારનાં મથકો ઉપર તથા લંડનના દરાફતો આપવામાં આવે છે.

**આર. આર. હાઇન્ડ,**
**એજંટ.**
૪૦, ચરચગેટ સ્ટ્રીટ—મુંબઈ.

# THE IMPERIAL BANK OF PERSIA.

## ધી ઇમપીરીયલ બેંક ઓફ પરશીયા.

(લંડનમાં બાદશાહી સનદની રૂએ સ્થપાયલી)

થાપણ પુરેપુરી ભરાયલી .... .... .... .... પાઉંડ ૬૫૦,૦૦૦
(પાઉંડ ૪૦,૦૦,૦૦૦ સુધી વધારવાની સત્તા સાથે)
અનામત ફંડ .... .... .... .... .... " ૩૧૦,૦૦૦
સનદની રૂએ માલેકોની અનામત જવાબદારી... .... " ૧,૦૦૦,૦૦૦

**વડી ઓફીસ—૨૫, એબચરચ લેન, લંડન ઈ. સી.**

**ઈરાનમાં વડી ઓફીસ—તેહેરાન.**

**મુંબઇ એજંસી—૬૨, એસપલેનેડ રોડ.**

**ઈરાન અને મેસોપોટમીયામાં શાખાઓ અને એજંસીઓ.**

| | | |
|---|---|---|
| આહવાઝ | હંમેદાન | નશરાતાબાદ (સીસતાન) |
| બગદાદ | ઈસફાહાન | રેસત |
| બસરાહ | કાઝવીન | શીરાઝ |
| દુઝદાબ | કેરમાન | સુલતાનાબાદ |
| બંદરઆબાસ | કેરમાનશાહ | તાબ્રીઝ |
| બુશાયર | મશહદ | યઝદ |
| | મોહામેરાહ | સુસતર |

**બાંધી મુદતની ડીપોઝીટો** એક વરસ માટે તથા ૯, ૬ અને ૩ મહીનાઓ માટે સવીકારવામાં આવે છે અને વયાજનો દર ખબર કાઢવાથી માલમ પડશે.

ઓછી મુદતો માટે પણ **બાંધી મુદતની ડીપોઝીટો** સવીકારવામાં આવે છે અને પસંદ કરેલા ગ્રાહકો માટે ચાલુ હીસાબો ખોલવામાં આવે છે જેની શરતો અરજી કરવેથી જાણી શકાશે.

ડરાફટસ આપવામાં આવે છે અને બીલો ઉપર જણાવેલી સઘળી જગાએ ખરીદવામાં અથવા એકઠાં કરવામાં આવે છે.

સમાનય બેંકીંગ અને એક્ષચેંજ કામકાજ કરવામાં આવે છે.

**ઈ. સી. દાલતન,**
**એજંટ.**

# The Bank of India Limited.

# ધી બેંક ઓફ ઇન્ડીયા, લીમીટેડ.

**તા૦ ૭ મી સપટેમબર સને ૧૯૦૬ ના દીવશે સ્થાપવામાં આવેલી.**
**સને ૧૮૮૨ ના હીંદી કંપનીઓના છઠા એકટ મુજબ ઉભી થયલી.**

| | | | | | |
|---|---|---|---|---|---|
| કુલ્લે થાપણ | ... | ... | ... | ... | રૂ. ૨,૦૦,૦૦,૦૦૦. |
| ભરાયલી થાપણ | ... | ... | ... | ... | રૂ. ૨,૦૦,૦૦,૦૦૦. |
| પગાર થયલી થાપણ | ... | ... | ... | ... | રૂ. ૧,૦૦,૦૦,૦૦૦. |
| અનામત ફંડ | ... | ... | ... | ... | રૂ. ૭૨,૫૦,૦૦૦. |

**વડી ઓફીસ—ઓરીયેન્ટલ બીલ્ડીંગસ, મુંબઇ.**

શાખા—અમદાવાદ.

## ડીરેકટરો.

**સર સાસુન ડેવીડ,** બેરોનેટ, કે. સી. એસ. આઇ. ( મેસરસ સાસુન જે. ડેવીડની કુ. વાલા મુંબઇ), **સરનશીન.**

**સર કાવસજી જાહાંગીર,** બેરોનેટ, (મેસરસ જે. કાવસજી જહાંગીરની કું૦ વાલા, મુંબઇ)

**મી૦ રામનારાયણ હરનંદરાય** (હરનંદરાય રામનારાયણ પેઢીવાલા, મુંબઈ.)

**મી૦ એફ. ઇ. દીનશાહ** ( મેસરસ પેન એન્ડ કું. વાલા. મુંબઇ. )

**મી૦ એફ. નેલશન,** (મેસરસ સાઇમન્સ બારલો એન્ડ કુ. વાલા. )

**મી૦ ડી૦. એસ. શેલીમ,** ( મેસરસ સાસુન જે. ડેવીડ એન્ડ કુ. વાલા, મુંબઇ. )

**મી૦ અંબાલાલ સારાભાઇ,** (વેપારી, અમદાવાદ.)

**મી૦ મહમદભાઇ કરીમભાઇ,** (મેશરસ કરીમભાઇ ઇબ્રાહીમ એંડ સન્સ લીમીટેડવાલા.)

**મી૦ જે. એ. ડે.** (મેશરસ ડબલ્યુ. એચ. બ્રેડી એન્ડ કંપની લીમીટેડવાલા)

**ચાલુ ડીપોઝીટ ખાતાં**—રૂ. ૩૦૦ થી રૂ. ૧,૦૦,૦૦૦ સુધી રોજની બાકી ઉપર દર વરસે દર સેંકડે અઢી ટકા લેખે વ્યાજ આખા વરસ દરમ્યાન આપવામાં આવશે. એક લાખ રૂપીઆથી વધુ રકમો ઉપર ખાસ ગોઠવણ મુજબ આપવામાં આવશે. પણ ૭ માસનું વ્યાજ રૂ. ૩ ન થાય તો તે આપવામાં આવશે નહીં.

**બાંધી મુદતની ડીપાઝીટો**—બાર માસ માટેની અથવા તેથી ઓછી મુદત માટેના વ્યાજના ભાવો બેંકમાં તપાસ કરવાથી માલમ પડશે.

**સેવીંગ બેંકની ડીપાઝીટો**—સેવીંગ બેંકના ખાતામાં પઇસા લેવામાં આવે છે, જે માટેની સરતો બેંકમાં તપાસ કરવાથી માલુમ પડશે.

**લોન, ઓવરડ્રાફટસ અને કેશ ક્રેડીટસ**—આ બેંક પસંદ કરેલી જામીનગીરી ઉપર ગોઠવણ કરેલી સરતોએ નાણું ધીરે છે. આ બેંક તેના ઘરાકોની તરફથી શેરો તથા જામીનગીરીઓ સલામત રાખવા લે છે અને તે ઉપરની વહેંચણી તથા વ્યાજ ઉઘરાવે છે, વળી બેંક મધ્યમ દર લઇ સરકારી કાગજયાં તથા સઘળી જાતના શેરો વેચી તથા ખરીદી આપે છે, જેની વીગતો બેંકમાં તપાસ કરવાથી મળી શકશે.

**મેનેજર : મી૦ એ. જી. ગ્રે.**
**ડેપ્યુટી મેનેજર : મી૦ એફ. એસ. બ્હાદર**
**લંડનના એજંટો—ધી લંડન કાઉંટી વેસ્ટ મીન્સટર એન્ડ પારસ બેંક, લી.**

# હમારી અચૂક રામબાણ

 **ઔષધિયેં.** 

## ચંદ્ર પ્રભા.

આંખો માટેનું અમુલ્ય ઔષધ છે. એક વખત લગાડવાથી આંખમાંથી પાણી પડતું હોય, અંધારા આવતાં હોય, ફુલું હોય, તો આંખના સઘળા દર્દો માટે આ એકજ અંજન બેસે છે. આ અંજનની દેશદેશાંતરમાં ઘણીજ તારીફ થાય છે. નાની શીશી ૧ ના રૂા. ાા, મોટી શીશી ૧ નો રૂ. ૧.

## પ્રદરારી.

સ્ત્રીઓ માટે પ્રદરનો રોગ એક મહા ભયંકર છે. પ્રદરથી સ્ત્રીઓને માથામાં દરદ હાથ પગની બળતરા થયા કરે છે, ભુખ ઓછી લાગે છે, શરીર દુબળ અને ક્ષીણ થઈ જાય છે અને સંતાન પણ થતું નથી, કદાચ થાય તો દુર્બળ અને ક્ષણજીવી આ દરદના શત્રુ તરીકે સોલ વખતની દવાની કીંમત રૂ. ૧.

## સુસ્તીનું તેલ.

વધુ ખરચ અને વધુ પરીશ્રમથી તૈયાર કરેલ છે. જેનાથી સુસ્તી દુર થઇ તેજી આવે છે. ૧ શીશીનો રૂ ૧ા.

## પ્રમેહારી.

મુત્ર વિકાર, શુક્ર વિકાર, સ્વપન દોષ, વીર્ય પતન વિકાર દોષથી ગમે તે પ્રકારનો પ્રમેહ હોય તો દુર થાય છે અને શરીરમાં નવું બળ આવ્યા ઉપરાંત સ્મરણ શક્તિ તાજી થાય છે. કિમત ડબ્બી ૧ નો રૂ. ૧.

## કામાગ્ની વરધક ગોળીઓ.

આ ગોળી શું છે? બસ જાદુની માફક ગુણ બતાવે છે. આ ગોળીઓના સેવનથી કામ શક્તિ વધે છે અને નપુસક હોય તે પણ પુરૂષપણામાં આવે છે. કીંમત ૧૦૦ ગોળીના રૂ. ૨.

## અજીરણ નાશની ચટણી.

ખાવામાં સ્વાદિષ્ટ, રૂચીકાર દીવસે તથા રાત્રીએ જમ્યા પછી આ ચટણી ખાવાથી ખાધેલું પચી જાય છે. અને ક્ષુધાગ્ની તેજ કરે છે. દસ્ત સાફ આવે છે. પાસેરનો રૂ ૧.

ઠેકાણું:—

**બી. ડી. શર્માની કું.**

મુરાદાબાદ.

**Messrs. B. D. Sharma & Co. Moradabad U. P.**

## સાંકલયું.

# ગયા વરસનો ઇનતેખાબ

## યાને

## યઝદેજરદી સને ૧૨૯૧ ના સાલમાં બનેલા જરથોસ્તીઓને લગતા જાણવાજોગ બનાવો.

---

### સખાવત.

આ વરસે સામાન્ય સખાવતનો આંકડો લગભગ સાડી બત્રીસ લાખનો, ઉઠમણાની છપાયલી રકમ પાંચ લાખ ઓગણ સાહઠ હજારની, ધરમનાં મકાનો માટે અપાયલી રકમના સુમારે ગણતાં લગભગ સાત લાખ રૂપીઆ મલી આ વરસની કુલે સખાવત પીસતાલીસ લાખ રૂપીઆના થવા જાય છે.

ઉપર જણાવેલી રકમ આ વરસની છપાયલી સખાવતની છે પણ તેમાં એક સખાવત થવામાંથી તથા ઉઠમણામાં જણાવેલી રકમોમાંથી બીજા ફંડોનાં અપાયલી, ધરમના મકાનોવાલી રકમ જે આગલાં વરસોમાં સખાવતોમાં ગણાઇ ચુકેલી, વીગેરેની રકમ સુમારે દશ લાખની બાદ થવા જેવી છે, તે બાદ કરીએ તો રૂપીઆ પાંતરીસ લાખ જેટલો આંકડો આ વરસની સખાવતનો થવા જાય છે, તેમાં શેઠ મેરવાનજી કામાજીની પચીસ લાખ રૂપ્યાની સખાવત ઉમેરતાં કુલ સખાવત સાહઠ લાખ રૂપ્યાની થશે. એ ઉપરાંત આ વરસે સર રતનજીભાઇ બમનજીનો વીચાર એક કરોડ રૂપ્યો સખાવતમાં આપવાનો છે એમ જાહેર કરવામાં આવ્યું હતું અને બાઇ જરબાઇ વાહાડયાએ પંદર લાખ રૂપ્યાને ખરચે ચેહેલીઓ બંધાવી આપવા જણાવ્યું છે.

અતરેના જાણીતા શેહેરી અને સખાવતી શેઠયા શેઠ મેરવાનજી મનચેરજી કામાએ પોતાના મરહુમ બાવાજી શેઠ મનચેરજી ફરામજી કામાને નામે અથોરનાન ઇનસ્ટીટયુટ સ્થાપી છે તે માટે ટ્રસ્ટ કરી પચીસ લાખ રૂપ્યાની બાદશાહી રકમ સખાવતમાં આપી છે. એની લંબાન વીગત આ કેલેન્ડરમાં એવણુ શેઠના જનમ ચરીત્રમાં જોવામાં આવશે. એવો શેઠ દર વરસે ધરમખાતાઓ ફંડો વગેરેમાં નાણાની મોટી રકમ હમેશા આપે છે.

સખી વજુદ બાઇ જરબાઇ નવરોજજી વહાડીયાએ ભાયખલા તરફની ડા૦ માસીનાવાળી હાસ્પીટલને લગતી ૧૪૦૦૦ વાર જેટલી જમીનનો વીસ્તાર દર ચોરસ વાર દીઠ ૨૩૫ લેખે ખરીદયો છે અને આ કુશાદે જગયા ઉપર એવણુ તરફથી લગભગ રૂપ્યા દશ લાખના ખરચે હદસરની ગુંજાસ ધરાવતા ગરીબ વરગના જરથોસ્તીઓના વસવાટ માટે ચાલીઓ બાંધવામાં આવનાર છે. જમીનની કીંમતના લગભગ રૂપ્યા પાંચ લાખ અને ચાલીઓના બાંધકામ પાછલના રૂપ્યા દશ લાખ મલી કુલ્લે રૂપ્યા પંદર લાખની બાદશાહી રકમની આ એક વધુ સખાવત કરી છે. પારસીઓના વસવાટ માટે પરેલ, હયુઝ રોડ તેમજ બીજા ભાગોમાં ચાલીઓ બંધાવવા પાછલ એવણે અતયાર સુધીમાં રૂપ્યા સાહઠ થી સીત્તેર લાખ કહાડી આપયા છે. બાઇ જરબાઇએ પંચગનીના ખહીના સેનેટરીયમના નીભાવ માટે રૂ૫૦૦૦ આપ્યા છે.

અતરેના જાણીતા સખી શેઠયા શેઠ જાંહગીર બમનજી પીટીટ આ વરસે સખાવતમાં ૨૨૨૫૫૦ની નાદરૂ રકમ આપી છે તેની વીગતઃ—મુંબઇની ધી ફીવર

ફ્રેમ્પર સ્કુલ તેના આગલા ટ્રસ્ટીઓ પાસેથી ખરીદી લઇ સુધરેલી ઢબ ઉપર એક છોકરીઓની સ્કુલ તરીકે ચલાવવા માટે આપયા તેના રૂ૧૫૦૦૦૦, ધી બોમ્બે સીમ્ફની ઓરકેસ્ટ્રાના ફંડમાં રૂ૨૫૦૦૦, મુંબઇના પારસી સુવાવડખાનાના ફંડમાં રૂ૫૦૦૦, પંચગનીની બેલ એર સેનીટોરીયમના નીભાવ ફંડમાં રૂ૧૦૫૦, મુંબાઇમાં થયેલા હુલ્લડ વખતે પારસી પંચાયત હસતક ખોલવામાં આવેલા જરથોસતીઓને મદદ કરવાના ફંડમાં રૂ૧૦૦૦, વડોદરાની ગુજરાત કેળવણી મંડલના નીભાવ ફંડમાં રૂ૧૦૦૦, નામદાર પ્રીન્સ ઓફ વેલ્સને મુંબઈ તરફથી આવકાર આપવાના ફંડમાં રૂ૧૦૦૦, રાજદવારી બાબતોનું દેશમાં જ્ઞાન ફેલાવવાના જુદાં જુદાં ફંડોમાં રૂ૫૦૦, દાદરની જેનરલ એજ્યુકેશન સોસાયટીના ફંડમાં રૂ૫૦૦, ધી રેડક્રોસ વીકના જુદાં જુદાં ફંડોમાં રૂ૫૦૦, રોયલ એસીયાટીક સોસાયટીની મુંબઇની શાખાના ફંડમાં રૂ૫૦૦, વિશ્વભારતી પરિષદના ફંડમાં રૂ૫૦૦, ખુલનાના દુકાળ ફંડમાં (બીજી વારના) રૂ૫૦૦, મલબાર રીલીફ ફંડમાં રૂ૩૦૦, મુકિતફોજના જેનરલ ફંડમાં (બીજી વારના) રૂ૩૦૦, બોમ્બે પ્રેસીડંસી એસોસીએશનમાં સુધારા કરવા તથા સામગ્રીઓ મુકવાના ફંડમાં રૂ૨૫૦, કલકત્તાની "વીકટોરીયા ઇન્સ્ટીટયુશન" નામની સ્કુલના ફંડમાં રૂ૨૦૦, ગુજરાત સાહિત્ય પરિષદ ભંડોળ કમીટીના ફંડમાં રૂ૨૦૦, લાહોરની વીધવા સભાના ફંડમાં રૂ૨૦૦, પુનાની સર દીનશા માણેકજી પીટીટ સ્કુલના બીલ્ડીંગ ફંડમાં રૂ૨૦૦, પારસી કોમ તરફથી નામદાર પ્રીન્સ ઓફ વેલ્સને માનપત્ર આપવાના ફંડમાં રૂ૧૫૦, ઓલપાડ તાલુકાની અગીયારીના નીભાવ ફંડમાં રૂ૧૦૦, ઓરીસાની સ્વાધ્યાદી સ્કુલના ફંડમાં રૂ૧૦૦, રાજકોટની અગીયારીના નીભાવ ફંડમાં રૂ૧૦૦, અહમદનગરની મીસનરી હોસ્પીટલમાં સુધારા કરવાના ફંડમાં રૂ૧૦૦, પુના ગાયન સમાજના બીલ્ડીંગ ફંડમાં રૂ૧૦૦, પારસી લેખક મંડલના ફંડમાં રૂ૧૦૦, બોમ્બે ટેકસ્ટાઇલ એન્ડ એનજીનીયરીંગ એસોસીએશનના ફંડમાં રૂ૧૦૦, ગોખલે એજ્યુકેશન સોસાયટીના બીલ્ડીંગ ફંડમાં રૂ૧૦૦, જેલમાંથી છુટેલા કેદીઓને મદદ કરવાના ફંડમાં રૂ૧૦૦, બીજાપુરના આંધળાઓને મદદ કરવાના મંડળના ફંડમાં રૂ૫૦, સેન્ટ ઝેવીયરસ કોલેજના પારસી છોકરાઓના સોસીયલ ગેધરીંગના ફંડમાં રૂ૫૦, વડોદરા રાજયના લાવન નામના ગામડાના "નાગર યુવક મંડલ"ના ફંડમાં રૂ૫૦, મુંબઇના આરટ એકઝીબીશનના વરસ ૧૯૨૨ ના ફંડમાં રૂ૫૦, બહેરામજી જીજીભાઇ કોલેજ યુનીયનના ફંડમાં રૂ૫૦, પંજાબની દેવસમાજના ફંડમાં રૂ૫૦, ગરીબાઈ, બીમારી, નવજોત, લગન, મરણ વગેરે માટે મદદ તરીકે આપેલા રૂ૧૦૯૫૦, કેલવણી, હુન્નર, ઉદયોગ, વેપાર, વગેરે માટે મદદ તરીકે આપેલા રૂ૧૧૫૫૦ અને પરચુટણ ફંડોમાં રૂ૧૨૯૫૦.

લેડી રતન જમશેદજી તાતાએ એક લાખ રૂપ્યાની નાદર રકમ નાગપોરની જમશેદજી તાતા ગરલસ હાઇ સ્કુલ માટે બીલડીંગ બાંધવામાં આવનાર છે તેના ફંડમા આપી છે અને આ ફંડમાં લગભગ ત્રણ લાખ રૂપ્યા ભરાયા છે. એવણે ઝાનસી જરથોસ્તી બાળકોની સ્કુલના બીલડીંગ ફંડમાં રૂ૭૫૦ આપ્યા છે.

હીંદના જાણીતા પરમારથી શેહેરી મરહુમ સર રતન જમશેદજી તાતાના તા૦ ૪ ઠી સપટેમબરે પડેલા મરણના ચોઠા વારસીક દીવસે જાહેર કરવામાં આવ્યું હતું કે સર રતન તાતા ચેરીટીઝ ફંડમાંથી એ ફંડના ટ્રસ્ટીઓએ આખેર થતાં વરસ માટે, એટલે તા૦ ૫ મી સપટેમબર ૧૯૨૧ થી તા૦ ૪ થી સપટેમબર ૧૯૨૨ સુધી નીચલાં જુદાં જુદાં સખાવતી ખાતાંઓ માટે રૂ૩૩૦૩૪૭ આપ્યા છે તેની વીગતઃ—નાગપોરની ધી જે. એન. તાતા પારસી ગરલસ હાઇ સ્કુલનાં એનડાઉમેંટ ફંડ માટે રૂ૧૦૦૦૦૦, પંચગનીનાં ખઈનાં દરદીઓ માટેનાં બેલ-એર સેનેટોરીઅમ અને પંચગની સેનેટોરીઅમના સંબંધમાં સથાપવામાં આવનારાં વાઇ ખાતેનાં ઇનડસ્ટ્રીયલ હોમ એંડ કોલોનીનાં સેંટ્રલ મેન બીલડીંગનાં મકાન માટે રૂ૩૦૦૦૦,

(આ સેનેટરીયમને લગતું ઇંડસ્ત્રીયલ હોમ અને એનેક્ષી જે પંચગનીથી આઠ માઇલ દુર વાઇ ગામમાં સ્થાપવામાં આવનાર છે ત્યાંનો મુખ્ય બ્લોક ઉપલી રકમમાંથી બાંધી તેને મરહુમ સર રતન તાતાનું નામ આપવામાં આવશે. ખઇના દરદમાંથી સાજા થવા પછી પાછા શેહેરોમાં જઈ વસ્વાત કરવાથી ઘણાકો ટુંક વખતમાં ફરી તબીયતથી લથડી જાય છે તેથી એ ખઇના સેનેટરીયમ સાથે ઇંડસ્ત્રીયલ હોમ નીભાવવાની યોજના સેનેટરીયમના લગતા વલગતાઓ તરફથી રચવામાં આવી છે જેથી એવા દરદીઓને ગુજરાનનું સાધન પુરૂ પાડી શકાશે.) સર કાવસજી જા. નવસારી મદરેસાના સંપુરણ સામગ્રી ધરાવનારી સાયનટીફીક લેબોરેટરી સાથનાં ખાસ મકાન માટે રૂ૨૫૦૦૦, લંડન સકુલ ઓફ ઇકોનોમીકસમાંનાં ધી રતન તાતા ફાઉનડેશન એંડ ધી ડીપારમેંટ ઓફ સોશીયલ સાયંસને લાચારી અને નીરધનતાના સબબોના સંબંધમાં શોધખોળ ચલાવવા માટે (૧૯૨૨–૨૩ ની સેશનસથી પાંચ વરસ માટે વારસીક ૧૪૦૦ પાઉંડ) રૂ૨૧૦૦૦, અહમદનગર ખાતેનાં લાચાર છોકરાંઓ માટેનાં ધી રતન તાતા ઇનસતીતયુશનને નવેમબર ૧૯૨૧ થી મે ૧૯૨૨ સુધી માસીક રૂ૧૫૦૦ લેખે રૂ૧૦૫૦૦ અને જુનથી સપટેમબર ૧૯૨૨ સુધી માસીક રૂ૨૫૦૦ લેખે રૂ૧૦૦૦૦ મલી રૂ૨૦૫૦૦, યઝદ (ઇરાન)માં સંપુરણ સામગ્રીવાળો મેડીકલ અને સરજીકલ હોલ સથાપવા માટે રૂ૨૦૦૦૦, યઝદના મેડીકલ એન્ડ સરજીકલ હોલના ડાકટરના પગાર અને બીજા ખરચો માટે (૩ વરસ માટે વારસીક ડોનેશન આપવાની કબુલાત આપવામાં આવી છે) ૧૫૦૦૦, નાશકમાંનાં સ્ત્રી છોકરાંઓ માટેના પેચી ફીપસન સેનેટોરીઅમને, પારસી કોમનાં ઉપયોગને માટેનાં ખાસ કોટેજ માટે, (જે આ વરસની આખેરી આગમચ તઇયાર થવાની વકી છે) રૂ૧૬૦૦૦, ધી પ્રીનસ ઓફ વેલ્સ મયુઝીયમ ઓફ વેસ્તરન ઇંડીયાને (ખાસ ડોનેશન) રૂ૧૫૦૦૦, મુંબઇની કીંગ જયોરજ ધી ફીફથ એંટી–તયુબરકયુલોસીસ લીગને (૧૯૨૦ અને ૧૯૨૧ માટે) રૂ૧૦૦૦૦, લાચાર ભીખારીઓનાં સંકટ નીવારણ ફંડમા બાર મહીનાનાં માસીક રૂ૫૦૦ લેખે રૂ૬૦૦૦, બીજાપુરની શાખાની બલાઇંડ રીલીફ એસોસીએશનને, આંધળાઓનાં સંકટ નીવારણ માટે ગામડાંઓમાં વાપરવા માટેની સંપુરણ સામગ્રીવાળી મોટર એમબયુલંસ માટે રૂ૬૦૦૦, ખંદાલાનાં જંગલી જાતોના લાભને માટેનાં એબોરીજીનલ ઇંડસ્ત્રીયલ ઇનસતીટયુટને રૂ૫૦૦૦, પારસી પંચાયતના ત્રસતીઓ હસતકના નવેમબર ૧૯૨૧ નાં હુલ્લડ દરમીયાન પારસી સંકટ નીવારણ માટે ખોલેલા ફંડમાં રૂ૫૦૦૦, મલબાર સંકટ નીવારણ ફંડમાં રૂ૫૦૦૦, મુકતીફોજનાં આખા હીંદ માટેનાં સામાનય ફંડમાં રૂ૫૦૦૦, ધી પુણા મેડીકલ સોસાયટીને લાઇબરેરી સથાપવા માટે રૂ૫૦૦૦, બનારસ હીંદુ યુનીવરસીટીને (સર રતન તાતાનાં નામની ચેરનાં એનડાઉમેંટ માટે ૫ વરસ માટે વારસીક રૂ૫૦૦૦ આપવા કબુલેલા રૂ૫૦૦૦, ગોખલે એજયુકેશન સોસાયટીને સ્કુલ બીલડીંગ ફંડ માટે રૂ૨૫૦૦, સ્ત્રી છોકરાંઓ માટેની અહમદનગર હાસપોટલને વીજળીક સાંચાકામ વગેરેની ખરીદી માટે રૂ૨૦૦૦, મુંબઇના સ્ત્રી જરથોશતી મંડળને રૂ૨૦૦૦, પુણાના સેવા સદનને ૨૦૦૦, કેમબ્રીજ યુનીવરસીટીના પ્રોફેસર બ્રાઉન મારફતે પઇકુલી લેખને લગતાં પ્રોફેસર હરઝફેલ્ડનાં કામ માટેનાં ખરચ માટે (૧૦૦ પાઉંડ) રૂ૧૫૮૩, પંચગની ધી બેલ–એર સેનેટોરીઅમ જેનરલ ફંડમાં રૂ૧૨૦૦, નીઝામ રાજયના નાલગોંદા જીલ્લાની આર. સી. બીમારામ ડીસપેનસરી માટે રૂ૧૦૫૦, મુંબઇના ઇરાનીયન એસોસીએશનને રૂ૧૦૦૦, મુંબઇના સેવાસદનને રૂ૧૦૦૦, પારસી પાયોનીયર બટાલીયનને રૂ૧૦૦૦, મુંબઇની સોસીયલ સરવીસ લીગને રૂ૧૦૦૦, બી. એમ. મલબારીઝ કનઝમપટીવસ હોમને (ધરમપોર, સીમલા હીલ્સ) રૂ૧૦૦૦, વીદયારથીઓને સકાલરશીપો રૂ૫૭૧૪ અને રૂ૫૦૦ તથા તેની અંદરની રકમોનાં આપેલાં ડોનેશનો રૂ૨૪૦૦.

આપણી કોમના સખાવતી શેઠયા સર હોરમજી કાવસજી દીનશાહ એડનવાલા એમ બી. ઓ, એ. બી. ઇ. તરફથી આ વરસે જુદા જુદા ધરમખાતાઓ, ફંડો વગેરેમાં નાણાની સારી મદદ આપવામાં આવી છે. એવો સાહેબ તેમજ એવણુની કાવસજી દીનશાહ અને ભાઇઓની જાણીતી પેઢી તરફથી રાએતા મુજબ લગભગ ચાલીશથી પચાસ હજાર રૂપ્યાની નાદર રકમ આખા વરસમાં સખાવતમાં આપવામાં આવે છે સર હોરમજીએ કરેલી સખાવતમાની નીચલી મુખ્ય છેઃ—ચંદા રામજી ગરલસ હાઇ સ્કુલને રૂ૨૫૦૦, પારસી કોઓપરેટીવ હાઉસીંગ સોસાયટીને ડોનેશન તરીકે રૂ૨૦૦૦, ઝોરાસ્ત્રીયન ફીઝીકલ કલચર એંડ હેલથ લીગને રૂ૧૦૦૦ અને પારસી પંચાયત હસ્તકના પારસીઓ માટેના હુલડ ફંડમાં રૂ૧૦૦૦.

અતરેના જાણીતા સખી શેઠયા અને વેપારી સર ધનજીભાઇ બમનજીએ આ વરસે ધરમ ખાતાઓ, ફંડો વગેરેમાં સારી રકમ આપી હતી. એવણુનો વીચાર જો બની શકે તો એક કરોડ રૂપ્યાની બાદશાહી રકમ સખાવતમાં આપી, તેમાંથી મોટા પાયા ઉપર પારસીઓ માટે બોરડીંગ સ્કુલ સ્થાપવાનો છે. આ સખાવત કેવી રીતે અમલમાં મુકવી તે હજી નકકી થયું નથી. એવણે કરેલી સખાવતોમાં નીચલી મુખય છેઃ—પુણાની સરદાર દસ્તુર હોશંગ બોયઝ તથા ગરલસ સ્કુલોમાં રૂ૮૫૦૦૦, તથા પીટીટ પુણા જીમખાનાને રૂ૧૦૦૦૦, મુંબઇની પારસી પંચાયત હસ્તકના હુલડ ફંડમાં રૂ૫૦૦૦૦, અને લેડી ફ્રેની ધનજીભાઇએ રૂ૨૦૦૦, વીંડસરની બ્રીટીશ લીજન કલબને ૧૦૦૦૦ પાઉંડ, તથા કીંગ એડવરડ હાસપીટલને ૫૦૦૦ પાઉંડ આપ્યા છે. એ ઉપરાંત નામદાર પ્રીનસ ઓફ વેલસને મુંબઇમાં આવકાર આપવાના ફંડમાં રૂ૩૫૦૦૦ આપયા હતા અને એ નામદારને હીંદ લાવેલી મનવારના અફીસરો તથા સોલજરોને હીંદમાં ફરવા મેકલાવ્યા હતા તે માટે લગભગ એક લાખ રૂપ્યાનો ખરચ કીધો હતો. એવણે માહાબલેસ્વરની ઇંગ્રેજી કલબનાં મકાનમાં લગભગ લાખ રૂપ્યાને ખરચે માલ વધારી સુધારો વધારો કરી આપવા જણાવ્યું છે.

કરાંચીના જાણીતા સખી વજુદ શેઠયા સર જાહાંગીર હોરમજી કોઠારીએ આ વરસે જુદા જુદા ધરમખાતાઓ, ફંડો વગેરેમા નાણાની સારી મદદ કરી હતી. એવો શેઠ તરફથી ગરીબ પારસી ત્રીશ કુટંબો રહી શકે એવું એક કુસાદે મકાન કરાંચીની પારસી પંચાયતની વાડીની બાજુમાં લગભગ દોઢ લાખની કીમતનું ભેટ મલનાર છે તેમજ એવણુના માતાજીના નામથી સુખશાંતી મુજબ એક સેનેટરીયમ બાર કુટંબ રહે તેવું બંધાવી આપવામાં આવશે. નામદાર પ્રીન્સની યાદગારીમાં કરાંચીના જુદા જુદાં કામો માટે એક લાખ રૂપ્યા કરતા વધુ રકમ એવણે આપી છે. એવણુ શેઠે કરાંચી ખાતે વીકટોરીયા રોડ ઉપર રાજકોટવાળા ખાનદાનના જાહાંગીર બાગમાં રૂ૫૦૦૦૦ ને ખરચે બંધાવી આપેલો "સર જાહાંગીર એચ. કોઠારી વેડીંગ હોલ" રોજ ૧ લો માહ ૧ લો ય. સને ૧૨૯૧, તા૦ ૧૦ મી સપટેમબર ૧૯૨૧ ને દીને સીંધના કમીશનર મી૦ રીયુના હાથે ખોલ્લો મુકવામાં આવ્યો હતો. આ હોલ લગનની કીયા વગેરે માટે તેમજ ગરલસ ગાઇડ તથા બોયઝ સકાઉટના ઉપયોગ માટે વાપરવામાં આવશે. સર જાહાગીરજીને મલેલા નાઇટ હુડના ખેતાબ માટે એવણુના તથા લેડી જાહાંગીરના માનમાં ખોરદાદશાલ ને તા૦ ૧૫ મી સપટેમબરે રાતે એક મેલાવડો ઝોરાસ્ત્રીયન કલબના મેંબરોએ ખા૦ બા૦ કાવશજી હો. કાતરકના પ્રમુખપણા હેઠળ કરી ખાણુ આપ્યું હતું. ખા૦ બા૦ કાવશજીએ એવો બંનેની સલામતી લેતા સર જાહાંગીરજી અને એવણુના ધણીયાણીના ભલા ગુણો તથા ઉમરાવ ખવાસની વખાણ કરી સુખ અને લાંબી જીંદગી ઇચ્છી હતી. કરાંચી સમસત પારસી અંજુમન તરફથી એવણુને માન પત્રો આપવાનો એક મેલાવડો તા૦ ૮ મી અકટોબર ૧૯૨૧ ને સનવારે પારસી જીમખાનામાં સીંધના કમીશનર મી૦ રીયુના પ્રમુખપણા હેઠળ થયો હતો. ખા૦ બા૦ કાવશજી કાતરકે અંગ્રેજી તેમજ ગુજરાતીમાં માનપત્રો વાંચી સંભલાવ્યાં હતાં, એમા એવો સાહેબે કરેલી નાદર સખાવતોની, સરકારને મદદ કરવા રૂપ્યા પચીસ લાખની ખરીદેલી હીંદી વોર લોનની તથા ધારા સભાના અને પોરટ ટ્રસ્ટ વગેરે મંડલીઓના સભાસદ તરીકે બજાવેલી જાહેર સેવાઓની લંબાનથી સ્તુતી કરી એવણુને મલેલા નાઇટ હુડના ખેતાબ માટે મુબારકબાદી આપી હતી. મી૦ રીયુએ માનપત્રો સર જાહાંગીરને એનાયત કરતાં એવણુની તારીફમાં લબાનથી વીવેચન કરી મુબારકબાદી આપી હતી. જેનો જવાબ વાલતા સર જાહાંગીરજીએ પોતાને આપેલા માન માટે સરવેનો ઉપકાર માન્યો હતો. સર જાહાંગીરજી ગયા એપ્રીલમાં દુનીયાની છ થી મુસાફરીએ જવાથી એવણે કરેલી સખાવતોની કદરસનાશીમાં તેમજ એવણુને સફર સફળ ઇચ્છા માટે અનેક સંસ્થાઓ તરફથી તેમજ પારસી અંજુમન તરફથી માનપતરો તથા ખાણાઓના મેલાવડાઓ કરવામાં આવ્યા હતા

કરાંચીના જાણીતા સખી શેઠયા શેઠ અરદેશર હોરમજી મામાએ આ વરસમાં કરેલી રૂ૮૭૬૯૫ ની સખાવતની વીગત:—કરાંચીમાં ગરીબ જરથોસ્તીના વસવાટ માટે બાર માળાની આલી "મામા હોમ" બંધાવ્યું તેનો થયલો ખરચ રૂ૭૫૦૦૦, ઇન્ડીઅન ગરલસ સ્કુલમાં રૂ૧૦૦૦, કરાંચી પારસી ઇન્સ્ટીટયુટ જુબીલી ફંડમાં રૂ૧૫૦૦, નામદાર પ્રીન્સ ઓફ વેલ્સ વેલકમ ફંડમાં રૂ૧૦૦૦, અને જુદાં જુદાં ધરમ ખાતાઓ તથા ફંડો વગરેમાં આપેલા રૂ૯૧૯૫. શેઠ અરદેશર મામાએ સને ૧૯૧૯ ના સપટેમબરમાં આંધળાઓ માટેની મુંબઇની વીકટોરીયા મેમોરીયલ સ્કુલમાં હીંદી લશકરના આધળાં થયલા સીપાઇઓના શીક્ષણ માટે રૂ૧૦૦૦૦ ની રકમ આપી હતી પણ ત્રણ વરસ થયા કોઇબી આંધલા સીપાઇઓએ ફંડનો લાભ નહી લેવાથી શેઠ અરદેશરની સુચના મુજબ મુંબઇ સરકારે હેઠલ જણાવેલા ફંડોમાં એ રૂપયા આપેલા છે:—કરાંચીની ગરલઝ ગાઇડ એસોસીએશનને રૂ૧૦૦૦. કરાંચીની બોય સકાઉટસ એસોસીએશનને રૂ૧૦૦૦, કરાંચીના આઇડા રયુ પુઅર વેલફર એસોસીએશનને રૂ૨૦૦૦, કરાંચીની લેડી ડફરીન હાસપીટલને રૂ૨૦૦૦, કરાંચીની બાઈ ગુલબાઇ મહેતા મેટરનીટી હોમને રૂ૨૦૦૦, અને કરાંચીની રેડ ક્રોસ સોસાયટીને રૂ૨૦૦૦. આ આખી રકમનું ભેગું થયલું વ્યાજ પણ ઉપલાંજ પ્રમાણમા વહેંચી આપયું છે.

સખી વજુદ બાઇ હમાબાઇ જે. કે. મહેતાએ આ વરસમાં કરેલી રૂ૭૩૦૬૩ ની સખાવતની વીગત:-ગરીબ જરથોસ્તીઓનું પોષણ કરવા, લગ્ન ખરચ કરવા તથા મરણ ખરચ કરવા રૂ૫૦૩૫૦, ગરીબ જરથોસ્તીઓને સ્કુલ ફી તથા ચોપડીઓ વીગેરેના આપ્યા રૂ૯૯૬૮, ધરમપુર સેનેટેરીઅમમાં પારસી દરદીઓના નિભાવ માટે રૂ૧૫૦, ઓરપાડની અગીઆરીના નિભાવ ફંડમાં રૂ૧૦૧, મુંબઇનાં હુલડ માટેના પારસી પંચાએત હસતકના સંકટ નિવારણ ફંડમાં રૂ૪૦૦૦, કચ્છ ભુજની અગીઆરીના નિભાવ ફંડમાં રૂ૧૦૦, બોકસીગ ટુરનામેન્ટમાં સારો દેખાવ કરનારાં પારસી જુવાનને રૂ૧૦૦, પારસી ફીઝીકલ કલચર એન્ડ હેલ્થ લીંગના ઇનામના ફંડમાં રૂ૧૩૨, મલબાર સંકટ નિવારણ ફંડમાં રૂ૧૦૦, રેડક્રોસ સોસાયટીના એકઝીબીશન તથા ફેન્સી ફેર ફંડમાં રૂ૨૦૦, ડો૰ માસીના હાસપીટાલને મદદના જુલાઈ તથા આગસ્ટના હપતાના રૂ૧૦૦૦, યંગ મેન્સ પારસી એસોસીયેશનને રૂ૩૦૦, સોસાયટી ફોર પ્રોટેકશન ઓફ ચીલ્ડરન ઇન વેસ્ટરન ઇન્ડીઆ રૂ૫૦૦, સકકરની અગીઆરીના નિભાવ ફંડમાં રૂ૧૫૨, સકકર પારસી સ્કુલને રૂ૪૮૦, આંટરોડ પરના ધરમદા દવાખાના માટે થએલા ખરચના રૂ૬૦૧૦, અને જુદા જુદા પરચુટણ ફંડોમાં આપેલા રૂ૪૨૧.

બાઇ હમાબાઇ જે. કે. મહેતા (મીસ હમાબાઇ ફરામજી પીટીટ) અને સર દીનશાહ માણેકજી પીટીટ બારોનેટ તે બાઇજી આવાંબાઈ ફરામજી પીટીટના ટ્રસ્ટીઓએ આ વરસે સખાવતમાં ગરીબ જરથોસ્તીઓને સદરો પહેરાવવા તથા બીજી ધરમની ક્રીયાઓ કરાવવાના કામ માટે રૂ૪૦૮ આપયા છે.

કરાંચીના જાણીતા શેહેરીઓ શેઠો સોપારીવાલા કુટંબ તરફથી રૂપા બે લાખની નાદર રકમ કરાંચી પારસી વીરબાઇજી સ્કુલને ડોનેશન તરીકે આપવાથી એ સ્કુલનું નામ "બાઇ વીરબાઇજી સોપારીવાલા પારસી હાઇ સ્કુલ" રાખવામાં આવ્યું છે.

વાંદરાની દરેહમેહરના પંથકી એરવદ ખરશેદજી બેરામજી સહીયારે સને ૧૯૧૩ માં ટ્રસ્ટ કરી રૂ૩૦૦૦૦ નવસારીના આતશબેહરામ સાહેબનું નવુ મકાન બાંધવા એવી સરતે આપ્યા હતા કે ત્રણ વરસમાં નવું મકાન બંધાય તો તેના ઉપયોગમાં લેવું પણ નવું મકાન એ મુદતમાં નહી બંધાવાથી એવણે કોરટની પરવાનગી લઈ એ રકમ આતશબેહરામના નવા મકાન માટે આપી છે. એ ઉપરાંત એવણના મરહુમ દીકરી બાઇ મેહરબાઈ એદલજી કુતારના ગયે વરસે થયલા ઉઠમણામાં એવણે ભરેલા રૂ૩૦૭૦૦ મકાનના બાંધકામ માટે આપયા છે એટલે એવણે આ કામ માટે રૂ૬૦૦૦૦ ની રકમ આપી છે.

અતરેના જાણીતા શેહેરી શેઠ અરદેશર મેરવાનજી ભરૂચાએ આ વરસે પોતાના મરહુમ બેસી સર શાપુરજી બ. ભરૂચાની યાદમાં ઘણા સખાવતી ખાતાઓ, ફંડો વગેરેમાં નાણાની સારી મદદ કીધી હતી, તેમાં નીચલાં મુખ્ય છે:—નવસારીના આતશબેહરામનું નવું મકાન બાંધવાના ફંડમાં

રૂ૩૦૦૦૦, પંચગણીની બહીની બેલ એર સેનેટરીયમને રૂ૧૦૦૦૦, સકરની સ્કુલની બીલ્ડીંગ બાંધવા રૂ૫૦૦૦ આપવાથી એ બીલ્ડીંગને સર શાપુરજી ભરૂચાનું નામ આપયું છે અને દર માસે એના નીભાવ માટે રૂ૧૦૦ આપે છે, રાજકોટની દરેહમેહરમાં રૂ૧૦૦૦, અને ઇંડોરની દરેહ-મેહરમાં દર વરસે રૂ૩૨૫ આપવા જણાવ્યું છે. શેઠ વાહાડયાજીના આતશબેહરામમાં ગલીચાઓ, રૂપાના તથા જરમન સીલવરના વાસણો અને એકસો ખુરસી તેમજ શેઠ દાદીશેઠના આતશ બેહરામમાં ગલીચાઓ ભેટ આપ્યા છે. એવણે અંદેરી ખાતે મરોલ ગામમાં પોતાના બંગલાના કમપાઉન્ડની વીસાલ જગામાં સર શાપુરજીના પુતલાં સાથનો એક પાણીનો હોઝ ગરીબ મુગાં જાનવરો માટે બાંધી ખુલ્લો મુકયો છે. શેઠ અરદેશરના અંદેરીનાં બંગલામાં તા૦ ૨૩ મી જુલાઇ ૧૯૨૨ ની મધરાતે નવ બદમાસ પડાણોએ શેઠ અરદેશર, એવણના ધણીયાણી બાઇ પુતલામાય અને ભાઈ શેઠ દારાબશાહ ઉપર હુમલો કરવાથી આ બંને ભાઇઓએ હીમત ભરી લડત ચલાવી બદમાસો સામે ફાવી શકયા હતા. આ લડતમાં બંને ભાઇઓને ઇજા થયાથી ડા૦ માસીના હાસપીટલમાં રહયા હતા ત્યાથી સાજા થઇ બહાર આવ્યા તેની શુકર ગુજારી કરવાને કોલાબેના વીકટોરીયા સ્વીમીંગ બાથના માલેકો શેઠો દાદી અને ફરામરોજ ખ. ગોલવાલાએ પોતાના આ પુરાણા ચેલાઓના માનમાં જશનનો એક મેલાવડો તા૦ ૩૦ મી જુલાઇએ સાંજે બાથના મકાનમાં કરી આ બંને બીરાદરોની હીમત ભરી લડત માટે સ્તુતી કરી હતી શેઠ વાહાડયાજીના આતશ બેહરામમાં સમસુલ ઓલમાં દસ્તુરજી દારાબજી પે૦ સંજાણાની આગેવાની હેઠળ રોજ ૨૯ મો માહા ૧૧ માને દીને અંજુમનને નામે જશન કરવા પછી દસ્તુરજી દારાબજીએ શેઠ એન. ડી. પટેલ તરફથી ચાદીનું કપ એઓને એનાયત કીધુ હતું. એજ મુજબ અંજુમનના આતશબેહરામમાં દસ્તુરજી મીનોચેરજી કેખશરૂ જામાસપ આશાનાની આગેવાની હેઠળ રોજ ૧ લો માહા ૧૨ માને દીને શુકર ગુજારીનું જશન કરી સરવ બોયવાળાઓ તરફથી એક ચાંદીનું વાઝ ભેટ આપયું હતું. એ ઉપરાંત આ બંને ભાઇઓની હીમત ભરેલી બહાદુરીની કદરશનાશી કરવા કોટના સર કાવસજી જહાંગીર હોલમાં સાંજે ૬ વાગે ઝોરાસ્ત્રીયન ફીઝીકલ કલચર હેલ્થ લીગ તથા જશન કમીટીના આશરા હેઠળ જસટીસ દીનશાહ ફ઼ે મુલ્લાના પ્રમુખપણા હેઠળ એક મેળાવડો કરી ભરૂચા બીરાદરોને પંગમબર જરથોસ્તની સબી તથા અવસ્તાના પુસ્તકો જશન કમીટી તરફથી, એક ચાંદીનું કપ ફીઝીકલ લીગ તરફથી અને સુનાનો ચાંદ એક જરથોસ્તી તરફથી ભેટ આપવામાં આવ્યાં હતાં. આ વખતે શેઠ ભરૂચા ભાઇઓની તારીફમાં શેઠ જાહાંગીર વીમાદલાલે, શેઠ રતનશાહ દાદાચાનજીએ તેમજ પ્રમુખે પ્રસંગને અનુસરતા વીવેચનો કીધાં હતાં. વળી અંદેરીની દરેહમહેરમાં તા૦ ૨૦ મી આગસ્ટે શેઠ કેખશરૂ બમનજી વોલેશની આગેવાની હેઠળ શુક્ર ગુજારીનું જાહેર જસન થયું હતું, અને સકર જરથોસ્તી અંજુમન તરફથી તંદરોસ્તી ઇચ્છનારો તારનો સંદેહશો મોકલવામાં આવ્યો હતો.

શેઠો પીરોજશાહ મેરવાનજી મરજબાન, જમશેદજી પીરોજશા મરજબાન અને જાલભાઇ પીરોજશાહ મરજબાન તરફથી પારસી પંચાયતના ત્રસ્ટીઓ હસ્તકની હયુઝ રોડની જગા ઉપર નં.-૧૮ વાલા એક પલોટ ઉપર બે ગાલાનું એક મકાન આશરે રૂ૭૦૦૦૦ સુધીમાં બંધાવી આપવામાં આવ્યું છે. એ મકાનમાંનો એક ગાલો મરહુમ બાઇ દોશીબાઈ પીરોજશા મરજબાનના પુણ માટે તેવણને નામનો બાંધવામા આવયો છે અને બીજો ગાલો શેઠ પીરોજશા મેરવાનજી મરજબાનને પોતાને નામે બંધાવ્યો છે.

મુંબઇની પારસી પંચાયતના ત્રસ્ટી સાહેબો હસતક બાબુલનાથ મંદીર આગલની જગા ઉપર ત્રણ પલોટો કરવામાં આવ્યા છે તે ઉપર નીચલા ધણીઓ તરફથી મકાનો બંધાવી આપવા કબુલવામાં આવ્યું છેઃ—(૧) મરહુમ શેઠ દીનશાહ હીરજીભાઈ માલેગામવાલાનાં વીલનાં એકલા હઇયાત એક્ઝીકયુટર શેઠ હીરાજી દાવસજી કોલાહ આશરે રૂપ્યા એક લાખથી એક ઓરડો અને એક રાંધણીની સગવડ સાથની ગરીબો માટેની ચાલી બંધાવી આપશે. એ મકાનમાં ભોંયતળીયું અને બે ઉપલા માલ થશે તેમાં ૧૮ ભાડુતો રહી શકશે અને ભોંયભાડું વહીવટ ખરચ વગેરે ભાડાંમાંથી વસુલ કરી ખરચ પુરેપુરું તેટલુંજ સરાસરી ભાડુ લેવામાં આવશે. (૨) શેઠ ફરામજી કાવસજી બેનેટ, બાઇઓ હીરાંબાઈ

તથા આવાંબાઇ ફરામજી બેનેટ આશરે રૂ૩૨૦૦૦ના ખરચથી એક મકાનનો એક ગાળો બંધાવી આપશે. એ ગાળામાં ત્રણ ભાડુતો રહેશે અને તેનું ભોંયભાડુ, વહીવટ ખરચ વગેરે ભાડાંમાંથી વસુલ કરી ખરચ બાદ જે ભાડાં બાકી રહેશે તે ટ્રસ્ટી સાહેબોને દરૂસત દીસે તેમાં વાપરશે. શેઠ બેનેટવાલા મકાનનો બીજો ગાળો શેઠો મનચેરશા, કાવસજી, શાપુરજી તથા પીરોજશાહ પાલનજી મીસ્રી આશરે રૂ૩૨૦૦૦ નાં ખરચે બંધાવી આપશે, એ ગાલામાં ત્રણ ભાડુતો રહેશે અને ભોંય-ભાડું વહીવટ ખરચ વગેરે ભાડાંમાંથી વસુલ કરી ખરચ બાદ જે ભાડાં બાકી રહેશે તે અવલમંજલ ફંડમાં વાપરવામાં આવશે. (૩) શેઠ જમશેદજી કાવશજી દુબાશ તથા તેવણનાં બહેનો બાઇઓ નવાજબાઇ બેરામજી મેહતા, રતનબાઈ ફરામરોઝ વકીલ, જીજીબાઇ જાંગીર વકીલ, હીરાંબાઇ જાલ મુગાશેઠ અને જરબાઇ હોરમસજી મોદી એક મકાન લગભગ રૂપયા પંચોતેર હજારના ખરચે બંધાવી આપશે. એ મકાન બે માલનું ને બે ગાળાનું થશે તેમાં ૬ ભાડુતો રહેશે અને ભોંયભાડું, વહીવટ ખરચ વીગેરે ભાડાંમાંથી વસુલ કરી બાકી નકકી ઉપજ વધશે તે જરથોસતીઓ માટે મકાનો પુરાં પાડવા તથા ભાડાંનો બોજો કમી કરવામાં વાપરવામાં આવશે.

મરહુમ શેઠ એદલજી જે. ખોરી બેરીસ્ટર થોડા વરસ ઉપર લંડન ખાતે મરણ પામ્યા હતા, તેવણે પોતાના વસીયતનામાંમાં પારસી સખાવત માટે પોતાની મીલકતનો ચોકસ ભાગ આપી ગયા છે. આ ઉપરાંત શેઠ ખોરીએ પોતાની હયાતીમાં પોતાના એક અંગત મીત્ર શેઠ આર. આર. દેશાઇને ચાર હજાર પાંઉડ આપ્યા હતા કે એવણના મરણ પછી સખાવતમાં આપવા તેથી શેઠ દેશાઇએ આ રકમમાંથી રૂ૧૪૦૦૦ મુંબઇના કે. આર. કામા ઓરીએનટલ ઇનસ્ટીટયુટને આપ્યા છે અને બાકીના લગભગ રૂ૪૦૦૦૦ બીજી સખાવતમાં આપવામાં આવશે.

મુંબઇના જાણીતા તબીબ ડાકટર એરચશા જમશેદજી હકીમે પોતાના ધણીયાણી મરહુમ બાઇ શીરીનબાઇના પુણ માટે સુરતની પારસી પંચાયતના ધરમ ખાતાના ટ્રસ્ટીઓને રૂ૨૫૦૦૦ની જામીનગીરીઓ આપી છે, એમાંથી સુરત પારસી ઓરફનેજમા કાયમને માટે એક છોકરાને "હકીમ ઓરફન" તરીકે રાખવા રૂ૫૦૦૦, તથા પોતાના મરહુમ બાવાજી, માતાજી, ધણીયાણી તથા બેહેનની મલી ચાર બાજો કરવા માટે રૂ૬૦૦૦, શેઠ તારાચંદ પારસી જનરલ હાસપીટલને એક બીછાના માટે રૂ ૨૫૦૦, બાઇ ગુલબાઇ મહેતા પારસી સુવાવડખાતામા એક બીછાના માટે રૂ૨૫૦૦, સર જમશેદજી જીજીભાઇ ઈંગલીસ સ્કુલના છોકરાઓ માટે ભોજન ફંડમા રૂ૧૦૦૦ અને "જરથોસ્તી બહેનોના સેવા મંડળ"ના શીક્ષણ કલાસને સુરત પારસી પંચાયતના વહીવટ હેઠળ પોતાના મરહુમ ધણીઆણી બાઇ શીરીનબાઇનું નામ આપી "બાઇ શીરીનબાઇ એરચશાહ ડોકટર (હકીમ) સેવા મંડળ શીક્ષણ કલાસ" તરીકે ચાલુ રાખવા માટે રૂ૮૦૦૦ નીભાવ માટે વ્યાજ વાપરવાની શરતથી આપયા છે. વળી "સેવા મંડળ"ના વરગને મળવા માટે સગવડ પુરી પાડવાને ડા૦ એરચશા હકીમે પોતાનું સુરત સોદાગરવાડનું ઘર ચોકસ શરતોથી આપવાની ઉદારતા દેખાડી છે. એ ઉપરાંત પારસી પંચાયતના હસ્તકની સુરત શાહાપોરની સર જમશેદજી જીજીભાઇની પારસી છોકરીઓ માટેની ગુજરાતી સ્કુલના વપરાસ સારૂ હાલ તરત માત્ર નામના ભાડાથી પોતાનું સુરત સોદાગરવાડનું એક બીજુ ઘર ડા૦ એરચશાહે ચોકસ સરતોથી આપવા જણાવ્યું છે અને આ બંને મકાનોને પોતાના પદરથી રૂ૩૦૦૦ સુધી ખરચી જોઇતા રીપેર અને સગવડ કરી આપશે.

શેઠો જહાંગીર, પીરોજશાહ તથા ફરામરોજ રતનજી દુબાસે તથા બાઇઓ મહેરબાઇ હોરમજજી દુબાસે અને અરનવાઝ મીનોચહેર કોયાજીએ પોતાના મરહુમ બાવા બા૦ સા૦ રતનજી જમશેદજી દુબાસની સુરતની પારસી આરફનેજમા બાજ કરાવી જમાડી આપવાના ખરચમાં વાપરવા રૂ૧૫૦૦ તથા મરહુમના પુણમાં જ ગરીબ જરથોસ્તી છોકરાઓ

(બનતા સુધી સુવાળી ગામના અથવા સુરત જીલ્લાની આજુબાજુના ભાઠા, અડાજણ વીગેરે ગામોના) ને ખા૦ સા૦ રતનજી દુબાસ આરફન તરીકે કાયમના આરફનેજમા રાખી તેનો નીભાવ કરવા રૂ૪૫૦૦૦ મળી રૂ૪૬૫૦૦ના ચાર ટકાના બોંડ આપયા છે.

સખી વજુદ બાઇ રતનબાઇ એદલજી બામજીએ યુરોપના પારસી એસોસીએશનના નવા બંધાયલા ઝોરાસ્ત્રીયન હાઉસને લગતો રૂત્રાન રાખવા તેમજ કીવાકામો કરવા માટે એક ઓરડો અલાયડો રાખ્યો છે તેના સંબધમાં એક હજાર પાંઉડ ભેટ આપ્યાછે. એવણે વાંદરાની બાઇ આવાંબાઇ પીટીટ પારસી છોકરીઓની આરફનેજમાં આપેલા રૂ૧૦૦૦૦ માંથી આરોગય આશ્રમને લગતું એક મકાન બંધાઇ તઇયાર થવાથી એવણના મરહુમ બેટા કેખશરૂની બાજને દીને ખુલ્લું મુકવામાં આવ્યું છે. આ મકાન બાંધવા પાછળ લગભગ રૂ૨૩૦૦૦ જેટલો ખરચ થવા ગયો છે.

શેઠ નાનાભાઈ બેજનજી ચોકશીએ નવસારી ખાતે બોયસ સ્કાઉટસો માટે જાથુકની એક ઇમારત બાંધવા સારૂ રૂ૧૫૦૦૦ આપ્યા છે. એ મકાનનું નામ "નાનાભાઇ બેજનજી ચોકસી સકાઉટ હેડ કવાટરસ" રાખવામાં આવશે અને એટલીજ રકમ મકાન બાંધવા નામદાર ગાયકવાડ સરકાર પણ આપશે.

અતરેના જાણીતા શેહેરી શેઠ માણેકજી કાવશજી પીટીટે ય. સને ૧૨૯૧ ના નવા વરસના મુબારક દીવસે રૂ૧૦૦૦૦ ની રકમ ધી ઝોરાસ્ત્રીયન ફીઝીકલ કલચર એંડ હેલ્થ લીગને વ્યાજ વાપરવા આપી હતી કે એ રકમ ૭ થી ૮ ટકા ઉપજે એવી સરકારી જામીનગીરીમાં રોકવી. આ રકમમાંથી લગભગ રૂ૬૫૦૦૦ ની કીમતની સાડા ત્રણ ટકાની લોનો તથા ઝોરાસ્ત્રીયન બીલ્ડીંગ સોસાયટીના શેરો લેવામાં આવ્યા છે. એવો શેઠે વાંદરાની બાઇ આવાબાઇ પીટીટ પારસી છોકરીઓની આરફનેજમાં એક કુવો બંધાવી આપવા કબુલ્યું છે.

ડાકટર એરચશાહ ફરામજી શેઠના જેવણ સોલાપુર ખાતે તા૦ ૫ મી અકટોબર ૧૯૨૧ ને દીને બેહેસતનશીન થયા હતા તેવણે પોતાના મરહુમ માતાજી તથા પીતાજીના પુણ માટે રૂ૧૦૦૦૦ આપવા ફરમાવ્યું હતું, તેમાં એવણના બેટા શેઠ બેજનજી એરચશા શેઠનાએ બીજા વધુ રૂ૨૫૦૦ પોતાના માતપીતાના પુણ માટે ઉમેરી કુલે રૂ૧૨૫૦૦ અહમદનગરની દરેહમેહ-રના સુધારા વધારા માટે આપવા જણાવ્યું છે.

સખી વજુદ બાઇ હીરાંબાઇ જમશેદજી પીટીટ તે મરહુમ સર દીનશાજી માણેકજી પીટીટ પહેલા બેરોનેટના બેટીએ રૂ૮૮૦૦ નીચલા ધરમ ખાતાઓમા આપ્યા છે:—પંચગણીના ડા૦ બીલીમોરીયાના બેલ એર સેનેટેરીઅમમાં મરહુમ બાવાજી સર દીનશાજીને નામે એક ફ્રી બેડ સ્થાપવા રૂ૩૦૦૦ ની નોટ ટકા ૩॥ ની, સોનગઢ વયારાના મરહુમ શેઠ નશરવાનજી માણેકજી પીટીટની દરેમેહરના નીભાવ ફંડમાં મરહુમ ધણી શેઠ જમશેદજીની યાદમાં રૂ૧૦૦૦ નું પોરટ ત્રસ્ટ બોંડ ટકા ૪ નું, ઝોરાસ્ત્રીઅન ફીઝીકલ કલચર એંડ હેલ્થલીગના ફંડમાં મરહુમ ખેશી શેઠ એદલજી ફરામજી કામાની યાદમાં રૂ૫૦૦ નું પોરટ ત્રસટ બોંડ ટકા ૪ નું, સર જમશેદજી સ્કુલના ભોજન ફંડમાં મરહુમ બાઇ ધનબાઇજી દી. પારખ તે મરહુમ સર જમશેદજી જીજીભાઇ બીજા બારોનેટના દીકરીની યાદમાં રૂ૫૦૦ નું પોરટ ત્રસ્ટ બોંડ ટકા ૪ નું, રાજકોટની દરેમેહરના નીભાવ ફંડમાં વયાજ વાપરવા રૂ૫૦૦ ની નોટ ટકા ૩॥ ની, મઉના બાઇ મીઠીબાઇ આશો ફરોહર ફંડમાં રૂ૫૦૦ ની નોટ, મુંબઇની ચંદા રામજી કન્યા હાઇ સ્કુલમાં પોતાના બંધેવી શેઠ દાદી નશરવાનજી દાદીશેઠની યાદમાં રૂ૫૦૦ તથા માતાજી લેડી સાકરબાઇ દીનશાહ પીટીટની યાદમાં રૂ૫૦૦, સકકર દરેમેહેરનું, સ્કુલનું તથા ધરમશાળાનું મકાન બાંધવાનાં ફંડમાં રૂ૫૦૦, દીવાના જરથોરતીઓને મદદ કરવાના ફંડમાં રૂ૩૦૦, શ્રી જરથોસ્તી મંડળને રૂ૩૦૦, જરથોસ્તીઓને

અનાજ આપવાના ફંડમાં રૂ૩૦૦, પારસી સ્ટુડંટસ હેલપીંગ એસોસીએશનના ફંડમાં રૂ૩૦૦ અને ગરીબ જરથોસ્તીઓનાં રહેઠાણુ ફંડ હસ્તકની બાઇ રતનબાઇ પાંડેની સ્કુલના ભોજન ફંડમાં રૂ૧૦૦.

શેઠ મેરવાનજી દાદાભાઇ ચમારબાગવાળાએ ચોરાસી તાલુકાના ભાઠા ગામમાં છોકરાઓ તથા છોકરીઓની નીશાળો માટે જુદા જુદા મકાનો રૂ૧૫૦૦૦ ના ખરચે બંધાવી આપવા સુરત જીલ્લાની લોકલ બોરડને માગણી કરી છે. છોકરાઓની શાળાને એવણુના બેટા શેઠ દાદાભાઇનું અને કન્યાશાળાને એવણુના ધણીયાણી બાઇ આઇમાયનું નામ આપવા જણાવ્યું છે.

સુરત જીલ્લાના દારૂના કંત્રાકટરો મેસરસ બોઇસ ડી. કાવશજીની કંપનીના ભાગયા શેઠો નશરવાનજી બોઇસ અને દીનશાજી કાવશજી ખંડાલાવાળાએ રૂ૧૦૦૦૦ સુરતના નાનપરામાં જરથોસ્તી છોકરા છોકરીઓની ગુજરાતી શાળા માટે બાંધવામાં આવનારા નવા મકાનના ફંડમાં આપયા છે.

વલસાડના જાણીતા શેહેરી ખા૦ બા૦ કાવસજી ધનજીભાઇ ધનમુરાએ આ વરસે રૂ૫૦૪૬ની કરેલી સખાવતની વાગત:-નાના પારસી વાડની અગયારીમાં ભેટ આપેલું જરમનનું અફરગાન્યું તથા ખુમચાના રૂ૧૦૦૦, બલાઇન્ડ રીલીફ એસોસીએશનને રૂ૪૦૦, ખુલ્નના દુકાળ ફંડમાં રૂ૧૦૦, મુંબઇમા સંકટમા આવી પડેલા જરથોસ્તીઓને મદદમાં રૂ૨૦૦, મલબારમા સંકટમા આવી પડેલા લોકને રૂ૧૦૦, સકકરની અગીયારીનું નવું મકાન બાંધવા રૂ૧૦૦, અજમેરની અગીયારીના ફંડમા રૂ૧૦૦, રૂસ્તમપરાના બહરાઓનો ગમ્બાર કરવા રૂ૧૦૦, સુરત ઇબાદખાના નીભાવ ફંડમાં રૂ૧૦૦, નવસારી કલબનો નવો રૂમ બાંધવા રૂ૧૦૧, ગરીબ જરથોસતીઓના રહેથાણુ માટે મકાનો બાંધવાના ફંડમા રૂ૧૦૦, ગરીઓને દવા તથા અનાજ આપયો તેના રૂ૨૦૧૨ અને પરચુરન ફંડો વગેરેમાં આપેલા રૂ૬૩૩.

મરહુમ શેઠ ફકીરજી નાનાભાઇ ચાઇના બીલીમોરાવાલાના પુણુ માટે મરહુમના વીધવા બાઇ પીરોજબાઇએ રૂ૬૦૦૦ની સાડાત્રણુ ટકાની લોન બીલીમોરાની જરથોસ્તી અંજુમનને આપી છે કે એના વ્યાજમાંથી દર વરસે શેહરેવર મહીનાના આસમાન રોજે બીલીમોરામાં બપોરે જરથોસ્તી માટીડાંઓ માટે નેઆતનું જમન કરવું. એ ઉપરાંત બાઇ પીરોજબાઇ ફ. ચાયનાએ પોતાના મરહુમ દીકરી બાઇ આઇમાય માણેકશા મુલાના પુણુ માટે રૂ૭૦૦૦ ની સાડા ત્રણુ ટકાની લોન તથા રોકડા રૂ૮૪-૧૪-૪ બીલીમોરાની જરથોસ્તી અંજુમનને આપયા કે એના વ્યાજમાંથી દર વરસે તીર મહીનાના તીર રોજે બીલીમોરામા રાતે જરથોસ્તી બાનુઓ માટે નયાતનુ જમણુ કરવું.

બાઇ જીવણબાઇ બમનજી શાપુરજી ચોહ્યાએ વલસાડ ખાતેના ચેરાગ ફંડમાં રૂ૨૮૦૦ના, રૂવાનોના ફંડમાં રૂ૨૮૦૦ ના અને ગરીબ પારસીઓની છોકરીઓના લગનમાં મદદ કરવા માટે ૪૯૦૦ ના મલી રૂ૧૦૫૦૦ ના સાડાપાંચ ટકાના વ્યાજના વોર બોંડો આપયા છે.

હાંગકાંગના જાણીતા શેહેરી શેઠ મનચેરજી જમશેદજી પટેલે સુરત ડીસ્ત્રીકટના ઓલપાડ તાલુકામાં એપ્રીલ ૧૯૨૨ માં ચાલુ થયલી ધરમાદા દવાખાના માટે ઓલપાડ ગામનું પોતાનું અઠાવીસ હજારની કીમતનું મકાન તથા રોકડા બીજા રૂ૨૦૦૦૦, વધુ આપ્યા છે. એવણે ચીન ખાતેના કેનટોનના લાચાર ચીનાઓના લાભ માટે જુદા જુદા ફંડોમાં રૂ૩૦૦૦, આપ્યા છે.

ઇરાનમાં આવેલા યઝદ શેહેરમાં એક દવાખાનું મુંબઇના ઇરાની જરથોસ્તી અંજુમનના કારોબાર હેઠલ ઉઘાડવામાં આવનાર છે, તે માટે સર રતન તાતાના ત્રસ્ટ ફંડમાંથી રૂ૩૫૦૦૦ આપવાથી એક મેડીકલ અને સરજીક હોલ સર રતન તાતાને નામે બાંધવામાં આવશે. નાતજાતનો તફાવત રાખવા વગર સરવે કોમના ગરીબ દરદીઓની સારવાર થશે. આ દવાખાના માટે નવસારીવાળા શેઠ કેખશરૂ કાવશજી દેશાઇ ગોંડલવાલાએ રૂ૨૦૦૦૦ના બોંડ આપ્યા છે તેના વ્યાજ.

માંથી ગરીબ જરથોસ્તીઓને મુફત દવાદારૂ આપવામાં આવશે. મેડીકલ હાફીસર તરીકે ડાા૦ જમશેદજી પેસતનજી પટેલને નેમવામાં આવ્યા છે જેવણુ તા૦ ૨૬ મી મે ૧૯૨૨ ને દીને મુંબઇથી ઉપડી ગયા હતા. કેરમાન શેહેરમાં ત્યાના જરથોસ્તી વેપારીઓએ હાસપીટલ ચાલુ કીધી છે જેના તબીબ તરીકે ડાક્ટર શેહેરીયાર વાહાડયાને અતરેથી ગયે વરસે મોકલવામાં આવ્યા છે. આ હાસપીટલનો સરવે કોમ તરફથી લાભ લેવામાં આવે છે.

શેઠ તેહમુરસ આર. એન. કામાએ પોતાના બપાવાના તેમજ માત પીતાના પુણ્ માટે પુણાની સરદાર દસ્તુર હોશંગ હાઇ સ્કુલની લાઇબ્રેરીના ફંડમાં અને સ્કોલરશીપો સ્થાપવા માટે રૂ૧૫૦૦૦ આપ્યા છે.

સુરતવાલા શેઠ એદલજી ફરામજી દોતીવાલાએ સુરત નાનપરાની હીરામશીદાના મોહલામા આવેલી પુરાણા આતશ દાદગાહની દરેહમેહરના નીભાવ માટે કાડી, દીવેલ, સુખડ વગરે માટે બ્યાજ વાપરવાની સરતે રૂ૮૦૦૦ ની રકમ સુરતની પારસી પંચાયતની બોરડને આપી છે.

મરહુમ શેઠ શાપુરજી એન. ચાંદાભાઇના એડમીનીસ્ટ્રેટર શેઠ કે. એન. ચાંદાભાઇએ રૂ૬૦૦૦ની સાડા ત્રણ્ ટકાની લોન ચેરીટેબલ એંડાઉમેંટસના સરકારી ખજાનચીને સોંપી છે કે એના બ્યાજમાંથી સર જમશેદજી આરટસ સ્કુલમાં આરકીટેકચરનો વીષય ભણતા પારસી વીદયારથીને "શાપુરજી એન૦ ચાદાભાઇ સ્કોલરશીપ" આપવી.

કવેટાના જાણીતા શેહેરી ખા૦ બા૦ બરજોરજી દોરાબજી પટેલ સી. આઇ. ઇ,એ સુરતની પાંજરાપોળને રૂ૫૦૦૦ ની સાડા ત્રણ ટકાની લોન એવી શરતે આપી છે કે તેનું વયાજ અશકત ખોડાં ઢોરોને ઘાસ દાણો ખવરાવવામાં વાપરયા કરવું.

શેઠ પીરોશાહ રૂશતમજી હોરમજી વખારીયાએ રૂ૫૦૦૦ ની રકમ ભરૂચની કોટની જમશેદ બાગવાળી વખારીયા દરેહમેહરના નીભાવ ફંડમાં આપી છે.

શેઠ જમશેદજી અરદેશર વાડયાએ મરહુમ શેઠ હોરમજી બમનજી વાહાડયાની નઇયતે પુણાની સરદાર દસ્તુર હોશંગ હાઇ સ્કુલમાં લાયબ્રેરીની ચોપડીઓ ખરીદવા માટે રૂ૫૦૦૦ આપી દર વરસે રૂપ્યા પાંચ હજાર આપવા કબુલ્યા છે. એવણે મુકતી ફોજના ફંડમાં રૂ૧૦૦૦ આપ્યા છે.

શેઠ દારાશાજી મનચેરજી કાપડીયાએ પોતાના મરહુમ ધણીયાણી બાઇ પીરોજબાઇની નઇયતે રૂ૫૦૦૦ની સખાવત જાહેર કરી હતી તે રકમમાંથી ભરૂચના જમશેદ બાગના કમ્પાઉન્ડમાં એક મોહટું ટાંકુ બાંધવા માડયું છે અને તેની પાછળ રૂ૧૦૦૦૦ સુધીનો ખરચ થનાર છે.

મરહુમ શેઠ અરદેશર બેરામજી કુપરની નઇયતે એવણના બેટી બાઇ બાનુબાઇ તથા જમાઇ શેઠ દારાબશાહ બમનજી દુબાશે લાહોરની બાઇ આવાંબાઇ અરદેશર કુપરવાળી દરેહમેહરમાં નીરંગદીન ખલાસ થવાથી લગભગ રૂ૩૦૦૦ના ખરચે નીરંગદીનની કીયા કરાવી જરથોસ્તની સબી તથા દજન ખુરશીઓ તથા જરમન સીલવરના ૪૩ નાના વાસણો ભેટ આપ્યા છે. આ નીરંગદીનની કીયા પુરી થવાને દીવસે યાને તા૦ ૧૪ મી નવેમબર ૧૯૨૧ને દીને શેઠ દારાબશાહ તરફથી જશન થવા બાદ અગીયારીના ત્રસ્ટીઓ તરફથી શેઠ જાહાંગીર રૂ૦ દાજીના પ્રમુખપણા હેઠળ એક મેલાવડો કરી શેઠ દારાબશાહને એનાયત કરવામાં આવનાર માનપત્ર વાંચવામાં આવ્યું હતું. આ માનપત્ર ચાંદીના કાસકેટ સાથે શેઠ દારાબશાહને મુંબઇમાં એનાયત કરવામાં આવ્યું છે. એવો સાહેબ આ દરેહમેહરને વરસો થયા દર વરસે ખરચ માટે રૂ૬૬૦ આપ્યા કરે છે.

ખા૦ બા૦ નશરવાનજી જાહાંગીર બોગા તે મરહુમ બાઇ પીરોજબાઇ રૂશતમજી બેરામજી બોગાના વીલના એકઝીકયુટરે મરહુમ બાઈ પીરોજબાઇના બેહેસતનશીન બેટા શેઠ શાવકશાહના પુણ્ય માટે રૂ૨૫૦૦ ના ૪ ટકાના પોર્ટ ટ્રસ્ટ બોંડ લાહોરની શેઠ કુપરવાલી દરેહમેહરના નીભાવ ફંડમાં વ્યાજ વાપરવા અને રૂ૨૦૦૦ ની લોન તથા બોંડ લાહોરના આરામગાહ ફંડમાં વ્યાજ વાપરવા આપયા છે.

એક જરથોસ્તી ગ્રહસ્થે પોતાને ત્યાં તા૦ ૩૦ મી એપ્રીલને રવીવારે થયલી નવજોતની ખુશાલીમાં રૂ૪૪૫૮ ની વધુ રકમો નીચલાં ધરમખાતાંઓમાં આપી છે:—નાસીક ધરમશાલા ફંડમાં કેપીટલ ખાતે રૂ૧૫૦૧, ઝોરાસ્ત્રીયન બીલ્ડીંગ સોસાયટીને ( ડોનેશન તથા કેપીટલ ખાતે ) રૂ૧૧૦૧, ઝોરાસ્ત્રીયન ફીઝીકલ કલ્ચર એંડ હેલ્થ લીગને ( ડોનેશન તથા ફીઝ ) રૂ૫૫૧, જરથોસતી જશન કમીટીને રૂ૫૫૧, પારસી બોયસ સ્કાઉટસ ફંડને રૂ૧૫૧ અને બાકીના રૂપયા બીજા જુદા જુદા પરચુટણ ફંડોમાં આપયા છે.

કરાંચીના જાણીતા શેહેરી ખા૦ બા૦ નશરવાનજી રૂસતમજી મેહેતા તથા શેઠ જમશેદજી નશરવાનજી મેહેતાએ બાઇ ગુલબાઇ નશરવાનજી મેહેતા સુરત પારસી મેટરનીટી હાસપીટલના ઉપયોગને માટે અગાઉ મોટી કીંમતનાં ઈનસટરૂમેનટસ ભેટ કીધાં હતાં; તે ઉપરાંત આ વરસે આશરે રૂ૨૮૦૦ ની કીમતનાં બીજા ઉપયોગી સરજીકલ ઇનસટરૂમેનટસ તથા એપેરેટસો વેલાયતથી મંગાવી ભેટ આપયાં છે.

શેઠ જાહાંગીર ફરામરોજ પંથકીએ પોતાના મરહુમ બેહન બાઇ આઇમાયના નામથી કરાંચીના બાઇ ગુલબાઇ મેહતા પારસી મેટરનીટી હોમમાં ( સુવાવડખાનામા ) એક સેપટીક વોરડ બાંધવા માટે રૂ૩૦૦૦ આપયા છે.

શેઠ ફીરોઝ સોરાબજી ગઝદરે પોતાની બે બેટીઓની નવજોતની ખુશાલીમાં રૂ૨૫૦૧ પારસી કોઓપરેટીવ હાઉસીંગ સોસાયટીને ડોનેશન તરીકે આપયા છે.

શેઠ નશરવાનજી સોરાબજી ગઝદરે પરેલ ખાતે શેઠ ન. મા. વાહાડયાના ટ્રસ્ટીઓ હસ્તકના જાહાંગીર બાગની જગામાં પારસી પંચાયતને ખરચે જે શેડો ઉભા કરવામાં આવયા છે, તે માટે મીલીટરી છાપરાઓ કોલાબેથી પરેલ ખાતે લઇ જવા સારૂ વગર દામે દીવસો સુધી મોટર લારીઓ વાપરવા આપી હતી અને એવોએ રૂ૧૦૦૦ હાઉસીંગ સોસાયટીને ભેટ આપયા છે.

શેઠ ફરામજી કુવરજી લીંબુવાલાએ રૂ૨૦૦૦ ની લોન પોતાના મરહુમ અશો વાહાલાઓની યાદમાં કરાંચીના બાઇ ગુલબાઇ મેહતા પારસી મેટરનીટી હોમમાં (સુવાવડખાનામા ) આપી છે કે એના વ્યાજમાંથી દરદીઓની સારવાર કરવી.

મરહુમ બાઇ જરબાઇ બેહરાંમજી પટેલની નઇયતે મરહુમનાં બેટી બાઇ પીરોજબાઇ નોશરવાનજી ખરાડીએ મઉના આદરયાન મધે ચાલુ દીન ને રાત કોપરેલનો ચેરાગ બાલવા માટે રૂ૧૦૦૦ ની લોન વ્યાજ વાપરવા આપી "બાઇ જરબાઈ ચેરાગ ફંડ " સ્થાપ્યું છે તથા મજકુર બાઇનાં મરહુમ બેટી બાઈ મનીજેહ રતનશાહ ખેડાવાલાની નઇયતે રૂ૧૮૦૦ ની લોન વ્યાજમાથી આદરયાનની સાંજે ચાલુ કેરોસીનનો ચેરાગ બાલવા આપી હતી.

શેઠ જમશેદજી દીનશાહ કરાકાએ અમદાવાદ ખાતે જરથોસ્તી રૂવાનોને દોખમે થઈ જવા સારૂ લગભગ રૂ૨૫૦૦ ના ખરચે એક ગાડી બનાવી અમદાવાદની જરથોસ્તી અંજુમનને ભેટ આપી છે.

મરહુમ શેઠ હોરમશજી પેસ્તનજી બેંકરનાં પુણ્ય સારૂ મરહુમનાં વીધવા બાઇ સુનાબાઇએ તથા મરહુમનાં અતલગના સગાંઓએ મલીને રૂ૨૫૦૦ ની સાડાત્રણ ટકાની લોન બીલીમોરાની

જરથોસતી અંજુમનને આપી કે એના વ્યાજમાંથી બીલીમોરાની શેઠો મનચેરજી અને રતનજી શાપુરજી ટાટાની અંગ્રેજી હાઇ સ્કુલનો ગરીબ પારસી વીધારથી મેત્રીકયુલેશનની પરીક્ષા પાસ કરી વધારે અભયાસ માટે કોલેજમાં જોડાય તેને, તથા હુનરશાળા અથવા ટેકનીકલ કોલેજમાં દાખલ થાય તેને, એક અથવા વધું વીધારથીને સ્કોલરસીપ આપવી.

શેઠ પાલનજી એદલજી પલંમબરે પોતાના દોસ્ત મરહુમ શેઠ હોરમજી પેસતનજી બેંકરના પુણ માટે રૂ૨૦૦૦ ની સાડાત્રણ ટકાની લોન બીલીમોરાની જરથોસ્તી અંજુમનને આપી કે એ રકમના વ્યાજમાંથી મરહુમ શેઠ હોરમજીની વરસ દીવસની બાજ રોજ ૨ જો માહા ૮ માને દીવસે પડે છે તે દીવસે બીલીમોરાનાં ગરીબ જરથોસ્તીઓને મુફત અનાજ આપવો.

શેઠો પેસ્તનજી ધનજીભાઇની કોલાબાની લેન્ડીગ કંપની તરફથી આ વરસે વધુ રૂ૨૦૦૦ની ૭ ટકાના વીયાજની લોન વલસાડ જરથોસ્તી અંજુમનને આપી છે કે એનું વ્યાજ ગંભાર ખરચમા ઘટ લાગે છે તેમાં વાપરવું.

શેઠ માણેકજી પી૦ ભરૂચાએ ઝોરાસ્ત્રીયન ક્રીકેટ કલબને યંગ ઝોરાસ્ત્રીયન કપ માટે રૂ૧૫૦૦ આપ્યા હતા અને એવણે એ કલબના પ્રમુખ તરીકે તેમજ બીજી રીતે કરેલી મદદની હેશાનમાં એવણના માનમા ગયા મે મહીનામાં એક મેળાવડો કરી રાતે ખાણું આપ્યું હતું.

શેઠ માણેકશા મનચેરજી મોટાફરામે પોતાના મરહુમ માબાપની યાદમાં મનચેરજી હોરમસજી મોટાફરામ, કુંવરબાઈ મ. મોટાફરામ અને ભાઇ હોસંગજી મોટાફરામના નામની અકેક મળી દર રૂ૨ ની માસીક ત્રણ સકોલરશીપો સુરતની સરકારી મીડલ સકુલના પેહલા, બીજા અને ત્રીજા ધોરણમાં અભયાસ કરતા અકેક ગરીબ વીદયારથીને આપવા માટે રૂ૨૧૦૦ ની ૩॥ ટકાની લોનો મોટાફરામ–સકોલરશીપ ફંડ સથાપવા માટે મુંબઈ ઇલાકાના ધરમાદા ફંડોના સરકારી ખજાનચીને આપી છે.

લેડી આઇમાય હોરમજી અરદેશર વાહાડયાએ માહાબલેસ્વરના ઈંડસ્ત્રીયલ હોમને રૂ૧૦૦૦ આપ્યા છે.

બાઇઓ સુનાબાઈ નશરવાનજી મીનવાલા, પીરોજબાઇ પીરોશાહ સાગુ અને પીરોજબાઈ અરદેશર મીનવાલાએ પોતાના મરહુમ ભાઇ શેઠ શાપુરજી ફરામજી મોદીની યાદમાં રૂ૧૫૦૦ની સરકારી લોન, નોટો કરાંચીના બાઇ ગુલબાઇ મેહતા પારસી મેટરનીટી હોમ ( સુવાવડખાતામાં ) આપી છે કે એના વ્યાજમાંથી જરથોસતીઓની સારવાર કરવી.

બાઇ શીરીનબાઇ ફરામરોજ લામે પોતાના મરહુમ બાવા શેઠ સોરાબજી બમનજી કેખશરૂ મોદીની યાદમાં રૂ૧૦૦૦ સુરતની બાઇ ગુલબાઇ મેહેતા પારસી મેટરનીટી હોસપીટલમાં તથા શેઠ રૂસતમજી તારાચંદ પારસી જનરલ હોસપીટલમાં ઇલેકત્રીક ફીટીંગસ કરવા માટે આપયા છે.

અતરેના જાણીતા શેહેરી શેઠ કાવશજી જાહાંગીર રેડીમની ઓ. બી. ઇ., સી. આઈ. ઈ. તરફથી સુરત સારવજનીક એજયુકેશન સોસાયટીના ફંડમાં રૂ૧૦૦૦ આપવામાં આવ્યા છે.

સીગનપોર ગામના જાણીતા શેહેરી શેઠ એદલજી કુવરજી પટેલે રૂ૧૦૦૦ સુરત રૂશતમપરાના ગરીબ પારસી વીદયારથીઓને મુફત ચોપડીઓ વગેરે અપાવવાના કેળવણી ફંડમાં આપ્યા છે.

મરહુમ શેઠ નવરોજી બેરામજી બારીઆના પુણ માટે મરહુમનાં છોકરા શેઠ હોરમશજીએ રૂ૫૦૦ની સાડાત્રણ ટકાની લોન બીલીમોરાની જરથોસતી અંજુમનને ચેરાગનાં ફંડમાં વ્યાજ વાપરવા આપી છે.

મરહુમ શેઠ બેરામજી ફરામજી બારીઆનાં પુણ માટે મરહુમનાં છોકરાઓ શેઠો અરદેશરજી તથા નવરોજીએ રૂ૫૦૦ ની સાડાંત્રણ ટકાની લોન બીલીમોરાની જરથોસ્તી અંજુમનને ચેરાગનાં ફંડમાં વ્યાજ વાપરવા આપી છે.

મરહુમ શેઠ હોરમસજી રૂશતમજી મેંગુસીનાં પુન્ય માટે મરહુમનાં વારસો શેઠ ડોશાભાઈ હીમજીભાઇ મેંગુસી વીગેરે તરફથી બીલીમોરાની જરથોસ્તી અંજુમનને રૂ૧૦૦૦ નો ૪ ટકાનો પોરટ ટ્રસ્ટ બોંડ આપયો કે એનુ વ્યાજ મરહુમનાં આગલાં ગહંબારનાં ખાતામાં વાપરવું.

શેઠ મેરવાનજી મોટાભાઇ મુનશીએ વલસાડની જરથોસ્તી અંજુમનને રૂ૯૦૦ આપયા કે એની પાંચ ટકાના વ્યાજની લોન ખરીદી તેના વ્યાજમાંથી એવણના કુટંબીઓના બે જણાઓની બાજ વીગેરેનો ખરચ કરવો.

બાઈ ધનબાઇજી ફરામજી હોરમજી અરજાનીએ નવસારીના કુતાર મોહલ્લાના ગહમબાર ફંડમાં રૂ૫૦૦ અને નવસારીના કકલીઆવાડના બઇરાંઓનાં ગહમબાર ફંડમાં રૂ૫૦૦ આપ્યા છે.

કરાંચીવાલા બાઇ શીરીનબાઇ બેરામજી કાવસજીએ અંકલેસ્વર ખાતેના ગહમબાર ફંડમા વ્યાજ વાપરવાની સરતે ભરૂચની પારસી પંચાયતને રૂ૫૦૧ આપ્યા છે.

બાઇ સુનાબાઇ જમશેદજી દુબાશે રૂ૫૦૦ મઉના બાઇ મીઠીબાઈ અશો ફરોહર ફંડમા આપ્યા છે.

અતરેના જાણીતા શેહેરીઓ શેઠો બોઇસ ભાઈઓએ સુરતની તાપી નદી કીનારે મુલ્લા ખડકીના ઓવારા આગળના એબાદતખાનાના ફંડમાં રૂ૨૦૦ ની સાડા ત્રણ ટકાની લોન આપી છે.

શેઠ બેરામજી રૂસતમજી સુખેસવાલાએ વલસાડની જરથોસ્તી અંજુમનને એવણનાં કુટંબીઓનાં બે જણાની બાજ કરવા માટે વયાજ વાપરવા સારૂ રૂ૪૦૦ આપયા છે.

બાઇ મીઠીબાઇ જાહાંગીર મુગાશેઠે રૂ૫૦૦ની લોન, શેઠ દારા જા૦ મુગા શેઠે રૂ૨૦૦ની લોન અને શેઠ જાલ જા૦ મુગાશેઠે રૂ૧૦૦ ની લોન મલી રૂ૮૦૦ની લોન કલીકત પારસી અંજુમન હસ્તકના ચેરાગ તથા મોબેદોના નીભાવ ફંડમાં વ્યાજ વાપરવા આપી છે.

એક જરથોસ્તી ગ્રહસ્થે રૂ૪૦૦૦ ને ખરચે નવસારીના દોખમાં આગળ શહેર બહારના ગામોમાંથી આવતાં રૂવાનોને સચકવાને માટે એક બંગલી બંધાવી આપવા જણાવ્યું છે.

શેઠ હોશંગ નાદરશાહ એદલજી દીનશાહ તરફથી કરાંચી ખાતેની શેઠ એદલજી દીનશાહની સસ્તા ભાડાની ચાલીઓ જેનો લાભ ગરીબ જરથોસ્તીઓ લે છે તેમાં સુધારો વધારો કરી તે ઉપર માળ ચઢાવીને વધુ ગરીબ જરથોસ્તીઓને રાખવામાં આવશે.

શેઠ અરદેશર બરજોરજી ગોદરેજે મુંબઇના હાથ સાળોના વણકરોના સંઘના ઉપયોગ માટે ભાયખલામાં આવેલી પોતાની જમીન વપરાસ માટે મુફત આપી છે. આ જમીન ઉપર એક ઝુપડું બાંધી તેમાં હાથ સાળોપર કાપડ વણવા તથા રેંટીઆ ઉપર સુતર કાંતવા માટે ગોઠવણ કીધી છે. હાથ સાળો અને રેંટીયા ઉપર કામ કરીને પોતાનું ગુજરાન ચલાવવા ગરીબ સ્ત્રી પુરૂશોને મદદ આપવાનો [illegible] આ સંઘનો હેતુ છે. એવણે રકેનડ સાથની તીજોરીઓ અને ઓફસે ધરમખાતાઓમાં ભેટ આપ્યા છે.

એક જરથોંસતી ગ્રહસ્થે એક એલયુમીનમની ગાડી મુંબઇની પારસી પંચાયતને ભેટ આપી છે. આ ગાડી રૂવાનોને હાસપીટલોમાંથી અથવા ખાનગી ધરોમાંથી ફકત ડુંગરવાડી ખાતેની રૂવાનની બંગલીમાં લાવવા સારૂ હાલમાં ઉપયોગમાં લેવામાં આવશે.

મુંબઇવાલા શેઠ ધનજીશા બરજોરજી પટેલે બદનેરાની જરથોસ્તી અંજુમનને રૂવાન લઇ જવા માટે હાથની એલ્યુમીનયમની ગાડી ભેટ આપી છે.

શેઠ રૂશતમજી જીવણજી જેવણ દક્ષીણ આફરીકાના ડરબાન શહેરમાં રહે છે તેવણે ડરબન શહેરમાં હીંદીઓ માટે એક ફ્રી લાયબરેરી સને ૧૯૨૧માં સ્થાપી તેમાં ફરનીચર ચોપડીઓ વગેરે મુકાવ્યું છે.

બીલીમોરાના રહીશ શેઠ જમશેદજી હોરમસજી મેંગુશી તા૦ ૧૨ મી સપટેમબર ૧૯૧૯ નો દીને મરણ પામયા હતા અને તેવણના ઉઠમણાની ક્રીયા વેળા એવણની પુંજીમાંથી અને એવણના

બેશાવંદો તરફથી ભરાયલી રકમમાંથી રૂ૩૫૦૦૦ કોઇ ફંડમાં આપવાનું ઠરાવ્યું હતું. આ રૂ૩૫૦૦૦ વયાજે હમણા વધ્યા છે જે મધેથી રૂ૫૧૦૦૦ ની કીંમતના દર રૂ૫૦૦ ના ૧૦૨ પ્રેફરંસ શેરો, સેનત્રલ ઇંડીયા મીલના પાંચ ટકાના વયાજના ખરીદી બીલીમોરાની જરથોસતી અનુંજુમનના ત્રસટી સાહેબોને ખાતુ પાડવા આપ્યા છે કે મુદલ રકમ અનામત રાખી દર વરસે વ્યાજમાંથી બીલીમોરાની શેઠો મનચેરજી અને રતનજી તાતાની ઈંગ્રેજી હાઇ સ્કુલના અથવા દેશાવરની કોઇપણ સ્કુલમાંથી બીલીમોરાના રહેવાશી ગરીબ વીદયારથી મેત્રીકયુલેશનની પરીક્ષા પાસ કરી મેડીકલ અથવા એનજીનીયરીંગનું શીખવા માટે કોલેજમાં જોડાય તેને તથા હુનરશાળા અથવા ટેકનીકલ કોલેજ અથવા વેપારી કોલેજમાં દાખલ થાય તે વીદયારથીઓને સ્કોલરશીપ આપવી તેમજ જે ઉમેદવારોને માટે ત્રસટીઓને તેઓ ભલામણ કરે તે ઉપર ત્રસટીઓએ વીચાર ચલાવી ઘટતું કરવું.

અતરેના જાણીતા શેહેરી અને તબીબ દાકતર સર તેમુલજી ભીખાજી નરીમાન તે શેઠ નસરવાનજી જાહાંગીરજી વાડીયા ચેરીતી ફંડના ત્રસ્ટીએ ૧૧૮૦૦ નીચલા ધરમ ખાતાઓમાં આપ્યા છે–:અથો-રનાંન મંડલના બોરડીંગ સ્કુલને રૂ૨૦૦૦, રેડક્રોસ તરાંએનગલ ફંડમાં રૂ૩૦૦, પંચાયેત હસ્તકના હુલ્લડ વખતના પારસીઓને મદદ કરવાના ફંડમાં રૂ૨૦૦૦, નસરવાનજી જાહાંગીરજી વાડીયા મેડીકલ કોલેજ જીમખાનાને રૂ૧૦૦૦, બોંબે પરેસીડંસી વીમેનસન કાઉનસીલને રૂ૫૦૦, રેડ કરોસ વીકને મુંબઇની હોસ્પીટલોને માટે રૂ૫૦૦, સોસાયટી ફોર પ્રોટેકશન ઓફ ચીલદ્રનને રૂ૨૦૦૦, ઝોરાસ્ટ્રીયન ફીસીકલ કલચર અને હેલ્થ લીગને રૂ૧૦૦૦ અને ગરીબ પારસીઓને કેળવણી તથા પગાર આપવા માટે આપેલા રૂ૨૫૦૦.

શેંગાહી જરથોસ્તી અનજુમનનાં ધરમનાં ફંડના ત્રસ્ટીઓએ દર સાલના રાબેતા મુજબ આ વરસે પણ રૂ૯૯૫૦ હીંદના જરથોસ્તી ધરમાદા ફંડોને આપ્યા છે. ચીનના જરથોસ્તીઓ સર અવસરે હીંદના દુખીઓને રાહત આપનારાં, ગરીબોનાં સંકટ ટાળનારા તથા કેળવણીનો ફેલાવો કરનારાં ખાતાંઓ તરફ હમેશાં પોતાનો સખાવતી દસત લંબાવવે છે. મજકુર રકમ નીચલા ધરમખાતાઓમાં આપી છેઃ–ડૉ૦ દાજીવાળી સસતાં ભાડાંની ચાલોના ફંડમાં રૂ૧૨૫૦, ડાકટર માસીનાની હોસ્પીટલના ગરીબ જરથોસ્તી દરદીઓના લાભ માટે રૂ૧૦૦૦, ધરમપોરની શેઠ મલબારીવાળી ખહીની સેનેટેરીયમમાં વ્યાજ વાપરવા પારસી દરદીઓ માટે રૂ૧૦૦૦, ડાકટર સર ટેમુલજીવાળાં સુવાવડખાતાંના ફંડમાં રૂ૫૦૦, ડાકટર કેરાંવાળા સુવાવડખાતાંના ફંડમાં (પારસીઓ માટે) રૂ૨૦૦, પારસી પંચાયત હસતકની ફીવર હાસ્પીટલમાં રૂ૩૦૦, ડાકટર બહાદુરજીવાળા દેવલાલીના સેનેટોરીયમમાં રૂ૩૦૦, વાંદરાના બાઇ શીરીનબાઇ કામા સેનેટોરીયમમાં રૂ૫૦૦, શેઠ નસરવાનજી મા. પીટીટવાળા પારસી દીવાનાના ફંડમાં રૂ૫૦૦, સર જમશેદજી જીજીભાઇ સ્કુલનાં ભોજન ફંડમાં રૂ૩૦૦, શેઠ બેરામજી જીજીભાઇ સ્કુલનાં ભોજન ફંડમાં રૂ૧૦૦, શેઠ બેરામજી જીજીભાઇ સ્કુલના જનરલ ફંડમાં રૂ૨૦૦, શેઠ જમશેદજી ન. પીટીટ ઓરફનેજમાં રૂ૩૦૦, બાઇ આવાંબાઇ ફ. પીટીટ છોકરીઓની ઓરફનેજમાં રૂ૩૦૦, શેઠ કુકાવાળા સુરતની ઓરફનેજમાં રૂ૩૦૦, તેહરાનની જરથોસ્તી છોકરીઓની નીશાળનાં ફંડમાં રૂ૩૦૦, પુનાની સરદાર દસતુર નોશીરવાન જરથોસતી છોકરીઓની નીશાળના ફંડમાં રૂ૨૦૦, શેઠ કે. આર. કામા ઓરીયનટલ ઇનસ્ટીટયુટમાં રૂ૫૦૦, ગરીબ બાપ વગરના બચ્ચાંઓ અને વીધવાઓને આસરો આપવાના પારસી પંચાયત ફંડમાં રૂ૫૦૦, જામે જમશેદના ગરીબ જરથોસ્તીઓને મદદ આપવાના ફંડમાં રૂ૩૦૦, રાજકોટની અગીયારીના નીભાવના ફંડમાં રૂ૩૦૦, જરથોસ્તી સ્ત્રી મંડળના વરક-કલાસનાં ફંડમાં રૂ૨૦૦, ઇનડસ્ત્રીયલ હોમના ફંડમાં (ડૉ૦ દાજીવાળા) રૂ૨૦૦, અને ઉદવાડાની ડીસપેનસરીનાં ફંડમાં રૂ૨૦૦,

કહાડયો હતો, જ્યા કોઇ કોઇ વાર ધરમ ક્રીયા થતી હતી અને બાહેરગામના રવાનો આવે તેઓનો સચકાર કરવામા આવતો હતો. એ ધરમશાળાનું મકાન બીસમાર થવાથી કરાંચીવાલા બાઇ શીરીનબાઇ રૂસતમજી ડોશાભાઇ મારકરે પોતાના મરહુમ પીતાજી શેઠ એદલજી દીનશાહ તથા મરહુમ માતાજી બાઇ બચુબાઇના પુણને માટે નવેસરથી અકટોબર ૧૯૨૧ માં બંધાવી આપયું છે. એ મકાન ખુલ્લું મેલવાની ક્રીયા દખણના વડા દસ્તુરજી સરદાર કેકોબાદે કરી જણાવ્યું કે, બાહેર ગામથી અને ખાસ મીરજથી તેમજ યરોડાની "લ્યુનાટીક એસાઇલમ"માંથી જરથોસ્તીઓના રવાનોને પુણામાં લાવવામાં આવે છે તેઓના સચકારની જગા અત્રે તેવી ન હોવાથી આ ધરમશાલા એ કામ માટે વાપરવામાં આવશે.

**શેઠ વાહાડયાજીના આતશબેહરામમાં કરવામાં આવેલો ફેરફાર—** મરહુમ શેઠ હોરમજી બમનજી વાડયાજીના આતશ બેહરામનાં પુરાણા મકાનમાં ઘણો મોટો ફેરફાર કરી તેને વધારે કુસાદે બનાવી ઇલેકટ્રીક લાઇટ વગેરેથી સંગારી મકાનના સુધારા વધારા પાછળ મોટો ખરચ કરવામાં આવ્યો છે. આ આતશ બેહરામનો ઉપલા મજલાવાલો હોલ ટેબલ ખુરશીઓની કેટલીક સામગ્રીઓ સાથે જાહેર ભાષાણો, વાયજો, જશન માટે આ આતશ બેહરામની રોજ ૧૭મો માહા ૨ જાને દીને પડેલી ૯૨ મી સાલગ્રહના મુબારક દીવસથી જાહેર પડવાસ માટે ખુલ્લો મુકવામાં આવ્યો છે. સર હોરમજી અરદેશર વાહાડયાના મરહુમ બેટી બાઇ રતનબાઇ બમનજી જમશેદજી અરદેશર વાહાડયાના થયલા ઉઠમણામાં ભરાયલી રકમમાંથી રૂ૩૦૦૦૦ આ પાક આતશબેહરામના વધારા તથા સુધારા માટે આપવામાં આવ્યા છે અને મરહુમ બાઇ રતનબાઇની સબી હોલમાં ખુલી મુકવામાં આવી છે. મરહુમ સર શાપુરજી બ. ભરૂચાની નઇયતે શેઠ અરદેશર મેરવાનજી ભરૂચાએ આતસબહેરામ અને આદરાનના પવીત્ર કેબલાના બેઉ દીવાનખાનામાં સુંદર ગલીચાઓ તેમજ ચાંદી તથા જરમન સીલવરના વાસણો અને ૧૦૦ ખુરસીઓ ભેટ આપી છે.

**નવસારીની તાતા સ્કુલનું ખુલ્લું મુકાયલું મકાન—** નવસારી ખાતે દાદાભાઇ કાવશજી તાતા નવસારી એ. વ. સ્કુલને લગતું વધારાનું નવુ મકાન ખુલ્લું મુકવાની ક્રીયા વડોદરા રાજ્યના કેલવણી ખાતાના કમીશનર ખા૦ બા૦ આદરજી મેહરનોશજી મશાણીએ રોજ ૨૨ મો માહા ૨ જો તા૦ ૩૧ મી અકટોબર ૧૯૨૧ ને વાર સોમને દીને સાંજે કરી હતી. સ્કુલની કારોબાર મંડલીના પ્રમુખ શેઠ પૂરદુનજી મા. કાંગાએ સ્કુલને લગતી વીગત કહેતાં જણાવ્યું કે આ નવા મકાનનો પાયો તા૦ ૩૧-૧૨-૧૯૨૦ ને દીને નખાયો હતો. સર કાવશજી જાહાંગીર જરથોસતી મદરેસા જે તે વેળા નવસારી જરથોસતી મદરેસા તરીકે ઓળખાતી હતી તેની સથાપના ૧૮૫૬ માં થઇ ત્યારથી સને ૧૮૯૮ સુધી જે વરસોની આ શાલા બનેલી છે અને તેને મદરેસાના અખંડ ભાગ તરીકે ચાલુ રાખી હતી. નામદાર સરકારે મદરેસાને ગ્રાંટ આપવાની ગોઠવણ કરવાથી ૧૮૭૮ માં આ તમામ વરગો મદરેસાથી છુટા પાડયા પછી એ ગ્રહસ્થોએ નવસારી એ. વ. સ્કુલ તરીકે ચલાવી અને ૧૮૮૦ ની આખરીએ શેઠ સોરાબજી કાવશજી તાતાએ પોતાના ભાઇ શેઠ દાદાભાઇ કા. તાતાની મીલકતમાંથી આપેલા રૂપયા દશ હજારના બ્યાજમાંથી સ્કુલ નીભાવવાની ગોઠવન થવાથી સ્કુલનું નામ "દા. કા. તાતા એ. વ. સ્કુલ" રાખયું હતું. એના મકાનનો પાયો તા૦ ૩૧ મી દીસેમબર ૧૮૯૪ ને દીને નાખયો હતો અને તા૦ ૨ જી જાનેવારી ૧૮૯૬ ના દીવશે મકાન ખુલ્લું મુકાયુ હતું. મકાન માટે થયલા કુલ ખરચ રૂ૪૭૦૦૦માં રૂપયા વીશ હજાર તથા જમીન સરકારે આપી અને રૂ૨૭૦૦૦ શેઠ રતન તાતાએ આપવા હતા. નાના છોકરાઓ માટે ગામની મધ્ય સ્થળમાં એક ભાડેનું મકાન રાખી તે તા૦ ૩૧-૧૨-૧૯૨૦ સુધી ચાલુ રાખયું પણ જુનું મકાન નાખલું પડવાથી વધારાનું આ નવું મકાન આજે ખુલ્લું મુકવા ભેગા મલા છઇએ. આ મકાન માટે રૂ૨૬૦૦૦ નો ખરચ થયો તેમાં અરધી રકમ નામદાર સરકારે

તથા અરધી રકમ શેઠ રતનજી તાતાએ આપી છે. એ પછી સ્કુલના અવસતા શીક્ષક એરવદ નવરોજી રતનજી કાંગાએ મકાન ખુલ્લું મુકવાની અરજ કરવાથી પ્રમુખે મકાન ખુલ્લું મુકી પ્રસંગને અનુસરતું વીવેચન કરવા બાદ મેલાવડો વીસરજન થયો હતો.

**મુંબઈની જુની સગડી ઉપર મારેલી નવી તખતી**—મુંબઇના દોખમાઓની સામે શેઠો બમનજી હોરમસજી અને ખરશેદજી મા. શરાફે પોતાના બાવા મરહુમ શેઠ માણેકજી દો. શરાફની યાદમાં એક સગડી બંધાવી રોજ ૯–૧૦–૧૧૬૪ ને દીને ખુલ્લી મુકી હતી. એ સગડી ઉપર તખતી નહી હોવાથી શેઠ માણેકજી દો. શરાફના એક નબીરા શેઠ ખરશેદજી ધ શરાફે પોતાના ખરચે નીચલી તખતી મુંબઇની પારસી પંચાયતની પરવાનગીથી મારી છે:– આ સગડી મરહુમ શેઠ માણેકજી દોરાબજી શરાફની નઇયતે તેવણના બેટાઓ બહમનજી હોરમસજી અને ખરશેદજીએ મરનારની પુંજીમાંથી બંધાવી મરનારની વરસીને દહાડે રોજ ૯ મો આદર યજદ માહ ૧૦ મો દેહ દાદાર હોરમજદ શેહેનશાહી સને ૧૧૬૪ યજદેજરદી તથા તા૦ ૧૫ મી જુલાઇ ૧૭૯૫ ને દીને ઇજાવી અંજુમનના વપરાસ માટે ખુલ્લી મુકી હતી. એ ઉપર તખતી નહી હતી તે આજ રોજે મરનારના બેટાના નબીરા શેઠ ખરશેદજી ધનજીભાઇ ખરશેદજી સરાફે પોતાને ખરચે પારસી પંચાયતના ત્રસ્ટી સાહેબોની પરવાનગીથી મુકાવી છે. રોજ ૨૬ મો આસતાદ ઇઝદ માહ ૨ જો અરદીબેહેશત અમેશાસપંદ શેહેનશાહી સને ૧૨૯૧ યઝદેઝરદી, તા૦ ૪ થી નવેમબર ૧૯૨૧.

**સુરતની ગોટીના દરેહમેહરનું બંધાયલું મકાન**—સુરત ખાતે ઘાસતીપુરા મધે આવેલ. ગોટીના આતશ આદરીયાનનું મકાન બીસમાર થવાથી તે મુંબઇવાળા જાણીતા સખી શેઠયા શેઠો મનચેરજી ફરામજી ખાને તથા ભીખાજી ફરામજી ખાને રૂપયા ૨૫૦૦૦ ના ખરચે બંધાવી આપેલું નવું મકાન ઇજી તેમાં અસલના કેબલાને તખતનશીન કરી રોજ ૧૭ મો માહા ૪ થો તા૦ ૨૫ મી ડીસેમબર ને રવીવારે ખુલ્લું મુકયું હતું. જશન કરવા બાદ સરદાર દાવર ટેમુરસ કાવશજી મોદીએ આ પાક આદરીયાનને લગતી કેટલીક વીગત આપતા જણાવ્યું કે આ આતશનો કેબલો સુરતમાં ઘણો પુરાતન છે અને કયારે તખતનશીન કીધેલા તેની શાહદત મલતી નથી પણ દસતાવેજી પુરાવાથી માલમ પડે છે કે સને ૧૭૯૩ના સાલમાં ઘણા વખત અગાઉથી હસ્તીમાં હતા. મરહુમ શેઠ સોરાબજી કાવસજી નેકશાયતખાંન જેવણ તા૦ ૯ મી એપ્રીલ ૧૭૭૨ને દીને મરણ પામ્યા હતા, તેમણે કુંકી ગામમાં પોતાના વજીફાની નદી કીનારાપર આવેલી જમીનપર મકાન બાંધી તખતનશીન કીધા હતા. એ પછી મકાન બીસમાર થવાથી અને પારસી વસ્તીથી ઘણુ દુર હોવાથી સુરત નજદીક આ નવું મકાન બાંધયું છે તે જગાબી શેઠ નેકશાયત-ખાનની હતી ત્યા ફરીથી નવું મકાન બાંધયું હતું. એ પછી મરહુમ શેઠ નશરવાનજી કોયાજીએ મોટું મકાન ફરીથી બંધાવ્યું હતું તે સને ૧૭૯૬ માં બંધાયું હોય એમ લખાણ મલે છે. સને ૧૮૩૧ માં સર જમશેદજી જીજીભાઇએ અને ત્યાર પછી શેઠ મેરવાનજી હોરમજી ફરેજરે અને તે પછી શેઠ નશરવાનજી બહમનજી ભાવનગરીએ મકાનની મરામત કરાવી હતી. ઇસ્વી સને ૧૮૫૭ માં મુંબઇવાળા બાઇ હીરાંબાઇ તે મરહુમ શેઠ જાહાંગીર માણેકજી પંથકીના વીધવાએ પોતાના ધણીની યાદમાં પુરાણી ઇમારત તોડી નવેસરથી બંધાવી હતી. હમણા છેલ્લું મકાન તોડી પાડયું તેમાં ત્રણ શેનશાહી અને એક કદમી હીંદોલો હતો તે મુજબ આ નવા મકાનમાં પણ ગોઠવણ રાખેલી છે. ૧૮૫૭ માં આ દરેહમેહરનો વહીવટ વાસણવાલા કુટંબમાં હતો પણ શેઠ નશરવાનજી વાસણવાળા ગુજરી ગયા પછી કેટલાક ગ્રહસ્થોએ દાવર રૂશતમજી મોદીને રેક્વી-ઝીશન મોકલવાથી ૧૮૯૨ માં એક ત્રસ્ટડીડ બનાવી તેનો વહીવટ ટરસ્તીઓ ચલાવે છે. આદરીઆન સાહેબનું મકાન સને ૧૮૯૪ થી દર વરસ મુંબઇ તથા કોલંબોના સખી વેપારી મરહુમ શેઠ મંચેરશાહ ફરામજી ખાન દુરસ્ત કરાવી એજ સાલથી દર વરસે તીર મહીનો ને શરોશ

રોજે આદરીઆનની સાલગ્રેહનું જશન તથા એવણના બાવા મરહુમ શેઠ ફ્રામજી ભીખાજી ખાનની બાજનું ક્રીયાકામ કરાવી દરરોજ બોય દેતી વખતે ચહડાવવાનું સુખડ મોકલાવતા હતા તેમજ જરમન સીલવર વીગેરેના વાસણો એઓએ આપયા હતા. એઓ સાહેબના એવા ચાલુ ટેકાને લીધે તથા આદરીઆનના નીભાવને અરથે શેઠ રૂસતમજી મંચેરજી ફલીપટવીવાલાએ સુરતના બુરહાનપુરી ભાગલના રસતા ઉપરના કોઠડાં આપેલાં તેનું ભાડું ઘણું વધી જવાથી ફંડની હાલત સારી છે અને હાલ દર વરસે રૂ૩૨૨૫ ઉપજે છે. શેઠ મંચેરશાહ ખાનના અકાળ બહેસતી થવાથી તેમજ શેઠ ખુશરોભાઇ ન. બેહેરેમંદખાને ઘણી કીમતી મદદ આપી હતી તેવોના ક્વખતના મોતને લીધે આ સંસથાને ભારે ખોટ ગઇ છે. એ બંને સાહેબોની સબી આજ રોજે આ નવા મકાનમાં ખુલ્લી મુકવામાં આવી છે. આ દરેહમેહરનું જુનું મકાન બીસમાર થવાથી શેઠ મનચેરશા ખાને નવું તરસ દીડ બનાવી રૂ૧૭૦૦૦ નવું મકાન બાંધવા આપી અમારી પાસેની રૂ૧૫૬૦૦ ની લોનનું વ્યાજ એમણે કરેલી સરત મુજબ વાપરવા અને પોતાના બે કુટંબીઓને ટરસ્ટી બનાવવા જણાવ્યું હતું. પણ મકાન બાંધવા પાછલ રૂ૨૭૦૦૦નો ખરચ થવાથી તેમાં પાછલથી શેઠ ભીખાજી ફરામજી ખાને રૂ૮૦૦૦ વધુ આપી પોતાના કુટંબ તરફથી રૂ૨૫૦૦૦ની મદદ કરી છે, એ માટે એઓ સરવેનો ઉપકાર માનવામાં આવે છે. શેઠ ભીખાજી ખાન અતરે આવી શકયા નથી પણ એવણના ભત્રીજા શેઠ બેરામજી મંચેરશા ખાનને મોકલાવ્યા છે તે માટે એવોનો ઉપકાર માન્યે છીએ અને એવણ પોતાના મરહુમ બાવાજીને પગલે ચાલી મદદ કરતા રહેશે એવી આશા છે. શેઠ સોરાબજી બરજોરજી રીપોરટરે રૂ૧૫૦૦ ની કીમતની જરથોસ્તની સબી ભેટ આપી છે. આજના પરથવાના ખરચમાં રૂ૧૦૦૦ નો હીસ્સો ખાન કુટંબ તરફથી મલ્યો છે, તેમાંથી રૂ૫૦૦ નાં સદરા તથા સાડીઓ પારસી ગરીબોમાં વહેચવા જણાવ્યું છે જે હવે પછી કરવામાં આવશે. એઓની ચાલુ મલતી રહેલી મદદ માટે અંજુમન તરફથી એક શીયાલ શેઠ બેરામજી મ. ખાનને એનાયત કરૂં છુ. એ પછી મદદ કરનારા બીજા સાહેબોને શીયાલો વગેરે ભેટ આપયા બાદ શેઠ બેરામજી મ. ખાન તરફથી સરવેનો ઉપકાર માનીયા પછી દસ્તુર કાવશાહ રૂશતમજીએ નુરી આતશના કેબલા માટે ભાષાણ કરવા બાદ મેલાવડો વીસરજન થયો હતો. સાજે આદરીયાનના કંપાઉંડમાં એરવદ બરજોરજી બજાએ ગુસતાસ્પ અને કેતાયુનનું દાસ્તાન ફારસી બેતબાજીમાં કરી ગુજરાતીમાં તરજુમો કરી સંભલાવ્યો હતો. આ દરેહમેહરના કંપાઉંડની લગોલગ આવેલી પોતાના બંગલા સાથની વીસાલ જમીનમાંની બે હજાર જમીન શેઠ રૂસતમજી મીનોચેર કુકાએ ભેટ આપવા જણાવયું છે.

**બીલીમોરા ખાતે ખુલ્લું મુકાયલું કલબનું મકાન**—બીલીમોરાના જાણીતા શેહેરી શેઠ રતનજી શાપુરજી તાતાએ બીલીમોરા ઝોરાસ્ત્રીયન કલબ માટે બંધાવી આપેલી રતનજી શાપુરજી તાતા બીલડીંગ ખુલ્લી મુકવાની ક્રીયા ખા૦ બા૦ ડાકટર પાલનજી દાદાચાનજીના હાથે રોજ ૧૭ મો માહા ૪ થો તા૦ ૨૫ મી ડીસેમ્બર ૧૯૨૧ ને રવીવારે સાંજે કરવામાં આવી હતી. શરૂઆતમાં તાતા ગરલસ ઇંગલીશ સ્કુલની છોકરીઓએ ઇશ્વર સ્તુતીનું ગાયન ગાયા પછી શેઠ પેસતનજીએ પોતાના પીતા શેઠ રતનજી શા. તાતા તરફથી જણાવ્યું કે શેઠો જીજીભાઇ લીમજીભાઇ બીલીમોરીઆ અને ડોશાભાઇ ધનજીભાઈ ડેપ્યુટી કલેકટર વગેરેની કાળજીથી કલબ હસ્તીમાં આવી છે અને એની લગભગ પચાસ હજારની સ્થાવર તથા જંગમ મીલકત છે. શેઠ ધનજીશા કુવરજી ગંખાએ કલબની પાસેનું પોતાનું મકાન તથા જગા ભેટ આપી છે તે માટે ઉપકાર માનીએ છીએ. કલબ માટે મકાનની જરૂર જણાવાથી કલબની પાસેની જગા કલબના ખરચે વેચાતી લઈ તે ઉપર શેઠ રતનજી શાપુરજી તાતાએ રૂ૧૫૦૦૦ ને ખરચે આ નવું મકાન બંધાવી આપ્યું છે. એ પછી ડા૦ દાદાચાનજીએ નવી બીલડીંગ ખુલ્લી મુકી શેઠ ધનજીશાહએ ભેટ આપેલી જમીન

માટે તેમજ શેઠ રતનજી તાતાની સખાવત માટે ઉપકાર માની જણાવ્યું કે શેઠ રતનજી તાતા અને એવણના મરહુમ ભાઇ શેઠ મનચેરજીએ બીલીમોરા તેમજ ધરમપોર ખાતે સ્કુલો વગેરે માટે અગાઉ એ લાખથી વધુની સખાવત કીધી છે તે માટે તાતા કુટંબને ધન્યવાદ ઘટે છે. કલબ તરફથી શેઠ જીજીભાઇ બીલીમોરીયાએ અને વલસાડવાલા ખા૦ બા૦ કાવસજી ધનજીશાએ શેઠ તાતાની સખાવત માટે સ્તુતી કરવા બાદ મેલાવડો વીસરજન થયો હતો. શેઠ રતનજી તાતાએ રાતે કલબના કમ્પાઉડમાં ખાણું આપ્યું હતું. આ નવું મકાન બંધાવી આપવા માટે શેઠ રતનજી તાતાને કલબ તરફથી માનપત્ર આપવાનો એક મેલાવડો તા૦ ૩૧ મી ડીસેમ્બરે કલબના કંપાઉંડમાં સચીન સ્ટેટના દીવાન શેઠ પીરોશાહ નશરવાનજી બીલીમોરોયાના પ્રમુખપણા હેઠળ થયો હતો. પ્રમુખે માનપત્ર વાંચતા જણાવ્યું કે મકાન ભેટ આપી કલબને ધરખમ તબક્કા ઉપર લાવવા માટે શેઠ રતનજીના હેશાનમંદ છેએ. સખાવતથી એવણનું તથા કુટુંબનું નામ સદા યાદ રહેશે તેમજ નામદાર ગાયકવાદ સરકારે પણ એવણને "દાતાર મંડળનો" સોનાનો ચાંદ એનાયત કરી માન આપ્યું છે. માનપત્ર કાસકેટમાં મુકી શીયાળ સાથ શેઠ તાતાને એનાયત કીધું હતું. શેઠ રતનજીને આપેલા માન માટે એવણના બેટા શેઠ પેસતનજીએ સરવેનો ઉપકાર માન્યા બાદ છોકરાઓનો સપોરટસનો મેળાવડો થયો હતો, તેમા જીત મેલવનારાઓને શેઠ રતનજી તાતાના હાથે ઇનામો આપવામાં આવ્યા પછી શેઠ રતનજીના માનમાં કલબ તરફથી ખાણાનો મેલાવડો કરવામાં આવ્યો હતો.

**જાહાંબોરડી ખાતે ખુલ્લું મુકાયલું સ્કુલનું મકાન**—જાહાંબોરડી ખાતે અતંયંજ વરગના છોકરાઓની સ્કુલનું નવું મકાન શેઠ ગુસતાદજી ડોસાભાઇ બીલીમોરીયાએ બંધાવી આપ્યું હતું, તે રોજ ૨૪ મો માહા ૪ ઠો, તા૦ ૧ લી જાનેવારી ૧૯૨૨ ને રવીવારે ખુલ્લું મુકવામાં આવ્યું છે. ગામના પટેલ મી૦ ગોપાલ નાનાએ સ્કુલનો રીપોરટ વાંચતાં જણાવ્યું કે ૧૯૧૮ માં લોકલ બોરડે સ્કુલ ચાલુ કીધી હતી પણ મકાન વગર ઘણી અડચણ પડવાથી શેઠ ગુસતાદજીએ સરકાર પાસેથી જમીન વેચાતી લઇ મકાન બાંધયું છે એ માટે એવણના ઘણા હેશાનમંદ થયા છેએ. આ મકાન ડીસ્ત્રીકટ લોકલ બોરડને સવાધીન કીધું છે અને એની દેખરેખ વગેરે કરશે. શેઠ અરદેશર ખરશેદજી વેસાવેવાળાએ કેળવણીથી થતા ફાયદા માટે વીવેચન કરવા પછી મકાન ખુલ્લું મુકાયલું જાહેર કરવા બાદ મેલાવડો વીસરજન થયો હતો.

**પારસી સેંત્રલ એશોસીએશન તરફથી બીલડીંગનો નખાયલો પાયો**—પારસી સેંત્રલ એસોસીએશન કોઓપરેટીવ હાઉસીંગ સોસાયટી તરફથી સીટી ત્રસ્ટની દાદર માટુંગા એસટેટ ઉપર જે ૧૯ પલોટો મેળવવામાં આવયા છે તેમાંના ૬ પલોટોનો કબજો મલવાથી તેમાંની એક બીલડીંગનો પાયો નાખવાની ક્રીયા રોજ ૧ લો માહા ૫ મો, તા૦ ૮ મી જાનેવારી ને રવીવારે સર જમશેદજી જીજીભાઇએ કરી હતી. શેઠ મનચેરજી એ. જોસીએ સોસાયટીને લગતો ઇનતેખાબ રજુ કરતાં જણાવ્યું હતું કે બીલડીંગના ખરચ માટે જે સભાસદોએ એકત્રતીયાસ હીસ્સો આપયો છે તેઓના વસવાટ માટે આ ૧૯ પલોટો છે. આવા સભાસદોની કુલે સંખ્યા ૭૪ ની છે, જેમાના ૧૮ ને "એ" ટાઇપ બીલડીંગ જે બે ઓરડાઓ અને એક રાંધણીની બનેલી છે તેમાં, ૧૭ ને "બી" ટાઇપની બીલડીંગ, જે ૩ ઓરડાઓ અને એક રાંધણીની બનશે તેમાં, ૨૪ ને "સી" ટાઇપની બીલડીંગ જે ચારથી પાંચે ઓરડા અને એક રાંધણીની બનશે તેમાં, અને ૧૫ ને "ડી" ટાઇપની બીલડીંગ જે પાંચથી છ ઓરડા અને એક રાંધણીની બનશે તેમાં વસાવવામાં આવશે. સોસાયટીને ત્રસટ તરફથી કબજો મલેલા પાંચ પલોટ ઉપર બીલ્ડીગો બાંધવાનું શરૂ થયું છે. આ પાંચમાંથી એક "એ" ટાઇપની, બે "બી" ટાઇપની અને બે "ડી" ટાઇપની છે. આમાંની એક "ડી" ટાઇપની બીલડીંગનો પાયો નાંખવા હું સર જમશેદજીને અરજ કરૂં છું. એ પછી સર જમશેદજીએ પાયો નાંખવાની ક્રીયા કરી પ્રસંગને અનુસરતું ભાષાણ કરતાં સેક્રેટરી શેઠ જોશીએ લીધેલી મેહનત માટે શાબાશી આપ્યા પછી મેળાવડો વીસરજન થયો હતો.

**નવસારીમાં ખુલ્લી મુકાયલી બામજી સેનેટરીયમ તથા સકલાટવાળો બલોક**—નવસારી ખાતે લુનસીકુઇના રસ્તા ઉપર બાઈ રતનબાઇ એદલજી બામજી તરફથી સેનેટરીયમને લગતા બંધાયલા ચાર બલોકો તથા શેઠ બાપુજી હોરમજી સકલાટવાલા તરફથી બંધાયલો એક બલોક મલી પાંચ બલોકો ખુલ્લા મેલવાની ક્રીયા રોજ ૭ મો માહ ૫ મો તા૦ ૧૪મી જાનેવારી ૧૯૨૨ને સનીવારે સાંજે ૫-૩૦ વાગે નામદાર સર જમશેદજી જીજીભાઇ બારોનેટને હાથે કરવામાં આવી હતી. વડા દસ્તુરજી કૈકોબાદજી દારાબજીએ કેટલુંક વીવેચન કરી બાઇ રતનબાઇ બામજી તરફથી સેનેટરીયમ ખુલ્લી મુકવાની તેમજ શેઠ બાપુજી સકલાટવાળાએ પોતાનો બલોક પણ ખુલ્લો મુકવાની અરજ કરવા પછી સર જમશેદજીએ ભાષાણ કરતાં જણાવ્યું કે બાઇ રતનબાઇએ આ ધરમખાતું સ્થાપતી વખતે પોતાનો બંગલો જમીન સાથે જેની કીંમત લગભગ સાહાઠ હજાર રૂપયા થવા જાય છે તે તેમજ એક લાખ રૂપયા આપયા હતા પણ તે પછી એવણે જુદી જુદી વખતે રૂપયા છપ્પન હજાર વધુ આપ્યા છે. શેઠ બાપુજી સકલાટવાલાએ પોતાના મરહુમ ધણીયાણી બાઇ વીરબાઇજીના પુણ માટે એક બલોક બાંધવા રૂપ્યા ચોવીસ હજાર આપ્યા છે. આ બધા બલોકોમાં જોઇતું ફરનીચર મુકયું છે, એવોની સખાવત માટે લંબાણથી સ્તુતી કરી ઉપકાર માની સર જમશેદજીએ બલોકો ખુલ્લા મુકાયલા જાહેર કીધા હતા. સમસુલ ઓલમાં ડા૦ એરવદ જીવણજી જમશેદજી મોદીએ બાઇ રતનબાઇ તરફથી મકાન બાંધવા ઉપર ખા૦ બા૦ માણેકજી પાલનજી પેહવાલાએ કાલજી રાખી મેહેનત લીધી તે માટે એક શીયાલ અને પરસ તથા કંત્રાકટર શેઠ મનચેરજી દાદાભાઇ દેબુને પરસ આપવા જણાવ્યું હતું તેમજ શેઠ બાપુજી તરફથી એ બેઉ સાહેબોને પરસ આપવા જણાવવાથી સર જમશેદજીએ ખા૦ બા૦ માણેકજીને બે શીયાલ તથા બે પરસો અને શેઠ મનચેરજીને બે પરસો એનાયત કરી હતી. શેઠ માણેકજીએ ઉપકાર માની જણાવ્યું કે મને આપેલી આ બે પરસોના નાણા તમોને ગમેતેમ ઉપયોગ કરવા પાછા આપું છું. બાઇ રતનબાઇ તરફથી સર જમશેદજી ઉપર આપેલો કાગળ શેઠ જમશેદજી એ. કુતારે વાંચયો હતો, તેમાં જણાવ્યું હતું કે આ સેનેટરીયમ બાંધવા માટે લીધેલી તસ્દી માટે સર જમશેદજીનો તથા ત્રસ્ટીઓનો ઉપકાર માનુ છું અને સર જમશેદજીની આજની સુભ હાજરીના પ્રશંગની યાદમાં રૂપ્યા દશ હજારની વધુ રકમ મુંબઇની પારસી પંચાયતને સવાધીન કરીશ કે આ ખાતાના ભલા માટે તે ખરચવામાં આવે. એ પછી શેઠ બાપુજી હો૦ સકલાતવાલાએ પોતે બંધાવેલા બલોકના નીભાવ માટે રૂપ્યા ત્રણ હજાર આપવાનું જાહેર કરવા પછી મેલાવડો વીશરજન થયો હતો.

**ધરમપોર ખાતે ખુલ્લું મુકાયલું મકાન**—ધરમપોરના ખહીના સેનેટેરીઅમમાં નવસારીના જાણીતા પરોપકારી બાનુ બાઇ રતનબાઇ એદલજી બામજીએ ૨૮૦૦૦ નાં ખરચે "નોશીરવાન આદલ ગેસટ હાઉસ" બંધાવયું છે તે મકાનનાં બે ઓરડાવાલો એક વીભાગ ખાસ પારસીઓ માટે જુદો રાખવા ધારયો છે અને ગયા જમશેદી નવરોઝથી તે મકાન વપરાસમાં લેવામાં આવયું છે. રાચરચીલું, પલંગ, ગોદરાં તથા જુદી રાંધણીની ગોઠવણ છે અને સાજા માણસોને દીન ૧૫ થી ૨૦ એકી વખતેની રજા મલશે. એજ મકાનનો એક ઓરડાવાલો બીજો ભાગ સામાનય કોમના વપરાસ માટે રાખયો છે જેમાં સાત દીવસથી વધુની રજા આપવામાં આવતી નથી.

**ઉતાકામંડ ખાતે ખુલ્લું મુકાયલું મકાન**—ઉટાકામંડ ખાતે તબીયત સુધારવા થયલા માંદા ઓફીસરોને માટે "રતન તાતા હોમ" ઉઘાડવાની ક્રીયા મધરાસના નામદાર ગવરનર લોરડ વીલીંગડને તા૦ ૫ મી જુને એક મેલાવડા સનમુખ કરી હતી. પુષકળ હવા ઉજાસવાળા અને આજુબાજુના ભાગનો અચ્છો દેખાવ માલમ પડે એવી ટેકડીપર એ મકાન આવયું છે, "હીરો ઓન ધી હીલ"ના નામથી ઓળખાતો બંગલો લેડી રતન તાતાએ લડાઇની ભેટ તરીકે

અને લશકરના અમલદારોના ઉપયોગ માટે પોતાના ખાવીંદની યાદગીરી તરીકે સરકારને આપયો છે. નામદાર ગવરનરે લેડી રતન તાતાની ઉદાર ભેટ માટે તારીફ કરી હતી.

**સુરતની સરની સ્કુલનું ખુલ્લું મુકાયલું મકાન**—સુરત ખાતે રૂસતમપરાની નામદાર સર જમશેદજીની છોકરા છોકરીઓની ગુજરાતી નીશાળોને માટે કુશાદે મકાન એજ પરાંના વતની અને નીઝામ હેદરાબાદમાં હાલ વેપાર કરતા મહેસથ શેઠ એદલજી ભીખાજી નાકરાએ લગભગ રૂ૪૦૦૦૦ ના ખરચે બંધાવી મુંબઇની સર જમશેદજી જીજીભાઇ પારસી બેનીવોલનટ ઇનસટીટયુશનના ત્રસટી સાહેબોને હવાલે કીધું છે કે તેઓ એ મકાન સ્કુલોને માટે હંમેશાં વપરાસમાં રાખે. સદરહુ સકુલો ૬૦ થી ૭૦ વરસ ઉપર સથાપવામાં આવી તયારથી જુદા જુદા ભાડેના મકાનોમાં ચાલતી હતી અને ઘણી અગવડો ખમવી પડવાથી શેઠ એદલજીએ આ મકાન બંધાવી આપ્યુ છે તે રોજ ૨૯મો માહા ૫ મો તા૦ ૫ મી જુન ૧૯૨૨ ને સોમવારે સેશનસ જજ શેઠ પીરોજશા જહાંગીરશા તાલેયારખાનના પ્રમુખપણા હેઠળ એક મેલાવડા સનમુખ ખુલ્લું મુકવામાં આવ્યું હતું. શેઠ બેજનજી જંબુસરીયાએ ગુજરાતી નીશાળોની હકીકત લંબાણથી કહી સંભળાવયા બાદ રૂસતમપુરાના જરથોસતી રહીશો તરફનું માનપત્ર સુખડની કાસકેટમાં મેલીને પ્રમુખે શેઠ એદલજી નાકરાને એનાયત કરી સરની સ્કુલના ત્રસટીઓ તરફની એક શીયાલ ઓઢાડી હતી. શેઠ નાકરાએ તેનો ઘટતો જવાબ વાળયા બાદ નવું મકાન ખુલ્લું મેલી બાળકોને ઇનામો વહેંચવામાં આવયાં હતાં. શેઠ એદલજી નકરા તરફથી આ કામમાં મદદ કરનારાઓને શીયાલો વગેરેની ભેટ કરવા બાદ મેળાવડો વીખરાયો હતો.

**અંધેરીના આંબોલીમાં નખાયલો ચેહેલીનો પાયો**—અંધેરી નજદીક આંબોલીમાં માલકમ બાગ ખાતે ગરીબ પારસીઓ માટેની બાઇ મોતલીબાઇ વાડયા બીલડીંગ જે શેઠ ન. મા. વાહાડયા ચેરીટી ફંડમાંથી બાંધવામા આવશે તેનો પાયો નાખવાની ક્રીરીયા નામદાર ગવરનરના બાનું લેડી લોઇડે રોજ ૯ મો માહા ૬ ઠો તા૦ ૧૫ મા ફેબ્રુરવારીને બુધવારે એક મેલાવડા સનમુખ કરી હતી. મરહુમ શેઠ ન. મા. વાહાડયાના ચેરીટી ફંડના ત્રસ્ટી સર હોરમસજી અ. વાહાડયાએ જણાવ્યું કે સને ૧૯૧૪ ના અમારા રીપોરટમાં જાહેર કરવા મુજબ આ ચેરીટીઝના સ્થાપકના નાના ભાઈ મરહુમ શેઠ નશરવાનજી જાહાંગીર વાહાડયાના ત્રસ્ટીઓ પાસેથી આંમબોલી ખાતેની માલકમ બાગની ૩૫ એકરની ઇસ્ટેટ કાયમના પટાપર લઇ તેનો કબજો અમોએ ૧૯૧૩ ના અકટોબરમાં લીધો હતો. શેઠ નશરવાનજી ૧૮૯૭ માં મરણ પામયા હતા અને પોતાની ઇસ્ટેટ પારસી કોમના લાભ માટે આપી હતી. શેઠ નશરવાનજીના એખલા હયાત ત્રસ્ટી ડા૦ સર ટેમુલજી ભી. નરીમાન હમારી કોમના લાભ માટેની યોજના સ્થાપવામાં અમોને મદદ કરવા હમારી સાથ જોડાયા છે. ઇસ્ટેટનો આખો વીસતાર ૧૭૮૯૨૬ ચોરસવાર છે. એમાંથી મધ્યમ વરગના પારસીએ જેઓ પોતાના મકાનો બાંધશે તેઓ માટે ૮૬ પલોટો અલગ કાઢયા છે જેનો વીસતાર ૭૫૦૦૦ ચોરસ વાર છે અને ટરસ્ટ ફંડમાંથી ગરીબ પારસીઓ માટે બાંધવામાં આવનારા મકાનોનો વીસતાર ૩૫૦૦૦ ચોરસવાર છે. બાંધેલા રસતાઓ ૯૦૦૦ ફીટ લાંબા અને તે ૩૩૫૦૦ ચોરસવારનો વીસતાર રોકે છે જ્યારે બગીચાઓ માટે ૨૮૦૦૦ ચોરસવાર જગા તેમજ સેપટીક ટેંકસ અને ખેતી માટે ૮૦૦૦ ચોરસવાર જગા રાખી છે. શેઠ ફરામજી જે. બીલીમોરીઆએ સેનેટરી કામમાં ઘણી કીમતી મદદ કાંઇપણ લવાજમ લીધા વગર આપી છે, પટે આપનારાઓને રૂ૪૨૦૦૦ જેટલું ભોંય ભાડું આપવા ઉપરાંત ડરેનેજ (ગટર)ના કામ માટે રૂ૧૧૦૦૦૦, રસ્તાઓ બાંધવા રૂ૧૦૦૦૦૦, અને નવા કુવાઓ બાંધવા તથા જુનાઓને મોટા કરવા રૂ૨૩૦૦૦ નો ખરચ થયો છે. ત્રસ્ટી ડા૦ સર ટેમુલજી સાથ થયલા પટાની રૂયે પટાની મુદત ૧૮ વરસ પછી પુરી થશે ત્યારે આ ઇસ્ટેટ ખરીદીએ તો દર ચોરસ વાર દીઠ ૧૨ આના લેખે આપવામાં આવશે જેના રૂ૧૩૪૦૦૦ થવા જશે.

કબજે લીધેલી જમીન પાછલ ૩૭૬૭૦૦૦ નો ખરચ થયો છે અને વાટર સપલાઇ તથા ફાયર સરવીસ માટે ૩૪૦૦૦૦ નો ખરચ થવા જશે. બીલડીંગ બાંધવા માટે પટેદારોને જમીન પટે આપવા માટે જમીનની કીમત ચોરસવાર દીઠ રૂ ૧–૮–૦ ગણી છે અને ભોંયભાડું સેંકડે ૪ ટકા ગણ્યું છે, જોકે દર ચોરસવાર દીઠ ખરચ અમોને રૂ ૨–૮–૦ થવા ગયો છે. બે માલથી વધુ ઉંચાઇનું મકાન બાંધવા દેવામાં આવશે નહી તેમજ પારસીઓનેજ રાખવામાં આવશે. બાઇ મોતલીબાઇના નામે ગરીબ પારસીઓ માટે બાંધવામાં આવનારા દરેક મકાનમાં ચાર પારસી કુટંબો રહી શકશે અને દરેક મકાન અકેક માલનું થશે અને તેનું ભાડુ રૂ ૮ નું રહેશે. આ માલકમબાગની ઇસ્ટેટ શેઠો જાહાંગીર અને નવરોજીએ ૨૮૮૫૦ માં ખરીદી હતી. એ પછી નામદાર લેડી લોઇડે પાયો નખાયલો જાહેર કરી આ યોજનાને તેમજ પારસી કોમના આ સંસથાનને સંપુરણ ફતેહ ઇચ્છીયા પછી મેલાવડો વીસરજન થયો હતો.

**પંચગનીના ખહીના "બેલ એર" સેનેટરીયમમાં ખુલ્લુ મકાયલુ મકાન—** મુંબઇવાલા શેઠ શાપુરજી બમનજી બીલીમોરીયા એકાઉનટંટ તથા જાણીતા ડાકટર રૂસતમજી બમનજી બીલીમોરયા અને કુટંબીઓએ પોતાના મરહુમ પીતાજી શેઠ બમનજી જમશેદજી બીલીમોરીયાની યાદમાં પંચગણી ખાતેના ખહીના "બેલ એર" સેનેટરીયમમાં બંધાવી આપેલા એડમીનીસ્ત્રેટીવ બલોક ખુલ્લો મુકવાની કીરીયા રોજ ૨૦ મો માહા ૬ ઠો તા૦ ૨૬ મી ફેબરવારી ૧૯૨૨ ને રવીવારે એક મેલાવડા સનમુખ કરવામાં આવી હતી. જશન કરવા પછી ડા૦ સોરાબ બ. વકીલે કેટલુંક વીવેચન કરતાં જણાવ્યું કે જે મરહુમ ગ્રહસ્થની યાદમાં આ બલોક બંધાયો છે તેવણ મોટા દીલના અને ઉંચ વીચારના શહેરી હતા અને પોતાના દીકરાઓ માટે વાજબી રીતે ઘણા મગરૂર હતા. એવણના દીકરાઓએ પોતાના પીતાની યાદ જલવાઈ રહે તે માટે આ બલોક બંધાવી આપ્યો છે. આ બલોક લાંબા વખતની ગરજ સારશે કારણ કે એડમીનીસ્ત્રેટીવ બલોક તથા ગેસ્ટ હાઉસની ઘણી જરૂર હતી. શેઠ શાપુરજી બીલીમોરીયા આ ખાતા તરફ હમેશા પ્રેમની લાગનીથી જોતા રહયા છે તેમજ મારા મીત્ર ડો૦ રૂશતમ બીલીમોરીયા ઘણી મોટી લાગણીથી જોઇ મદદ આપે છે. એવણ તરફથી નવ વરસ ઉપર જાલીમ રોગના દરદીઓને રાહત આપવાના ઇરાદાથી આ ખાતું સ્થાપવામાં આવ્યું હતું અને આવા બીનસવારથી કામમાં મદદ કરવાની મને ઉલટ થઇ હતી. આ વરસથી આ ખાતાને એક નવા તબકકા ઉપર મુકી તેની હસ્તી જાવેદાન કરવાની ધારણા રાખયે છીએ. વાઇ ગામમાં ઇંડસ્ટ્રીયલ ખાતાની શરૂઆત કરી છે અને આ ખાતામાંથી જે દરદીઓ સારા થઇ મુંબઈ જેવા ગીચ વસ્તીવાલા શેહરમાં રહી શકતા નહી હોય તેઓને માટે યોજના ઘડી, ઘણા દરદીઓને નીભાવવાની કોશેશ કરી છે. એ પછી મીસ જરબાનુ એમ. કાકડાવાળાએ બીલીમોરીયા કુટંબની સખાવત માટે ઉપકાર માની જણાવ્યું કે ડા૦ બીલીમોરીયાએ આ ખાતાની સ્થાપના કરી મોટું પુનનું કામ હાસલ કીધું છે. એવણના ભલા સવભાવ અને ટ્રીટમેંટથી દરદીઓને તેમજ તેઓના કુટંબને પણ એવણ રાહત આપે છે તેમજ અતરેના ડા૦ સોરાબ વકીલ અને ડા૦ જમશેદ દલાલ દરદીઓ તરફ હમેશા માયાથી વરતી પોતાની કીમતી મદદ આપતા રહયા છે. એ પછી શેઠ શાપુરજી બીલીમોરીયાએ પોતાના કુટંબને આપેલા માન માટે ઉપકાર માની બોલયા કે આ ખાતું વધારે પગભર કરવાને હવે ટ્રસ્ટીઓને હસ્તક સોપ્યું છે અને જાહેર પ્રજા તરફથી તેને સારો ટેકો મલશે. સેવટે ડા૦ વકીલે જાહેર કીધું કે મરહુમ શેઠ બમનજી બીલીમોરીયાના મીત્ર શેઠ રૂશતમજી રાવે આજના દીવસની યાદમાં ૨૫૦૧ સેનેટરીયમને ભેટ આપ્યા છે. એ પછી મેલાવડો વીસરજન થયો હતો.

**સીકંદરાબાદની અંજુમનની દરેહમેહેરનું ખુલ્લું મુકાયલું મકાન-**સીકંદરાબાદ ખાતે મરહુમ ખાન બહાદુર બેહરામજી સોરાબજી મીનાઇવાળી અંજુમનની દરેહમેહરનું નવું મકાન

ખુલ્લું મુકવાની ક્રીયા ખાન બહાદુર શાપુરજી એદલજી ચીનાઇએ રોજ ૨૦ મો માહા ૬ ઠો તા૦ ૨૬ મી ફેબ્રુવારી ૧૯૨૨ ને રવીવારે કરી હતી. શરૂઆતમાં આદરીયાન સાહેબને દસ્તુરજીએ તખતનશીન કરવા બાદ અંજુમનના સેક્રેટરી ખાન સાહેબ રામયાર અરદેશર ઇચ્છાપુરીયાએ રીપોર્ટ વાંચતા જણાવ્યું કે અતરેની અંજુમનને સખી વજુદ મરહુમ ખાન બહાદુર એદલજી ચીનાઇની તેવણુની હઇયાતી દરમ્યાન મોટો ટેકો હતો અને એવણે પીરોજબાઇ હોલ, સીકંદરાબાદની ધરમશાળા તથા સીવીલ હાસપીટલમાં પારસીઓ માટેનો સુવાવડનો વારડ બંધાવ્યો હતો. ત્યારબાદ એવણુના બેટાઓ તેમજ નબીરાઓએ મીઠીબાઇ ચેરીટેબલ ડીસપેનશરી, જમશેદ હોલ, શેઠ જમશેદજી ચીનાઇ હોલ, દેવલાલીની દરેહમેહેર, રતનબાઇ જહાંગીર ચીનાઇ ચંદરગાટની ધરમશાળા, રતનબાઇ ચીનાઇ વરનાકયુલર સ્કુલ, તથા રતનબાઇ ચીનાઇ ચેરીટેબલ ડીસપેનસરી વગેરે ધરમના ખાતાઓ સ્થાપ્યા છે. આ ચીનાઇવાલી દરેહમેહર રોજ ૩-૧૨-૧૨૮૯, તા૦ ૧૩ મી આગસ્ટ ૧૯૨૦ને દીને પરથવામાં આવી હતી. તે વેળા મકાન પુરાણુ હોવાથી નવા મકાનની જરૂર જણાવવાથી તે માટે મોટે ભાગે સીકનદરાબાદ તથા હેદરાબાદના જરથોસ્તીઓએ તેમજ શેઠ એદલજી ચીનાઇના કુટંબે સારો ફાલો આપ્યો છે. શેઠ એદલજી બી. નાકરાએ મરહુમ ધણીયાણી બાઇ જરબાઇના પુણ માટે ગુમબઝ બાંધવા રૂ૮૦૦૦, બાઇ ગુલબાઇ ખુરશેદજી જામાસ્પઆસાનાએ મરહુમ ખાવીંદ શેઠ માણેકજી શા આંટીયાના પુણ માટે ગુમબઝની અતરાફનો હોલ બાંધવા હાલી રૂ૬૦૦૦, શેઠ પેસતનજી હો. દેબારાએ યજશને વંદીદાદની ક્રીયા માટેના હોલ સારૂ હાલી રૂ૭૫૦૦, ડા૦ હોરમજી જ. ચીનાઇએ મરહુમ ધણીયાણી બાઇ ડોશીબાઇના પુણ માટે મુકતાદ માડવાના હોલ માટે હાલી રૂ૩૭૦૦, બાઇ સુનાબાઇ શા. ચીનાઇએ બંદગીના હોલ માટે હાલી રૂ૧૧૫૦૦, બાઇ જરબાનુ હોરમજીએ મરહુમ ખાવીંદ શેઠ હોરમજીના પુણ માટે આગલા વરંદા માટે હાલી રૂ૫૦૦૦, બાઇ રતનબાઇ જ. ચીનાઇએ કુવા માટે હાલી રૂ૧૦૦૦, મરહુમ ડા૦ ફરાતમજી દાદાભાઇ તથા ધણીયાણી બાઇ કુંવરબાઇના પુણ માટે મરહુમના ખેશીઓ તથા કુટંબીઓએ પાણીની હોજ ફુવારા સાથે બાંધવા રૂ૧૫૦૦ આપ્યા હતા. ખા૦ બા૦ શાપુરજી ચીનાઇના બેટા શેઠ દારાએ મરહુમ મમાઇજી ગુલબાઇના પુણ માટે કંપાઉંડ દીવાલ, લોખંડના ગેટો રેલીંગ સાથે બાંધવા સારૂ હાલી રૂ૫૮૦૦ આપવા કબુલ્યું છે તથા શેઠ બાપુજી એ. ચીનાઇએ નાહન નાહવાનો ઓરડો બંધાવી આપવા જણાવ્યું છે. બીલડીંગ બાંધવા સારૂ હાલી રૂ૧૭૧૩૬-૧-૬ ભરાયા હતા, તેમાંથી પુરાના મકાનનું આગલું દરશન, જાંજરૂઓ વગેરે બાંધવામાં આવ્યા છે. શેઠ દીનશાહ ફ્રામજી લેંટીને મરહુમ ધણીયાણી બાઇ દીનબાઇના પુણ માટે રૂ૩૦૦૦ ના ખરચે વીજલીની બટીઓ તથા પંખા મુકાવી જરથોસ્તની સખી તથા ચાર બાંકો ખુરસી વગેરે, મરહુમ ખા૦ બા૦ એદલજી ચીનાઇના પુણ માટે તેવણુના ત્રસ્ટ ફંડમાંથી રૂ૧૫૦૦ ની કીમતનું ગુમબઝનું જરમન સીલવરનું અફરગાન્યુ તેના સરવે સામન સાથ તથા તાજ, શેઠ દીનશાજી દા. ઇટાલીઆએ રૂ૫૫૦ની ચાર સેતરંજી, મરહુમ ડા૦ નશરવાનજી ખ. કુરલેવાલાના પુણ માટે બેટા તથા કુટંબે રૂ૧૬૦૦ની કીમતના ઇંધોરા વગેરે અને મરહુમ બાઇ હીરાબાઇ મરચંટના પુણ માટે રૂ૮૦૦ ની કીમતના ઇંધોરા વગેરે ભેટ આપવામાં આવ્યું છે. એ ઉપરાંત બીજા બાનુઓ તથા ગ્રહસ્થો તરફથી ચીજો ભેટ મલી હતી. આ ભેટ આપનારાઓનો તથા મદદ કરનારાઓનો ઉપકાર માન્યા પછી ખાન બહાદુર શાપુરજીએ મકાન ખુલ્લું મુકયા બાદ અંજુમન તરફથી સેક્રેટરી શેઠ રામયારને એક શીયાલ તથા બીજી ત્રણ શીયાલો અને ઘડીયાલ તેમજ બીજા ગ્રહસ્થોને શીયાલો એનાયત કરવામાં આવી હતી. નીભાવ ફંડમાં ખા૦ બા૦ શાપુરજી એ. ચીનાઇએ હાલી રૂ૨૫૦૦૦, નવાબ સોહરાબ નવાઝજંગ બહાદુરે વડુ બઇ યાદગાર ફરેદુન ચીનાઇના ઉઠમણામાં ભરેલા હાલી રૂ૪૫૦૦ ની નીઝામ સરકારની ૭ ટકાની લોન તથા રૂ૨૫૦૦ ની નીઝામ સરકારની ૭ ટકાની લોન બાજ રોજગાર ફંડમાં, શેઠ બાપુજી એ. ચીનાઇએ રોશની કરવા બેઠા

કેપટન ફીરોઝના પુણુ માટે હાલી રૂ૪૦૦૦ ની ૭ ટકાની નીઝામ સરકારની લોન, શેઠ હોમજીબાઇ દીનશાહ પંચકીએ મરહુમ બેટા દારાના પુણુ માટે રૂ૧૦૦૦ ની ૭ ટકાની બ્રીટીશ સરકારની લોન, બાઇ શીરીનબાઇ દીનશાહ મોદીએ મરહુમ ધણી શેઠ દીનશાજીના પુણુ માટે રૂ૩૦૦૦ ની બ્રીટીશ સરકારની સાડા ત્રણુ ટકાની લોન નીભાવમાં તથા રૂ૨૦૦૦ ની બ્રીટીશ સરકારની સાડા ત્રણુ ટકાની લોન બાજ રોજગાર ફંડમાં આપી હતી. એ ઉપરાંત મરહુમ શેઠ જમશેદજી એદલજી ચીનાઇ તથા તેવણુના સાહેબજાદાઓએ રૂ૮૦૦૦ ની લોન તથા રોકડા હાલી રૂ૨૬૩-૧૧-૮ અંજુમન હસ્તક આપ્યા હતા તે નીભાવ ફંડમાં આપ્યા છે.

**કરાંચીમાં ખુલ્લી મુકાયલી ચાલી**—કરાંચીના કમીશનર મી૦ જે. એલ. રીયુનાં ધણીયાણી આઇડા રીયુ જેવણુ પારસીઓ તરફ માયા મેહરબાની રાખતાં હતાં તેથી એવણુનાં મરણુ પછી એવણુની યાદગારી માટે એક બલોક તેમજ બીજા ત્રણુ બલોકો મલી એક મકાન પંચાયતની વાડીમાં બાંધયું છે, તે ખુલ્લું મુકવાની ક્રીયા રોજ ૩ જો માહ ૭ મો તા૦ ૧૧ મી મારચ ને સનીવારે કમીશનર મી૦ રીયુના હાથે કરવામાં આવી હતી. શેઠ જમશેદ મેહતાએ પંચાતની વાડીમાં ચાલીઓ કેમ બંધાવવા પામી તે વીષે કેટલુંક વીવેચન કરતાં જણાવ્યું કે કેટલાક જરથોસ્તીઓએ આ જગા ખરીદી વરસો સુધી તેનો ઉપયોગ કોમના સંસારી મેલાવડા માટે કરતા હતા. ૧૯૧૦ માં ખા૦ બા૦ કાવશજી હો. કાતરકે મરહુમ ધણીયાણી ખુરશેદબાઇની યાદમાં એક હૅાલ સાથે સાત ગાળાનું મકાન તથા ૧૯૧૩માં ખા૦ બા૦ નશરવાનજી મેહતાના ધણીયાણી બાઇ ગુલબાઇએ ૭ કુટંબો માટે મકાન બંધાવી આપવા જણાવ્યું તેટલા એવણુ મરણુ પામવાથી એવણુના ધણીએ મકાન બંધાવી મરહુમના પહેલા વરસની બાજને દીને ખુલ્લું મુકયું હતું. એ પછી બીજા સાત મકાનો બંધાયા છે, તેમાં (૧) મરહુમ શેઠ અસપંદીયારજી દીનશાના વારેસોએ મરહુમ પીતાની યાદમાં ચાર કુટુંબો માટે, (૨) શેઠ બરજોરજી કા. દુબાશે મરહુમ ધણીઆણી બાઈ આવાબાઈની યાદમાં બે કુટુંબો માટે, (૩) શેઠ બેરામજી ફ. કેનટીનવાલાએ મરહુમ પીતાની યાદમાં બે કુટુંબો માટે, (૪) શેઠ બેરામજી એદલજીના સાહેબજાદાઓએ પીતાજીની યાદમાં ચાર કુટુંબો માટે, (૫) ખા૦ બા૦ નશરવાનજી રૂ. મહેતાએ મરહુમ માતાજીની યાદમાં ચાર કુટુંબો માટે, (૬) શેઠ નસરવાનજી જ. ગોલવાળા અને ગોલવાળા કુટુંબે પોતાના કુટુંબના ચાર મરહુમોની યાદમાં ચાર કુટુંબો માટે, અને (૭) ખોરદાદશાહ હોમ ને નામે ૭ ગાલાનું એક મકાન જેમાંના બે ગાલા બાઇ આવાબાઇ ધનજીશા માસ્તરે મરહુમ ધણી ધનજીશાની યાદમાં, ત્રીજો ગાલો શેઠ અસપંદીયારજી દીનશાહના વારસોએ મરહુમ માતાજીની યાદમાં, ચોથો ગાલો શેઠ બેમન હો. મીનોચેહેર હોમજીએ, પાંચમો ગાલો શેઠ ધનજીશાહ જાગોસે પીતાજીની યાદમાં અને છઠો ગાલો ખા૦ બા૦ નસરવાનજી રૂ મહેતાએ પીતાજીની યાદમાં બંધાવ્યો છે. એ ઉપરાંત બાર કુટુંબો માટેનું મકાન શેઠ અરદેશર હો. મામા અને ૭ કુટુંબો રહે એવું મકાન શેઠ એદલજી દીનશાના બેટી બાઇ નવાજબાઇ બંધાવે છે. આ નવું મકાન (આઇડા રીયુ હોમ) ચાર કુટુંબો માટે છે, જેમાના એક ગાલો શેઠ રૂશતમજી કાવસજી વકીલે મરહુમ પીતાની યાદમાં, બીજો ગાલો શેઠ બરજોરજી પી. બાલાએ મરહુમ ધણીઆણી શીરીનબાઇની યાદમાં, ત્રીજો ગાલો શેઠ હોરમજી મા. ખજુરીનાએ મરહુમ પીતાની યાદમાં અને ચોથો ગાલો મરહુમ મીસીસ રીયુની યાદમાં જરથોસ્તી નામે ફંડ ઉભું કરી બંધાવી આપ્યો છે. આ બધા મકાનો પાછળ રૂ૩૨૩૦૦૦ નો ખરચ થયો છે અને ૬૭ કુટંબો રહી શકે છે. સર જાહાંગીર હો. કોઠારીએ એની બાજુની મીલકત ખરીદી છે, તે એવા કામમાં વાપરવા સારૂ સખાવતમાં આપશે. મરહુમ શેઠ એદલજી દીનશાહે મીડી રોડ ઉપર પંદર કુટંબો માટે એક મકાન અને તેઓના બેટા શેઠ નાદરશાહે પોતાના મરહુમ ધણીયાણીની યાદમાં વીસ કુટંબો માટે એક મકાન બંધાંવી આપ્યું છે. આથી કુલે ૧૩૫ કુટંબો રહી શકશે અને એ પાછળ રૂ૫૪૮૦૦૦ નો ખરચ થયો છે. જો કે હાલમાં કરાંચીમાં ૫૫૦ પારસી કુટંબો

રહેતા હશે. એ પછી મી૦ રીયુએ મકાન ખુલ્લું મુકી સખાવત કરનારાઓની સ્તુતી કરી પોતાના મરહુમ ધણીયાણીનું નામ આપવા માટે ઉપકાર માન્યા બાદ મેલાવડો વીસરજન થયો હતો.

**ઉડવાડા ખાતે બંધાયલી ધરમશાળા**—ઉદવાડાના સ્ટેશન નજદીક જરથોસ્તીઓના ઉતારા માટે મરહુમ શેઠ ન. મા. વાહાડયાના ધરમખાતાના ત્રસ્ટીઓએ ધરમશાળાનું એક મકાન બંધાવી આપ્યું હતું પણ તે મકાન નાઘલું પડવાથી એની પાસે એક મોટું કુસાદે નવું બીજુ મકાન મરહુમ બાઇ હીરાબાઇ નવરોજી વાહાડયાના પુણ માટે ત્રસ્ટીઓએ બંધાવી આપ્યું છે, તે ખુલ્લું મુકવાની ક્રીયા રોજ ૨૬ મો માહ ૭મો તા૦ ૩ જી એપ્રીલ ને સોમવારે સવારના ૧૧ કલાકે કરવામાં આવી હતી. જશનની ક્રીયા કરવા પછી દસ્તુરજી મીરઝાએ પ્રસંગને અનુસરતું ભાષણ કરવા પછી ખા૦ બા૦ કાવશજી ધનજીભાઇ ધનભુરાએ શેઠ નશરવાનજી નવરોજી વાહાડયાને મકાન ખુલ્લું મુકવાની અરજ કરવાથી એમણે મકાન ખુલ્લું મુકાયલું જાહેર કરવા બાદ શેઠ જીજીભાઇ વાહાડયાએ શેઠ કાવસજી ધનભુરાને એક શીયાલ તથા ચાંદીનું ફ્લાવર વાઝ ત્રસ્ટીઓ તરફથી એનાયત કીધું હતું.

**સુરતની આરફ્નેજમાં ખુલ્લુ મુકાયલુ કસરતશાળાનું મકાન**—સુરત ખાતે શેઠ કુકાવાલી પારસી આરફ્નેજના કંમપાઉન્ડમાં સુરતની પંચાયતના માજી શરનશીન મરહુમ ખા૦ બા૦ બરજોરજી નશરવાનજી વકીલની યાદમાં એક જરથોસ્તી ગ્રહસથે બંધાવી આપેલું કસરતશાળાનું મકાન જેને "ખા૦ બા૦ બરજોરજી નશરવાનજી વકીલ સુરત પારસી જીમનેસીયમ" નું નામ આપયું છે તે ખુલ્લું મુકવાની ક્રીયા તા૦ ૨૩ મી એપ્રીલ ૧૯૨૨ ને રોજ ૧૬ મો માહા ૮ મો ને રવીવારે સાંજે પાા વાગતે સેશનસ જડજ શેઠ પીરોશાહ જાહાંગીરશા તાલેયારખાનના પ્રમુખપણા હેઠળ કરવામાં આવી હતી. શરૂઆતમાં પંચાયતના સરનશીન શેઠ કાવશજી બરજોરજી વકીલે જણાવ્યું કે રહેડાણોની કોટાઇ જણાવાથી શેઠ રૂશતમજી મ. કુકાએ રૂપ્યા બત્રીસ હજારની કીમતની બે ચાલીઓ સુરતની પંચાયતને અંજુમનના ઉપયોગ સારૂ ભેટ આપી છે. જીમને-શીયમની જરૂર જણાવાથી પંચાયતની બોરડના માજી મરહુમ સરનશીન અને મારા મુરબીજી પીતાજી ખા૦ બા૦ બરજોરજી કોશેશ કરી રહયા હતા તેથી એક જરથોસ્તી ગ્રહસ્થે રૂ૬૨૦૦ને ખરચે મકાન બંધાવી આપી એપરેટસ માટે તેમજ મેળાવડાના ખરચ માટે રૂ૧૮૦૦ વધુ આપયા છે. આરફ્નેજના છોકરાઓને કસરતમાં ઇનામ આપવા શેઠ રૂશતમજી કુકાએ રૂ૫૦૦ નું બોંડ આપયું છે. એ પછી પ્રમુખ શેઠ તાલયારખાને મકાન ખુલ્લું મુકાયલું જાહેર કરી છોકરાઓને ઇનામો વેહેચી શેઠ એરચશા મે. કાપડયાને પરસ તથા ચાંદીનું કપ ભેટ આપી પ્રસંગને અનુસરતું વીવેચન કરવા પછી મેલાવડો વીસરજન થયો હતો.

**દેવલાલી ખાતે ખુલ્લુ મુકાયલુ ઓપરેશન [illegible]**—દેવલાલીની કેનટોનમેનટ હોસપીટલમાં ત્યાના જાણીતા વેપારી મેશરસ નશરવાનજી એન્ડ [illegible] પહેડીવાલા શેઠ નસર-વાનજી શાપુરજી મોગરેલીઆએ પોતાના મરહુમ ધણીઆણી [illegible]બાઇની નાયતે બંધાવી આપેલું ઓપરેશન થીએટર સતાવાળાઓને સવાધીનં કરવા [illegible] રોજ ૨૦ મો માહા ૯ મો તા૦ ૨૭ મી મેહ ૧૯૨૨ ને સનીવારે જશનની ક્રીયા કરવામાં આવી હતી, શેઠ દીનશાહ ખ. વાચ્છાએ શેઠ નશરવાનજીએ આ ધરમતું મકાન બંધાવી આપયું તે માટે તેઓની ઘટતા શબદોમાં પ્રસંસા કરી મુબારકબાદી આપી હતી.

**કરાંચી ખાતે ખુલ્લી મુકાયલી ચાલી**—કરાંચી ખાતે બાઇ નવાજબાઇ હોરમજી તે મરહુમ સખી શેઠ એદલજી દીનશાના બેટીએ રૂ૫૦૦૦૦ ના ખરચે ૮ કુટુંબ રહી શકે એટલી [illegible] માળવાળી ચાલ બંધાવી છે તે ચાલ ગયા મે ૧૯૨૨ માં જશન કરી પારસી અનજુમનની

મીલકતોના ટ્રસટી સાહેબોને સવાધીન કરવામાં આવી છે. આ થાલીનું નામ "બાઇ નવાજબાઇ હોરમજી હોમ" રાખયું છે.

**નવસારી ખાતે ખુલ્લી મેલાયલી કસરતશાળા**—નવસારી ખાતે દાદાભાઇ કાવસજી તાતા નવસારી એંગલો વરનાકયુલર સ્કુલને લગતી "ફરદુનજી માણેકજી કાંગા કસરત શાળા"નું મકાન તા૦ ૯ મી જુન ૧૯૨૨ યાને રોજ ૩ જો માહા ૧૦ મો ને સુકરવારે સાજે નવસારીના માજી સુબા રા૦ બા૦ ખાશેરાવ જાદવના પ્રમુખપણા હેઠળ ખુલ્લું મુકવામાં આવ્યું હતું. શરૂઆતમાં સ્કુલના ઓનરરી સેક્રેટરી શેઠ બમનજી હોરમજી દસતુર જામાસપ-આશાનાએ જણાવ્યું કે શેઠ રતનજી દાદાભાઇ તાતાએ રૂ૮૬૫૦ ને ખરચે કસરતશાળાનું મકાન બંધાવી એમા રૂ૨૨૫૦ની સામગ્રીનો મુકાવી શેઠ કાગાંની સભી ભેટ આપી છે. એ પછી પ્રમુખે મકાન તથા શેઠ કાંગાની સબી ખુલ્લી મુકી પ્રસંગને અનુસરતું વીવેચન કરી શેઠ કાંગાએ વરસો સુધી કેળવણી માટે લીધેલી તારીફ લાયક સેવાની સ્તુતી કરી હતી. શેઠ કાંગાએ પોતાને આપેલા માન માટે તેમજ કસરતશાળાને એવણનું નામ આપયુ તે માટે ઉપકાર માનીયા બાદ મેલાવડો વીસરજન થયો હતો. કસરતશાળાના જાથુકના ફંડમાં શેઠ ફરદુનજી મા. કાંગાએ રૂ૩૦૦૦, શેઠ હોરમસજી શાપુરજી સીરવઇએ રૂ૧૦૦૦, શેઠ અરદેશર જ. બીલીમોરયાએ રૂ૫૦૦ની લોન, શેઠ રતનશાહ ફરદુનજી જીનવાળાએ રૂ૫૦૦નું બોંડ, શેઠ બેજનજી ફરદુનજી માદને રૂ૫૦૦ની લોન, શેઠ સોરાબજી ફરામજી ગંજદરના સાહેબજાદાઓએ રૂ૫૦૦ની લોન, શેઠ નસરવાનજી દા. તાતાએ રૂ૫૦૦ની લોન, શેઠ બેહમન હો. દસતુરે રૂ૫૦૦ની લોન, શેઠ જેહાંગીર ખુશમસ્તા સીરવઇએ રૂ૩૦૦ની લોન, શેઠ ફીરોજ સો. ગજદરે રૂ૨૦૦ની લોન, એક ગ્રહસથે રૂ૩૦૧ આપયા છે. મકાન ઉપર નીચલી તખતી મારેલી છેઃ– એરવદ ફરદુનજી માણેકજી કાંગા, બી. એ., એલ. એલ. બી. સોલીસીટરે અત્રેની દાદાભાઇ કાવસજી તાતા એ. વ. સ્કુલના સેકરેટરી તરીકે ૪૨ વરસ સુધી તથા સર કાવસજી જેહાંગીર જરથોસ્તી મદરેસાના સેકરેટરી તરીકે ૨૮ વરસ સુધી, બાઇ નવાજબાઇ તાતા જરથોસ્તી કનયાશાળાની કમીટીના કારોબારી તરીકે ૨૫ વરસ સુધી, તથા જમશેદજી નસરવાનજી તાતા હુનરશાળાના સેકરેટરી તરીકે ૧૦ વરસ સુધી એ ખાતાંઓની અને તેઓની મારફતે પોતાના વતનની કેળવણીની જે કીમતી સેવા બીનસ્વારથે બજાવી તેની યાદ તથા કદરશનાશીમાં તેમના નામની આ "ફરદુનજી માણેકજી કાંગા કસરતશાળા" શેઠ રતનજી દાદાભાઇ તાતાએ પોતાને ખરચે બંધાવી તેને લગતી તમામ સામગ્રી પુરી પાડી છે. કસરતશાળાનો કુલ ખરચ રૂ૮૬૫૦, સામગ્રીનો રૂ૨૨૫૦, એકંદર રૂપીઆ ૧૦૯૦૦. આ કસરતશાળા ખુલ્લી મુકવાની ક્રીયા દીની રોજ રાંમ, માહ ખોરદાદ, શેહેનશાહી રોજ અરદીબેહેસ્ત, માહા દએ, સને ૧૨૯૧ યઝદેજરદી, તા૦ ૯ મી જુન સને ૧૯૨૨ ઇસ્વી, સંવત ૧૯૭૮ ના જેઠ શુદ ૧૫ ને વાર શુક્રને દીને શ્રીમંત સરકાર માહારાજા સયાજીરાવ ગાયકવાડના અમલના ૪૭ માં વરસમાં વડોદરા રાજયના મહેરબાન માજી સરવે અને સેંટલમેંટ કમીશનર અને નવસારી પ્રાંતના લોકપ્રીય સુબા સાહેબ રાવ બહાદુર ખાસેરાવ જાદવે કીધી છે.

**નવસારીની મેહતા કલબનું ખુલ્લું મુકાયલું વધારાનું મકાન**—નવસારી ખાતે લુનસી કુઇ ઉપર આવેલી મેહતા કલબના મકાનમાં વધારો કરી રૂ૭૦૦૦ ના ખરચે બાંધવામાં આવેલુ નવું મકાન રોજ ૫ મો માહા ૧૦ મો તા૦ ૧૧ મી જુન ને રવીવારે ખુલ્લું મુકવામાં આવ્યું હતું. જે વખતે એરવદ મેરવાનજી હોરમજી કરકરીઆએ બીજા મોબેદ સાહેબો સાથે જશનની ક્રીયા કરી પ્રેસીડંટ શેઠ મેરવાનજી નાનાભાઇ મેહતા માટે ભલી દુવાઓ ચાહી હતી. કલબના સેકરેટરી શેઠ એદલજી નવરોજી મેહતાએ જણાવ્યું કે ૧૮૯૬ ના જમશેદી નવરોજને દીવસે કલબની સ્થાપના કરવા પછી પંદર વરસ ઉપર શેઠ મેહરવાનજી ના. મેહતાએ પોતાને ખરચે એનું જુનું મકાન બંધાવી આપ્યું હતું અને નવા મકાનના ખરચમાં શેઠ મેરવાનજીએ રૂ૨૫૦૦ આપ્યા છે.

**તારાપોરની દરેમેહેરમાં કરવામાં આવેલો ફેરફાર**—તારાપોર ખાતેની પીડીટવાલી દરેહમેહેર બીસમાર થવાથી અને રીપેર કામ કરવાનું કંઇ પણ સાધન અંજુમન પાસે ન હોવાથી અંજુમનના એક મોબેદ બમનજી પેસતનજી બેલીકાકાએ રીપેર કામ કરાવવા માટે ખરચ કરવા ખુશી બતાવી ઘટતા ફેરફાર સાથે પુરૂ કરી રોજ ૧૭ મો માહા ૧૧ મો ને દીને ઇજી દરેહમેહર ખુલ્લી મુકવામાં આવી છે. એવણને આ કામ માટે રૂ૩૧૬૪ નો ખરચ થયો છે તથા લાદી રંગ વીગેરેનો ખરચ તારાપોરવાલા શેઠ જાલેજર અરદેશર દોરાબજીએ પોતાના ગીરોથી કીધો છે જે આસરે રૂ૧૬૦૦ થવા જાએ છે. જો કોઇ સાહેબ તરફથી એ નાણાં આપવામાં આવશે તો ખરચ કરનાર શેઠ બમનજી પાછા લેશે અગર થોડા ઘણા આપશે તો તેમાં બાકી પોતાનાં ઉમેરી પુરા કરશે. તારાપોર અંજુમન તરફથી તે સાહેબોનો મોટો ઉપકાર માની અંજુમન તરફથી મદદ કરનારાઓને શીયાલો વગેરે એનાયત કરવામાં આવી હતી.

**કરાંચી ખાતે ખુલ્લું મુકાયલું હોમ**—કરાંચીના જાણીતા શેહેરી અને વેપારી શેઠ અરદેશર હોરમજી મામાએ બંધાવી આપેલું હોમ રોજ ૨૧ મો માહા ૧૧ મો તા૦ ૨૭ મી જુલાઇ ૧૯૨૨ ને ભેસપતવારે સીંધના કમીશનર મી૦ જે. એલ. રીયુએ એક મોટા મેળાવડા સનમુખ ઉઘાડવાની કીયા કરી હતી. આ હોમમાં ઉપર છ અને નીચે છ મલી બાર ગાળા છે. દરેક ગાળાનું રૂ૧૫ ભાડુ રાખ્યુ છે અને ટેક્ષ વગેરે બાદ કરી બાકી વધશે તે મામા પારસી ગરલ્સ સ્કુલને આપવામાં આવશે. શરૂઆતમાં જશન કરવા પછી શેઠ અરદેશર મામાએ મી૦ રયુને હોમ ખુલ્લું મુકવાની અરજ કરતાં જણાવ્યું કે મારા મરહુમ પીતાજી ખાનસાહેબ હોરમજી અને મારા માતાજી હોમલીબાઇની યાદમાં પોણા લાખ રૂપ્યાને ખરચે ગરીબ પારસીઓ માટે બાંધયું છે. આ પંચાયતની વાડીની બધી જગા ચાલો બંધાયાથી ભરાઇ ગઇ છે અને બીજા મકાનો બંધાશે નહી. શેઠ જમશેદ રૂ. મેહતાની મેહનત અને ખંતથીજ આ જગાનો સારો ઉપયોગ થયો છે અને તે ઉપર આ બધા મકાનો બાંધવામાં આવ્યા છે તે માટે પારસી કોમ એવણની આભારી છે. હુ એવી સુચના કરૂ છુ કે કંમપાઉડમાં શેઠ જમશેદજીનું એક બાવલું પારસીઓએ ઉભું કરવું એ માટે મારી તરફથી રૂ૨૦૧ આપુ છુ. મી૦ રયુએ આ "મામા પારસી હોમ" ખુલ્લું મુકી પોતાને આપેલા માન માટે ઉપકાર માની શેઠ મામાની સખાવતની સ્તુતી કરી શેઠ જમશેદ મેહતાના વખાણ કીધા હતા. ખા૦ બા૦ કાવશજી કાતરકે શેઠ મામાની સખાવતના વખાણ કરતાં જણાવ્યું કે શેઠ મામાએ લગભગ છ લાખ રૂપ્યાની જુદી જુદી સખાવતો કીધી છે તેમાં કરાંચીની મામા પારસી ગરલ્સ સ્કુલ માટે રૂ૩૦૦૦૦૦, આ "મામા હોમ"ના રૂ૭૫૦૦૦, સદરની દરેહમહેરમાં હોલ બાંધયો રૂ૨૫૦૦૦, મહાબલેશ્વરમાં "મામા હોલ માટે" રૂ૨૦૦૦૦, લડાઇના જુદા જુદા ફંડોમાં રૂ૨૦૦૦૦, યંગ વીમેનસ કીં૦ એસોસીએસન બીલ્ડીંગ ફંડમાં રૂ૧૫૦૦૦, મગર પીર પર મામા અને મારટીન બાથ માટે રૂ૧૨૦૦૦, આંધળા સીપાહો માટેની સ્કુલમાં રૂ૧૦૦૦૦, ડફરીન હોસ્પીતાલમા રૂ૧૦૦૦૦, મીસીસ રીયુ અને મી૦ ને મીસીસ મારટીન સ્કોલરશીપ રૂ૬૦૦૦, કરાંચી પારસી મેટરની હોમમાં રૂ૬૦૦૦, સુરતની પારસી મેટરનીટી હોમમાં રૂ૫૦૦૦, સેંટ ડનસટનસ હોમમાં રૂ૫૦૦૦, નારગોલ પારસી સ્કુલને રૂ૫૦૦૦, અને પારસી વીરબાઇજી સ્કુલમાં રૂ૫૦૦૦ આપયા હતા. ખા૦ બા૦ કાતરકે શેઠ જમશેદની કીમતી મદદ તથા સેવાઓની વખાણ કરીયા બાદ મેલાવડો વીસરજન થયો હતો.

**પરેલ જાહાંગીર બાગમાં ખુલ્લા મુકાયલા શેડો**—પરેલ ખાતે શેઠ ન. મા. વાડયા ચેરીટી ફંડના ટ્રસ્ટીઓ હસ્તકના જેહાંગીર બાગની જમીનના એક ભાગ ઉપર શેઠ મનચેરજી એદલજી જોશીની અથંગ મેહેનતથી બાંધવામાં આવેલા કામચલાઉ શેડો ખુલ્લા મુકવાની કીયા સર હોરમજી કાવશજી એડનવાળાએ રોજ ૧ લો માહા ૧૨ મો તા૦ ૬ ઠી આગસ્ટને રવીવારે

કરી હતી. શરૂઆતમાં જશન કરવા પછી શેઠ જમશેદજી જોશીએ ટુંક હેવાલ કહેતાં જણાવ્યું કે જેઓ ઘરબાર વગરના થઇ પડે તેઓને તુરત છુટકારો આપવા માટે આ કામચલાઉ શેડોનો આસરો આપવામાં આવશે. શેઠ વાહાડયા ચેરીટીઝના ત્રસ્ટીઓની મેહરબાનીથી આ જમા પાંચ વરસ સુધી વગર ભાડે મલી છે. મુંબઇની પારસી પંચાયતના ત્રસ્ટીઓએ ૩૨૦૦૦ ધીરયા છે જેમાંથી આજે ખોલવામાં આવનારો બે બાંધકામો ઉભા કરવામાં આવ્યાં છે અને કોલાબાના કુપરેજના મેદાનમાના લશકરી બાંધકામો ૩૬૮૨૫ માં ખરીદી લીધા છે. શેઠ નસરવાનજી સોરાબજી ગજડરે પોતાની ત્રોલીઓ ખરીડેલો બધો માલ કોલાબેથી પરેલ લાવવા સારૂ વગર દામે વાપરવા આપી હતી. સર હોરમજી એદનવાળા હમેશા મોટી મદદ આપતા રહયા છે. બે ઓરડાના બલોક માટે ભાડું ૩૧૫ અને એક ઓરડા માટે ૨૭ રાખ્યું છે. એ પછી સર હોરમજી એદનવાલાએ વીવેચન કરતાં જણાવ્યું કે કોમની ગરજને વખતે આવા કામચલાઉ શેડો થોડી ઘણી મદદ આપે છે. આ કામમાં મદદ કરનારાઓનો ઉપકાર માનયા બાદ ખાન બાન ડાકટર જાહાંગીર ખરશેદજી દાજીએ પસંગને અનુસરતું વીવેચન કરવા પછી શેડો ખુલ્લા મુકાયલા જાહેર કરવા બાદ મેલાવડો વીસર્જન થયો હતો.

**પારડીમાં ખુલ્લુ મુકાયલુ સઘડીનું મકાન**—પારડી ખાતે દોખમાને લગતું સગડીનું મકાન નાઘલું પડવાથી એક મોટું મકાન બાઇ નવાજબાઈ માણેકજી તે શેઠ હોરમજી ગાંડાભાઇના દીકરીએ પોતાના એક પુરી દીકરી બાઈ સુનાબાઇ જેવણુ રોજ ૨૩ મો માહા ૨ જો સને ૧૨૮૭ ને દીને બેહેસતનશીન થયાં હતાં તેવણુની યાદગારી કાયમ રાખવા માટે ૩૫૦૦૦ ના ખરચે બંધાવી આપયું છે. આ નવું મકાન હજી ખુલ્લુ મુકવાની ક્રીયા રોજ ૨૩ મો માહા ૧૨ મો સને ૧૨૯૧ તા૦ ૨૮ મી આગસ્ટ ૧૯૨૨ ને દીને કરવામાં આવી હતી. જશન કરવા પછી પંથકી એરવદ નવરોજી ઉનવાળાએ બાઇ નવાજબાઇની સખાવતની સ્તુતી કરવા બાદ બાઇ નવાજબાઇ તરફથી એવણુના ભાઇ શેઠ જમશેદજી હોરમસજીએ સરવેનો ઉપકાર માનયા પછી મેલાવડો વીસરજન થયો હતો. આ મકાનમાં બાઇ નવાજબાઇએ મોટી સેતરંજી તથા જરમન સીલવરના વાસણો ટેબલ ખુરસીઓ વગેરે ભેટ આપયું છે. આ મકાન ૪૦ ફુટ લાંબુ ને ૨૮ ફુટ પોહોલું છે.

**ગરીબ જરથોસ્તીઓના રહેઠાણ ફંડ હસ્તક બંધાયલા મકાનો**—મરહુમ શેઠ ધનજીભાઇ અરદેશર વાહાડયાની પુંજીમાંથી તેવાનાં ધણીઆંની બાઈ મેહરબાઇનાં પુણ શારૂ તેવણુના એકઝીકયુટરોએ ૨૭૭૧૦૪-૯-૪ ને ખરચે તારદેવ વાહડયા સ્રીટમાં એક મકાન બાંધી ગરીબ જરથોસ્તીઓના રહેઠાણ ફંડના ત્રસ્ટીઓને ભેટ આપ્યુ છે. મરહુમ શેઠ રૂસ્તમજી નવરોજી ગામડીવાલાનાં પુણ શારૂ એક મકાન ઉપલા મકાનની શામે લગભગ ૨૩૮૦૦૦ ના ખરચે બાંધવામાં આવયું છે.

**વલસાડ ખાતે ખુલવામાં આવેલી આંખની હાસપીટલ**—ખાન બાન દાદાભાઇ રતનજી બલસારાની ઉદાર મદદથી તા૦ ૧-૭-૧૯૨૦ થી એક હોસ્પીટાલ આંખના દરદીઓ સારૂ ખોલવામાં આવી છે જેમાં દરદીઓની તદન મુફત સારવાર થાય છે. હોસ્પીટાલમાં રાખવામાં આવતા તદન ગરીબ દરદીઓને ખોરાકી પણ મુફત આપવામાં આવે છે તેમજ તેઓને પોતાને ગામથી આવવા જવાનો ખરચ પણ એ ખાતાં તરફથીજ અપાય છે. એ હોસ્પીટાલમાં ડાકટર તરીકે ડા૦ પરાગજી ડી. દેસાઇને રોકવામાં આવેલા છે. એ હોસપીટલનો કારોબાર મુંબઇની "બલાઇનડ રીલીફ એસોસીએશન" તરફથી ચલાવવામાં આવે છે.

## ખેતાબ.

—:o:—

આપણી રાજકરતી બ્રીટીશ કોમના ઇસ્વી સને ૧૯૨૨ ના નવા વરસની ખુશાલીમાં અપાએલા ખેતાબો તથા માન અકરામમાં નીચલા જરથોસ્તીઓને ખેતાબો એનાયત થયા હતાઃ—

અતરેના જાણીતા લખેશરી શેહેરી અને વેપારી શેઠ ધનજીભાઇ બમનજીને સર નાઇટનો નામીચો ખેતાબ એનાયત થયો હતો.

મુંબઇ મ્યુનીસીપાલીટીના ખાસ તબીબી અમલદાર ખાન બહાદુર ડા૦ નશરવાનજી હોરમજી ચોકસીને સી. આઇ. ઇ. યાને કમપેનીયન ઓફ ધી ઇંડીયન એમપાયરનો નામીચો ખેતાબ એનાયત થયો હતો.

બંગાળના કોરટ આવ વોરડઝના અધીકારી મીસ કોરનેલીઆ સોરાબજીને કયસરે હીંદનો સોનાના ચાંદનો બાર એનાયત થયો હતો.

કવેતાના મયુનીસીપલ કમીશનર શેઠ શયાવકશાહ ફીરોજશાને, જાઓરા સટેટ કાઉનસીલના વાઇસ પ્રેસીડંટ શેઠ જમશેદજી રૂસતમજી ભરૂચાને, અને રતલામની સટેટ કાઉનસીલવાળા શેઠ દોરાબજી ફરદુનજી વકીલને ખાન બહાદુરનો ખેતાબ એનાયત થયો હતો.

સીંધ પોલીસના ડેપ્યુટી સુપ્રીંટેનડંટ શેઠ જાહાંગીર રૂશતમજીને અને અહમદનગરવાલા શેઠ કેખુશરો સરોશ ઇરાનીને ખાનસાહેબનો ખેતાબ જયારે સાગરવાલા શેઠ પેસતનજી બેરામજી રૂશતમજીને ખાનસાહેબ (અંગત) નો ખેતાબ એનાયત થયો હતો.

નામદાર બખતાવર શેહેનશાહ જયોરજ પાંચમાનો જનમ તા૦ ૩ જી જુન ૧૮૬૫ ને દીવસે થયલો હોવાથી એવણુની પડેલી ૫૮ મી સાલગ્રહના મુબારક દીવસની ખુશાલીમાં તા૦ ૩ જી જુન ૧૯૨૨ ને દીને અપાયલા ખેતાબો તથા માન અકરામમાં નીચલા જરથોસ્તીઓને ખેતાબો એનાયત થયા હતાઃ—

નામદાર સર જમશેદજી જીજીભાઇ પાંચમાં બેરોનેટને કે. સી. એસ. આઇ. યાને નાઇટ કમાનડર ઓફ ધી સટાર ઓફ ઇંડયાનો નામીચો ખેતાબ એનાયત થયો હતો.

અતરેના જાણીતા શેહેરી અને શાહ સોદાગર શેઠ હોરમજી કાવશજી દીનશાહ એડનવાળા તે એડન તથા મુંબઇની જાણીતી પ્રખ્યાત પેહેઠી મેસરસ કાવશજી દીનશાહ એંડ બ્રધરસના વડા ભાગયાને સર નાઇટનો નામીચો ખેતાબ એનાયત થયો હતો.

શેઠ બેહરામ એન. કરંજીઆ વેપારીને કયસરે હીંદનો રૂપાનો ચાંદ એનાયત થયો હતો.

પુણા શેહરના માજી સીટી મેજીસ્ત્રેટ અને ઇનકમટેકસ કલેકટર શેઠ અરદેશર ફરદુનજી દલાલને, મુંબઇ ઇલાકાના આસીસટંટ એનજીનીયર શેઠ જાલ ડોશાભાઇ દુબાશને, મુંબાઇની જનરલ પોસ્ટ હારીસના ત્રેઝરર ખાનસાહેબ મેરવાનજી એદલજી મીસતરીને ખાનબહાદુરનો ખેતાબ એનાયત થયો હતો.

મુંબઇ મ્યુનીસીપાલીટીના સબ એનજીનીયર શેઠ હોરમજી પસતાકયાને, અને સીકંદરાબાદવાળા શેઠ બાપુજી એદલજી ચીનાઇને ખાનસાહેબનો ખેતાબ એનાયત થયો હતો.

મુંબઇની પોલીસ કમીશનરની હારીશના સુપ્રીંટેનડન્ટ શેઠ સી. એમ. તીજોરીવાલાને ઇમપરીયલ સરવીસ ઓરડરનો ખેતાબ એનાયત થયો હતો.

નામદાર પ્રીનસ ઓફ વેલસની સને ૧૯૨૨ માં થયલી હીંદી મુલાકાતના સંબંધમાં એનાયત કરવામાં આવેલા ખેતાબોમાં પોલીસ સુપ્રીંટેનડટ શેઠ એચ. આર. કોઠાવાલા એમ. બી. ઈ. ને ઓરડર ઓફ ધી બ્રીટીશ એમપાયર ( સીવીલ ડીવીઝન ) નો ખેતાબ જુન ૧૯૨૨ માં એનાયત કરવામાં આવ્યો હતો. એવણુને નામદાર પ્રીનસ ઓફ વેલસની હીંદની મુલાકાત દરમ્યાન

"ઇનટેલીજનસ બુરો"ના ડીરેકટરના હાથ હેઠળ પોલીસ સુપ્રીટેનડંટ તરીકે તા૦ ૨૫ મી સપટેમબર ૧૯૨૧ થી તે તા૦ ૨૫ મી મારચ ૧૯૨૨ સુધી ખાસ ડયુટી ઉપર નેમવામાં આવયા હતા.

શેઠ હેરાબજી શાપુરજી ગામડયા જેવણુ એડનની શેઠ ભીખાજી કાવશજીની પેઢીના વડા મેનેજર છે તેવણે ૧૯૧૪ ની મહાન લડાઇ વખતે એડન ખાતે કેનતીનમાં રેજીમેંટને સારી સમવડ અને મદદ કરવા માટે લડાઇનો ચાંદ જુલાઇ ૧૯૨૨ માં એનાયત કરવામાં આવ્યો છે.

પારસી બેટલીયનની પરેડ વખતે તા૦ ૨૮ મી જુલાઇ ૧૯૨૨ ને દીને કરનલ હેલીએ સરકારી એકાઉનટંટ શેઠ એદલજી મનચેરજી ભરૂચાને બ્રીટીસ વોર મેડલ એનાયત કરવાની ક્રીયા કરી હતી. શેઠ ભરૂચાને અતયાર સુધીમાં ચાર ચાંદ મલેલા છે તેમા સઉથી જુનો ૧૮૮૨ ના સાલમાં લોરડ ઉલસલીના વખતની ઇજીપટની લડાઇનો છે. ૪૦ વરસ દરમયાન તેવણે પાંચ વખત જુદી જુદી લડાઇઓમાં સેવા બજાવીને માન મેળવ્યું છે.

કરનલ કેકી મીસતરી જેવણુ પતીયાલાના નામદાર મહારાજાની નોકરીમાં છે તેવણુને મલેલા સી. બી. ઇ. ના ખેતાબનો ચાંદ એનાયત કરવાની ક્રીયા લંડન ખાતે નામદાર શેહેનશાહે પોતાને હાથે નવેંબર ૧૯૨૧ માં કરી હતી.

ભરૂચની પંચાયતની બોરડના સંરનશીન ખા૦ બા૦ આદરજી મંચેરજી દલાલને ગુજરાતના પહેલા વરગના સરદાર નેમયા છે.

અમદાવાદના જાણીતા શહેરી શેઠ બમનજી અરદેશર દલાલ જેવણુ ગુજરાતના બીજા વરગના સરદાર હતા તેવણુને ગુજરાતના પહેલા વરગના સરદાર નેમયા છે.

સુરતની પારસી કોમના વડા દાવર તેહમુરસ્પ કાવશજી મોદી બેરીસ્ટરને ગુજરાતના પહેલા વરગના સરદાર નેમયા છે.

શેઠ ફ્રામરોજ બરજોરજી ગારડાને ગુજરાતના સરદાર નેમયા છે અને એવણુને પાલનપુર એજનસીના એસીસટંટ પોલીટીકલ એજંટ નેમવામાં આવ્યા હતા.

શેઠ જમશેદજી સોરાબજી શેઠનાને ઉતર આફ્રીકામાં આવેલાં ટયુનીસ રાજયની સરકાર જે હાલ ફ્રેંચ પોટેકટોરેટ હેઠળ છે, તે સરકારે "ઓરડર ઓફ ધી નીચામ ઇફ્તેખાર" નો ખેતાબ એનાયત કરયો છે. એવણે ટયુનીસ રાજયની ચોકસ સેવા બજાવી હતી, જેની પીછાણમાં તેવણુને મજકુર ઓરડરના આફીસર બનાવવામાં આવયા છે અને એ ખેતાબને લગતું ડેકોરેશન તેવણુ ઉપર મોકલવામાં આવ્યું છે.

---

## જરથોસ્તીઓને મલેલી સરતીફીકેટો તથા ચાંદો.

શેઠ કાવસ મેરવાનજી સોપારીવાલા સને ૧૯૧૪ ની ખુનખાર લડાઇની શરૂઆતમાં નામદાર અંગ્રેજ સરકારની વફાદાર સેવા બજાવતાં લડાઇનાં મેદાનમાં મારયા ગયા, તે માટેનો દીલાસાનો તાર સને ૧૯૧૫ માં નામદાર શેહેનશાહ જયોરજે પોતે મોકલયો હતો, તેમજ માજી વાઇસરોય લોરડ હારડીંગે પણ મરનારનાં કુટુંબ તરફ દીલસોજી બતલાવી બીજો તાર મોકલયો હતો. મરહુમ શેઠ કાવસ સોપારીવાળાનાં કુટુંબને આજ દીન સુધી લડાઇનું પેનસન મલે છે. નામદાર શેહેનશાહ જયોરજે સપટેંબર ૧૯૨૨ માં એક ચાંદ તથા નીચલો ખરીતો મરનારના કુટુંબપર મોકલી 'આનર' અને 'ફ્રીડમ' માટે જાન કુરબાન કરનારની સેવાની પીછાન કીધી છે. Buckingham Palace,-I join with my grateful people in sending you this memorial of a brave life given for others in the great war.-GEORGE, R. I.

મરહુમ લેફ્ટનંટ દારબશા રૂસતમજી એદલજી ખરાસ આઇ. એમ. એસ. જેવણ તા૦૧૦ મી મારચ ૧૯૧૭ ને દીને લડાઇના મેદાનમાં ૨૮ મી પંજાબી રેજીમેનટના ઘાયલ થયલા સીપાહોની સારવાર કરતા હતા તે વેળા મારયા ગયા હતા. તેવણના કુટુંબ ઉપર નામદાર શહેનશાહ જયોરજે સને ૧૯૨૨ માં નીચલો એક પત્ર લખીને છેલ્લી મહાન લડાઇમાં બીજાઓ માટે પોતાની જીંદગીના આપેલા ભોગની યાદમાં એક વોર મેમોરીયલ મોકલી આપયું છે તેમજ હીંદી સરકારે બ્રીટીશ વોર અને વીકટરી મેડલો મોકલી આપયા છે. BUCKINGHAM PALACE–I rejoice in joining with my grateful people in forwarding a war memorial in the memory of a brave life given for others in the great war. ( sd ) George R. I.

હીંદમાં એમબયુલંસને લગતાં કામમાં કીમતી સેવા બજાવવાની કદરશનાસીમાં ડો૦ અરદાવીરાફ દીનશાજી એદલબેહરામ બી. એ., એમ. બી. બી. એસ., એલ. સી. પી. એંડ એસ. નો ઉપકાર માનવાનો ઠરાવ કરી તે માટેની એક પારચમેંટ ઉપરની સરટીફીકેટ હીંદી કાઉનસીલના પ્રેસીડંટ નામદાર વાઇસરોય લોરડ રેડીંગ અને જેનરલ સેકરેટરી મી૦ ડબલ્યુ. એમ. કોરનીકની સહી સાથની એનાયત કીધી છે. ડો૦ એદલબેહરામની એમબયુલંસને લગતાં કામની કદર તેમને બે વરસ ઉપર હીંદી કાઉનસીલે તેના ઓનરરી લાઇફ મેમબર તરીકે ચુંટી કહાડી સરટીફીકેટ એનાયત કરીને કીધી હતી અને સેંટ જોન એમબયુલંસ બ્રીગેડ ઓવરસીઝના પારસી નરસીંગ ડીવીઝનના ડીવીઝનલ સરજન તરીકે ડો૦ અરદાવીરાફ દીનશાજી એદલબેહરામની અને લેડી ડીવીઝનલ સુપ્રીંટેડંટ તરીકે બાઇ શીરીન ડોસાભાઇ પંથકીની નેમણુક કરવામાં આવી છે.

ડો૦ મેહેરજીભાઇ પરદુનજી બીસની એમ. બી. બી. એસ. ની હીંદમાં એમબયુલંસને લગતાં કામમાં કીમતી સેવા બજાવવા માટે હીંદી કાઉનસીલના ઓનરરી લાઇફ મેમબર નેમી કાઉનસીલના પ્રેસીડંટ નામદાર વાઇસરોય લોરડ રીડીંગની અને જેનરલ સેકરેટરી મી૦ ડબલયુ. એચ. કોરનીકની સહી સાથની પારચમેંટ સરટીફીકેટ એનાયત કીધી છે.

ઓરડ ઓફ સેંટ જોન ઓફ જેરૂસલેમ, જેના વડા નામદાર શેહનશાહ પાંચમાં જોરજ અને ગ્રાંડ પ્રાયર નામદાર ડયુક ઓફ કોનાટ છે તે નામદારો તરફથી પારસી એમબયુલંસ ડીવીઝનના નીચલા સભાસદોને સેંટ જોન એમબયુલંસ બ્રીગેડ ઓવરસીઝમાં દશ વરસ સુધી 'એફીસંટ' અને માન ભરેલી સેવા બજાવવા માટે 'લોંગ સરવીસ મેડલ' એનાયત કરવામાં આવયા છે:—સટાફ સારજંટ રૂસતમ પેસતનજી થાણેવાલા બારીસટર એટ–લૉ, સટાફ સારજંટ માણેકશાહ રૂસતમજી

પટેલ, સારજંટ અરદેશર બેહરામજી હોમાવજીર, કોરપોરલ જાલેજર કાવસજી કોમીસરીએટવાળા, કોરપોરલ જમશેદ ડોસાભાઇ દેશાઈ, કોરપોરલ જાલેજર રૂસતમજી દુબાશ, કોરપોરલ સયાવક્ષ હોરમસજી મહેતા બી. ઇ., પ્રાઇવેટ કેખશરૂ પાલનજી દાવર બી. એ. અને પ્રાઇવેટ રૂસતમજી ફરામજી એંટી.

૧૯૨૧ નાં સાલની વસતીની ગણત્રીનાં કામમાં મુંબઇના સેનસસ ઓફીસરને મદદ કરવા માટે બજાવેલી સેવાની કદરશનાસીમાં પારસી એમબયુલનસ ડીવીઝનના નીચલા સભાસદોને સરટી-ફીકેટો એનાયત કરવામાં આવી છે. સેકંડ કલાસ સરટીફીકેટ—મેશરસ ડી. એફ. પંથકી, ડી. એસ ભરૂચા, જે. એફ. ધરડા, જે. એન. બલસારા, એન. જે. વાડયા, બી. જે. શરાફ, બી. એસ. ઘાસવાલા, એમ. એ દારૂખાનાવાલા, અને જે. એ. ઘડીઆલી; થરડ કલાસ સરટીફીકેટ—મેશરસ જે. ડી. બીલીમોરીઆ, એસ. આર. મોદી, જે. જે. વજીફદાર, જે. કે. તારાપોરવાલા, ડી. એ. ટરનર, એમ. એન રાણા, અને એમ. એમ. દુબાશ. થાણા જીલ્લા માટે ફરસટ કલાસ સરટીફીકેટ થાણાના રહીસ અને સાલસેટ તાલુકા બોરડના પ્રેસીડંટ શેઠ બાપુજી કાવસજી દીવેચાને, સેકંડ કલાસ સરટીફીકેટ શેઠ બમનજી પેસતનજીને (અગાસી વસાઈ તાલુકો) શેઠ એચ. ઇ. કુપર (દહાનુ). શેઠ બેહેરામજી જહાંગીર (તારાપુર), શેઠ દીનશાહજી નવરોજજી (વડવલ ઉમરગામ દહાનુ તાલુકો). શેઠ દીનશાહજી ફરામજી (કજલી ઉમરગામ દહાનુ તાલુકો), શેઠ મનચેરજી રતનજી વાસે (ઉમરગામ દહાનુ તાલુકો), અને થાણાવાલા શેઠ મેરવાનજી નવરોજજી આંટીયાને આપી છે

સેનટ જોન એમબયુલનસ બ્રીગેડ ઓવરસીઝ, અમદાવાદ ડીવીઝનના ફરસટ ઓફીસર શેઠ જમશેદ દોરાબશા કોઠાવાલાને મુંબઇ સરકાર તરફથી, અમદાવાદમાં ૧૯૧૯ નાં સાલમાં થયલાં હુલ્લડ વેખતે બહાદુરીભરી મદદ આપવા માટે એક સોનાનો ચાંદ સરટીફીકેટ સાથે એનાયત કરવામાં આવ્યો છે અને એવણે એસોસીએશનની બજાવેલી સેવાની પીછાનમાં ઇંડયન કાઉનસીલે એસોસી-એશનના લાઇફ મેંબર નેમયા છે.

અમદાવાદ ખાતે તા૦ ૨૭ મી મે ૧૯૨૨ ને દીને સાંજે અમદાવાદના કલેકટર મી૦ ચેટફીલડે ભરેલી દરબારમાં એપ્રીલ ૧૯૧૯ ના હુલડ વખતે સરકારને કીમતી મદદ કરનારાઓને સોનાના ચાંદો એનાયત કીધા હતા તેમાં પારસીઓમાં સોનાના ચાંદો (ઘટીટ લેખ સાથ) ખા૦ બા૦ ડોકટર બહેરામજી હોરમજી નાણાવટીને, શેઠ નવરોજી ન. વકીલ કંત્રાકટરને અને શેઠ દારા લાહેરને (જેઓને રાઇફલના ઇનામ ઉપરાંત પોલીસ ઇનસપેકટર (નેમ્યા છે.) રૂપાના ચાંદો શેઠ બમનશા શાપુરજી, શેઠ ફરામજી ભાડેના અને શેઠ જમશેદજી કોઠાવાળાને એનાયત કીધા છે.

---

## ઓધા—નેમણુંક—વગેરે.



સર માણેકજી બેરામજી દાદાભાઇ સી. આઇ. ઇ. ને અને સર દીનશાહ એદલજી વાચ્છાને કલકતાની કાઉનસીલ ઓફ સ્ટેટના ચેરમેનો તરીકે નેમવામાં આવ્યા છે.

સર જમશેદજી જીજીભાઇ બારોનેટને કલકતાની લેજીસલેટીવ એસેમબલીના ડેપ્યુટી પ્રેસીડન્ટ નેમવામાં આવ્યા છે.

શેઠ નવરોજી બાપુજી સકલાતવાળાને મુંબઇની મીલ ઓનરસ એસોસીએસન તરફથી કલકતાની લેજીસલેટીવ એસેમબલીના મેમબર તરીકે આગસ્ટ ૧૯૨૨ માં નેમવામાં આવ્યા છે.

ઓનરેબલ શેઠ કાવસજી જાહાંગીર સી. આઇ. ઇ., ઓ. બી. ઇ. ને મુંબઇના નામદાર ગવરનરની કાઉનસીલે મુંબઇના ગવરનરની એકઝીક્યુટીવ કાઉનસીલના કામ ચલાઉ મેમબર નેમયા હતા. એવણે તા૦ ૮ મી દીસેમબર ૧૯૨૧ ને દીને પોતાના ઓધાનો અખતયાર લીધો હતો અને આ ઓધો એવણે જુલાઇ ૧૯૨૨ માં છોડયો હતો. આ ઓધા દરમયાન એવણે મુંબઇના ગવરનરની કાઉનસીલના મેમબર તરીકે રાજીનામું આપ્યું હતું. એ પછી જુલાઇ ૧૯૨૨ માં એવણની મુંબઇના ગવરનરની ધારા કાઉનસીલના મેમબર તરીકે પાછી નેમણુંક થઇ હતી પણ એવણે આગસ્ટ ૧૯૨૨ માં એ નેમણુંક માટે રાજીનામુ આપયુ છે.

ભરૂચના જાણીતા શેહેરી ખાનબહાદુર આદરજી મનચેરજી દલાલને ભરૂચ જીલ્લા તરફથી મુંબઇના ગવરનરની ધારા કાઉનસીલના મેમબર તરીકે જુન ૧૯૨૨ માં નેમવામાં આવ્યા છે.

શેઠ દાદીબા મેરવાનજી દલાલ સી. આઇ. ઇ. ને લંડન ખાતેની હીંદી વજીરની ઈંડયા કાઉનસીલના મેમબર તરીકે ૧૯૨૧ માં નેમવામાં આવ્યા હતા. આ ઓધો મલવાથી શેઠ દાદીબાને નામદાર શેહેનશાહે પોતાની મુલાકાતે બોલાવી માન આપયું હતું. એવણને જીનોઆ ખાતેની કોનફરંસ મધે હીંદુસ્તાનના ડેલીગેટ તરીકે સને ૧૯૨૨ માં ચુંટી કાઢયા છે.

સર ફરીદુન-ઉલ-મુલકને નામદાર નીઝામ સરકારની હેદરાબાદની કાઉનસીલના પ્રમુખ નેમવામાં આવ્યા છે.

શેઠ રૂશતમજી પેસતનજી મસાનીને મુંબઈ શહેરના કામ ચલાઉ મયુનીસીપલ કમીશનર તેમજ સને ૧૯૧૮ને લગતા મુંબઇ શહેરના ભાડાના કંટ્રોલર નેમવામાં આવ્યા છે.

શેઠ જમશેદજી બેહરામજી કાંગાને તા૦ ૧૦ મી ફેબરૂવારી ૧૯૨૨ થી મુંબઇની હાઇ કોરટના વધારાના જડજ અને તે પછી એડવોકેટ જનરલ નેમયા છે. એડવોકેટ જનરલના ઓધાની રૂએ મુંબઈના નામદાર ગવરનરની ધારા કાઉનસીલના સભાસદ તરીકે સને ૧૯૨૨ માં એવણની નેમણુક કરવામાં આવી છે.

શેઠ દીનશાહ ફરદુનજી મુલ્લાને શેઠ જમશેદજી બે૦ કાંગાની ગેરહાજરી દરમયાન કામચલાઉ એડવોકેટ જનરલ નેમયા હતા, અને તે પછી શેઠ દીનશાહની મુંબઈની હાઇ કોરટના કામચલાઉ જડજ તરીકે તા૦ ૧૯ મી જુન ૧૯૨૨ થી તે તા૦ ૧૩ મી ફેબરુવારી ૧૯૨૩ સુધી નેમણુક કરવામાં આવી છે.

શેઠ હોરમજદયાર કુવરજી કોહયાજી એડવોકેટને મુંબઇની હાઇ કોરટના કામચલાઉ જડજ નેમવામાં આવ્યા હતા.

શેઠ રતનજી સોરાબજી દાદાચાનજીને મુંબઇની સમોલ કોઝ કોરટમા ચોથા જડજ અને શેઠ રૂશતમજી સોરાબજી બીલીમોરીયાને વધારાના કામ ચલાઉ જડજ નેમવામાં આવ્યા હતા.

શેઠ ફીરોઝશાહ જાહાંગીરશા તાલ્યારખાનને સુરતના જડજ, શેઠ દાદીબા સી. મહેતાને પુનાના જોઇન્ટ તથા એડીશનલ સેશનસ જડજ, અને શેઠ બી. એન. સંજાણાને થાણાના ચીફ જડજ નેમવામાં આવ્યા છે.

ખા૦ બા૦ જમશેદજી બેજનજી વાચ્છાને મુંબઇના એસીસટંટ ઇનકમટેક્ષ કલેકટર નેમયા છે.

શેઠ ફરામરોઝ ડી. લાલકાકાને કરાંચીના કલેકટર અને પોરટ ટરસટના ટરસ્ટી, શેઠ બી. આર. કલાલને પંચ મહાલના મદદનીશ કલેકટર, શેઠ ડોશાભાઇ રૂશતમજી મોગેદજીને પુરવ ખાનદેશના ધુલુર ડેપયુટી કલેકટર તથા જલગામના સબ ડીવીઝનલ મેજીસ્ટ્રેટ, શેઠ ડોશાભાઇ ધનજીભાઈ બીલીમોરીયાને અમદાવાદના ડીસ્ત્રીકટ ડેપયુતી કલેકટર, શેઠ પી. એન. મુસને દસક્રોઇ તાલુકાના ડેપયુટી કલેકટર અને શેઠ જે. આર. કામાને સુરત ૧૧ ડેપયુતી કલેકટર નેમવામાં આવ્યા છે.

શેઠ હીરજીભાઇ હોરમસજી વાડીઆ બેરીસ્ટરને મુંબઇના એડમીનીસ્ટ્રેટર જેનરલ તરીકે તેમજ મુંબઈના ઓફીશીઅલ ત્રસટી, જોઇંટ સ્ટોક કંપનીઓના રજીસ્ત્રાર, શતરૂની વેપારી પેહેડીઓના કનટ્રોલર અને શતરૂની મીલકતના કસટોડીઅનનો ઓધો પણ આપવામાં આવયો છે.

શેઠ ડોશાભાઇ કાવસજી રાલી બેરીસટરને પંજાબના એસીસટંટ લીગલ રીમેમબ્રનસર નેમયા છે.

બનારસના જોઇંટ મેજીસ્ટ્રેટ શેઠ પી. એમ. ખરેગાટને હીંદી સરકારના કેળવણી તથા તંદરોસ્તી ખાતાનાં અંડર સેકરેટરી નેમયા છે.

શેઠ અરદેશર એદલજી સીરવઇને રેવનયુ ખાતાના સીનીયર એસીસટંટ સેકરેટરી નેમયા છે.

શેઠ રૂસતમજી બેજનજી વાચછાને રેવનયુ ખાતાના જુનીયર એસીસટંટ સેકરેટરી નેમયા છે.

શેઠ જમશેદજી ધનજીભાઇ વોરડનને તેમની વેપારી બાબદોની કુશળતા તથા તેઓએ બજાવેલી સેવાઓની પીછાનમાં "ઓનરરી કોમરશીયલ એટેશી" તરીકે સપેનના કોનસલે નેમયા છે.

આંખનાં ડા૦ જમશેદજી નશરવાનજી દગનને સર કાવસજી જાહાંગીરવાલી આંખની ઓફથેલમીક હાસપીટલના ઓફથેલમીક સરજયન અને ગ્રાંટ મેડીકલ કોલેજના ઓફથેલમીક સરજરીના પ્રોફેસર નેમયા છે.

શેઠ હોરમઝદીઆર ફીરોજ દસ્તુરને મુંબઇના કામચલાઉ ચોથા પ્રેસીડનસી મેજીસ્ટ્રેટ નેમયા હતા.

સુલેહના અમલદાર મેજર એસ એસ. વજીફદારને મુંબઈની મરીનલાઇનસ વોર હોસપીટલના ઓફીસર કમાનડીંગ તરીકેની ફરજ દરમયાન સુલેહના અમલદાર અને પ્રેસીડનસી મેજીસ્ત્રેટ તેમજ લશકરી હીંદુસ્તાની ભાષાના પરીક્ષક કમીટીના મેંબર નેમવામાં આવયા છે.

શેઠ એદલજી પેસતનજીને સોલાપુર જીલ્લાના પહેલા વરગના મેજીસ્ત્રેટ નેમયા છે.

શેઠ શાવકશા માણેકજી તલાતીને કરાંચીના સીટી મેજીસ્ત્રેટ અને એવણને પોતાની ફરજો ઉપરાંત સીંધની દુશમનોની વેપારી પહેડીઓનાં કંત્રોલર તથા સીંધ અને બલુચીસતાનમાં આવેલી શતરૂઓની મીલકતના કસટોડીયન નેમવામાં આવયા છે.

મુંબઇ શહેર અને ટાપુના ઓનરરી પ્રેસીડનસી મેજીસ્ત્રેટો તરીકે નીચલા પારસીઓને નેમવામા આવયા છે:—ડા૦ અરદેશર દાદાભાઈ મોદી, શેઠ બરજોરજી એસ. કુપર, શેઠ બેહરામ એલ. કરંજીઆ, શેઠ બેહરામ એન. ગામડીઆ, ડા૦ ભીખાજી ઇ. ધાસવાલા, શેઠ ધનજીભાઇ બી. પીટીટ, શેઠ દીનશા એચ. વાનીઆ, ડા૦ એદલજી એમ. મોદી, શેઠ એરચશા આર. હીરજી બેહદીન, શેઠ ફરદુનજી જે. પારખ, શેઠ હોરમજી જે. ભાભા, શેઠ જાહાંગીર બી. બમનબેહરામ, શેઠ જાહાંગીર ભીખાજી, શેઠ જાહાંગીર આર. દુબાશ, શેઠ જાહાગીર હોરમશજી સોરાબજી, સર જમશેદજી જીજીભાઇ, ડા૦ જમશેદજી નશરવાનજી દગન, શેઠ ખરશેદજી ફીરોજી, ડા૦ નાદરશા એચ. સુખીઆ, ડા૦ નાનાભાઇ એન. કાત્રક, શેઠ નવરોજી હોરમસજી કંટરાકટર, શેઠ નવરોજી ડોસાભાઇ

બંગાળી, શેઠ ફીરોજ સી૦ શેઠના, શેઠ ફીરોઝશા જાહાંગીર મરઝબાન, ખા૦ બા૦ રૂસ્તમ બમનશા વકીલ, શેઠ રૂસ્તમ શેરાબજી પાંડેવાલા, શેઠ રૂસ્તમજી એદલજી મોદી, ડા૦ રૂસ્તમજી નાનાભાઇ ચીનીના, ડા૦ શીયાવક્ષ શે. બાતલીવાલા, શેઠ શાપુરજી બી. બીલીમોરીઆ, અને શેઠ શેરાબજી એ. વેરડન.

શેઠ જાહાંગીર સી. મહેતાને લોનાવલાના, અને શેઠ રતનશાહ કુંવરજી મરચંટને ચોટમાલના ઓનરરી મેજીસ્ટ્રેટ નેમવામાં આવ્યા છે.

કરાંચી જીલ્લાના પહેલા વરગના સ્પેશીયલ મેજીસ્ટ્રેટ તરીકે સર જહાંગીર એચ. કોઠારીને અને કરાંચી જીલ્લાના ઓનરરી મેજીસ્ટ્રેટ તરીકે પહેલા વરગના ડા૦ કે. એન. સ્પેનસરને, શેઠ મેરવાનજી રૂ. બામબોટવાલાને, ખા૦ બા૦ કાવસજી એચ. કાત્રકને અને શેઠ અરદેશર એચ. મામાને; બીજા વરગના શેઠ જેહાંગીર ફરામરોજ પંથકીને અને ત્રીજા વરગના ખા૦ બા૦ સોરાબજી કુંવરજીને અને શેઠ દીનશા સોરાબજી બોરીને નેમવામાં આવ્યા છે.

જુદા જુદા જીલ્લામાં ઓનરરી મેજીસ્ટ્રેટ તરીકે શેઠો સોરાબજી બમનજી જીનવાલા અને સોરાબજી ફરામજી કાપડયાને ભરૂચના, શેઠો જમશેદજી નશરવાનજી જીનવાલા અને બહમનશાહ જામાસજીને અંકલેશવરના, શેઠ માણેકજી ફરદુનજીને દોહાડના, શેઠ દીનશાહ બમનજી દલાલને પંચમહાલના, શેઠ રૂસતમજી રતનજી દલાલને ગોધરાના, શેઠો શાવકશાહ હોરમસજી ખસુર્ખા અને હોરમસજી પી. તલાટીને સુરતના, ખાન સાહેબ કાવસજી ધનજીભાઇ ધનભુરા અને શેઠ જાલભાઇ પેસતનજી ધનભુરાને વલસાડના, શેઠો બાપુજી કાવસજી દીવેચા અને મેરવાનજી નવરોજી આંટીયાને થાણાના, શેઠ કાવસજી નાનાભાઇને કલ્યાણના, શેઠ બેરામજી જાહાંગીરજી તારાપોરવાલાને ચીંચણીના, ખા૦ સા૦ દારાબશાહ એદલજી નગરવાલાને અહમદનગરના, શેઠ દીનશાહ દોસાભાઇ સાંગા અને ખા૦ સા૦ એમ. એન. મહેતાને પુનાના, શેઠો એમ. એમ. મરઝબાન અને દીનશાહ કાવસજીને સેનોલીના, ખા૦ સા૦ ધનજીશાહ બહમનજી કુપરને સતારના, શેઠો જમશેદજી ફરામજી ખરાસ, નવરોજી રૂસતમજી બીલીમોરીઆ અને સોરાબ બી. વકીલને પંચગનીના, શેઠ જહાંગીર નવરોજી આંટીયાને બેલગામના, ખા૦ સા૦ દાદાભાઇ રતનજી બલસારવાલાને કનારાના અને શેઠ કેખશરૂ દોરાબજીને રોહના નેમવામાં આવ્યા છે

શેઠ એરચશા આર. હીરજીબેહેદીનને મુંબઇના ઓનરરી પ્રેસીડંસી મેજીસ્ટ્રેટોની સોસાયટીના મેંબર નેમવામાં આવ્યા છે.

જસટીસ ઓફ ધી પીસ યાને નવા સુલેહના અમલદારો તરીકે નીચલા પારસીઓને નેમયા છેઃ— શેઠો બરજોરજી નવરોજી આપઅખતયાર, જહાંગીર બહમનજી બમન–બેહરામ, કેકોબાદ કાવસજી દીનશાહ, દીનશા જીજીભાઇ ડાકટર, ડા૦ કાવસજી બેહરામજી શરાફ, અને ડા૦ મેરવાનજી એરચજી પાવરી.

મુંબઇ યુનીવરસીટીના ફેલોઝ તરીકે નીચલા પારસીઓને નેમયા છેઃ— શેઠો કેકોબાદ બેરામજી મરઝબાન, બમનજી જમશેદજી વાહાડયા બેરીસ્ટર અને એન. સી. દારૂવાલા.

સર દોરાબ જે. તાતાને કેમબ્રીડજ કોલેજના ઓનરરી ફેલો નેમવામાં આવયા છે.

નીચલા પારસી ગ્રાડયુએટોને ચાલુ સાલના દક્ષીણા ફેલોઝ તરીકે નેમવામાં આવ્યા છે. તેઓના નામ સામે જણાવેલી કોલેજમાં તેઓ કામ બજાવશેઃ—શેઠ અરદેશર જેહાંગીર કરકરીયા, બી. એ. (એલફીનસટન), શેઠ કેખશરૂ જીજીભાઇ ખંબાતા, બી. એ. (એલફીનસટન), શેઠ શાવકશાહ જેહાંગીરજી ગાંધી, બી. એ. (ઝેવીયરસ), શેઠ જાલ કુંવરજી દારૂવાલા, બી. એ. (વીલસન), મીસ મીઠાં જમશેદજી બનાજી, બી. એ. (વીલસન), અને શેઠ રૂસતમ ડોસાભાઇ ચોકસી, બી. એ. (વીલસન).

મુંબઈની પારસી ચીફ મેટ્રીમોનીઅલ કોરટના ડેલીગેટો તરીકે નીચલા પારસીઓને નેમવામાં આવ્યા છેઃ—શેઠો જહાંગીર બમનજી બહમન બેહરામ, ખરશેદજી લીમજી, બરજોરજી સોરાબજી એન. કુપર, હોરમજી માણેકજી ચવના અને બરજોરજી દાદાભાઇ બમનજી ભરુચાઈ, અને સુરતની કોરટના ડેલીગેટ તરીકે કાવશજી માણેકજી દલાલને નેમ્યા છે.

શેઠ જમશેદજી નશરવાનજી મેહતાને કરાંચી મ્યુનીસીપાલીટીના પ્રમુખ, ખા૦ બા૦ ડાકટર બરજોરજી સોરાબશાહ મુનસીફને ભરૂચ મ્યુનીસીપાલીટીના પ્રમુખ અને શેઠ રૂસતમજી જામાસપજી ગારડાને સુરત જીલ્લાના જલાલપુર તાલુકાના સથાનીક બોરડના પ્રમુખ નેમવામાં આવયા છે.

શેઠ એન. ડી. આલબલેસ બેરીસટરને વેલાતની મીડલશેક્ષ કાઉંટી કાઉનસીલના મેંબર ચુંટી કાઢયા છે.

શેઠો ફીરોઝ ખરશેદજી શેઠના અને બેરામ નવરોજી ગામડયાને મુંબઈના પોરટ ત્રસ્ટના ત્રસ્ટી અને ખા૦ બા૦ કાવશજી હોરમજી કાતરકને કરાંચીના પોરટ ત્રસ્ટના ત્રસ્ટી નેમ્યા છે.

ડા૦ નાદીર હોરમશાહ દીનશાહ ગાંધી જેઓ વરસો થયા લંડન ખાતે બકનેલમાં આવેલા સટોક રૂરલ કાઉનસીલમાં મેડીકલ ઓફીશર ઓફ હેલ્થનો ઓધ્ધો ભોગવે છે, તેઓને લંડનની સ્ટોક રૂરલ કાઉનસીલનાં મેંમબર નેમવામાં આવયા છે.

મેસરસ કરાણી એંડ બાટલીવાળા શેઠ નશરવાનજી કરાંણીને જુના શેર બજારના ડાયરેક્ટરોની બોરડના પ્રમુખ નેમયા છે.

-જુનાગઢની બહાઉદીન કોલેજના પ્રીનસીપલ પ્રોફેસર શાપુરશાહ હોરમજી હોડીવાલાને દીહલીની નયુ મીસમેટીક શોસાયટી ઓફ ઈંડયાના સને ૧૯૨૨ ના પ્રમુખ નેમયા છે.

શેઠ મંચેરશા પાલનજી કેકોબાદને સુરત પલેટુન સ્પોરટસ અને એનટેમેંટ કમીટીના ઓનરરી ચેરમેન નેમયા છે.

શેઠ એસ. ડી. સકલાતવાળાને મુંબઇની મીલ ઓનરઝ એસોસીએશનના ઉપ પ્રમુખ નેમ્યા છે

સર દીનશાહ એદલજી વાચ્છાને મુંબઇની મીલ માલેકોની મંડળીની કમીટીના મેમબર અને સેંત્રલ એડવાઇઝરી કાઉનસીલના મેમબર નેમવામાં આવયા છે.

શેઠ જાહાંગીર બમનજી પીટીટને મુંબઇ સરકારના ઉદયોગ ખાતાની એડવાઇઝરી કમીટીના મેમબર નેમયા છે.

શેઠ એન. બી. સકલાતવાલાને મુંબઇના ધુમાડાની પીડાને લગતા કમીશન ઉપરનાં એસોસીએશનના પ્રતીનીધી નેમયા છે.

બેકબે રેકલેમેશન સકીમના સંબંધમાં જયારે પંપીંગની શરૂઆત થાય તે વખતે પ્રજા તનદરોસતીને નુકશાન થતું અટકાવવાના ઉપાયો લેવાની સલાહ આપવા માટે સરકારે એક સેનીટરી કમીટી નેમી છે, તેમાં નીચલા પારસીઓ છેઃ—ખા૦ બા૦ ડાકટર નશરવાનજી હોરમજી ચોકસી સી. આઇ. ઇ., ડા૦ હોરમજી માણેકજી માસીના, ડા૦ ફીરોઝ અરદેશર દલાલ, અને ડા૦ કાવશજી બેરામજી શરાફ.

ડા૦ ફ્રામરોઝ આર. પારખ લંડન તથા વીએનાની જાણીતી હાસપીટલોમાં વહાડકાપ તથા સુવાંવડનો ખાસ વધુ અનુભવ મેલવી ત્યાથી પારખ હાસપીટલ માટે એક સંપુરણ ઓપરેટીંગ લઇ લાવયા છે. એવણને લીંગ ઓફ નેશનલ યુનીયન તરફથી આખા હીંદુસ્તાનના એક મેડીકલ ડેલીગેટ તરીકે ચુંટી કાઢવામાં આવયા છે.

શેઠ જાહાંગીર જે. ખરશેદજી લીલાઉવાલાને ઓરીયેંટલ લાઇફ એશ્યુરંસ કંપનીના આખા હીંદુસ્તાનના તથા બરમાહ અને સીલોન માટેના ચીફ મેડીકલ ઓફીસર અને રીવાઇઝીંગ ઓફીસર નેમયા છે.

મુંબઇના મરીન એનજીનીયર શેઠ પેસતનજી એદલજી અસયારને વેલાતની નેવલ આરકીટેકટોની એશોસીએશનના એસોશીએટ મેંબર ચુંટી કાઢયા છે.

શેઠ કે. ઇ. કુમાનાને કરાંચીના કરંસી ઓફીશર નેમયા છે.

શેઠ દારાબ દીનશાહ કાંગાને મુંબઇના કસટમ અને એકસાઇઝ કેમીકલ એનેલાઇઝર નેમ્યા છે.

શેઠ સોરાબ દીનશાહ નરીમાનને મુંબઇ શેહરના લેનડ રેકવીઝીશન ઓફીસરના અંગત મદદનીશ નેમયા છે.

શેઠ કેખશરૂ અરદેશર મુનશીને મુંબઇની સરકારે ઇલાકાના ૧૯૨૦-૧૯૨૧ ના સાલનો વહીવટ કારોબારી રીપોરટ રચવા માટે નેમયા છે.

શેઠ એદલજી જાહાંગીર દાવરને મુંબઈ હાઇ કોરટમાં નાદારી કોરટના ચીફ કલારક નેમયા છે.

શેઠ જાહાંગીર સોરાબશાહ કોમીસરીયેટને પુણાની દખણ કોલેજના ઈંગલીશના પ્રોફેસર નેમયા છે.

શેઠ બમનજી જમશેદજી વાડયાને સરકારી લો સ્કુલના પ્રીનસીપલ અને શેઠ હોરમજી મનચેરશાહ મેહતાને લોના પ્રોફેસર, અને શેઠ ફીરોઝશાહ બેજનજી વાચ્છાને લોના પ્રોફેસર નેમયા છે.

સર હોરમજી કાવશજી દીનશાહ એદનવાલાને જરથોસ્તી ભાઈબંધ મંડળીના પ્રમુખ નેમ્યા છે.

શેઠો પીરોશાહ નશરવાનજી મેહતાને અને દારાબશાહ રતનજી હોમાવાળાને ભરૂચની પારસી અંજુમનના ટ્રસ્ટી નેમયા છે.

શેઠો રૂશતમજી બમનજી વાહાડયા, જમશેદજી બમનજી વાહડયા અને સોરાબજી ખરશેદજી વાહાડયાને સુરતના શેઠ મોદીવાળા શેહેનશાહી આતશબેહરામના ટરસ્ટીઓ નેમયા છે.

શેઠો દાદાભાઈ બેરામજી જાહાંગીર, બમનજી પેસતનજી બેલીકાકા, ઉકરજી ડોશાજી ઉમરીગરા અને પેશતનજી નવરોજી ગોવેકરને તારાપોર જરથોસ્તી અંજુમનના મેમબરો નેમવામાં આવયા છે.

પારસી પંચાયતના ટ્રસ્ટીઓની ચુંટણી માટેના અનજુમન કમીટીના "સો" ના મંડળમા રજીસ્ટર "એ" તરફની ખાલી પડેલી એક બેઠક માટે શેઠ દીનશાહ પીરોજશાહ શેઠનાને, રજીસ્ટર "સી" ની એક બેઠક માટે શેઠ હોરમજજી બેજનજી બામજીને અને રજીસ્ટર "ડી" ની ત્રણ બેઠકો માટે શેઠો ફીરોજ રતનજી રતનાગર, ફીરોજશા શોરાબજી ગઝદર અને હોશંગશાહ પીરોજશા નાણાવટીને ચુંટી કાઢયા છે.

શેઠો એદલજી ડી. કોટવાલ અને ડી. કે. ખરાસને હાંગકાંગ અંજુમનના ધરમ ફંડોના ટ્રસ્ટીઓ નેમયા છે.

શેઠ કાવશજી માણેકજી સોરાબજી દલાલને સુરતના રૂસતમપરાની દસ્તુર ખુરશેદ લાયબરેરીના તેમજ દખમાં તથા જશન ફંડોના સરનશીન નેમયા છે.

ખા૦ બા૦ ફરામરોજ જમશેદજી કાંગાને ખેડા તથા પંચમહાલના આસીસટંટ એકઝીકયુટીવ એનજીનીયર નેમયા છે.

શેઠ માનેકજી જે. એમ. ખરશેદજીને નારા જીલ્લાના પુરવ વીભાગના એકઝીકયુટીવ એનજીનીયર નેમયા છે.

શેઠ કે. એસ. ફરામજીને મુંબઇ ઇલાકાના એકટીંગ ચીફ એનજીનીઅર (જોઇંટ સેક્રેટરીનો) ઓધો મલ્યો છે.

ખા૦ બા૦ કે. પી. કેકોબાદને કેલાટના પોલીટીકલ એજંટના મદદનીશ નેમયા છે.

ખા૦ બા૦ નશરવાનજી રૂશતમજી વાછાને સાબરમતીની સેન્ટ્રલ જેલના સુપ્રીંટેનડંટ નેમયા છે.

તબીબી ખાતાંવાલા મેજર એમ. એસ. ઇરાનીને એડનના સ્પેશીયલ પ્રીઝનના સુપ્રીંટેનડંટ નેમયા છે.

શેઠ એસ. જે. તાલીયારખાનને મુંબઇ વીભાગના એક્ષાઇસ અને નીમક ખાતાના સુપ્રીટેનડંટ નેમયા છે.

શેઠ જાલ કેખશરૂ કાવશજીને એડનના પોલીસ ડેપ્યુટી સુપ્રીનટેનડનટ નેમયા છે.

ખા૦ બા૦ બેરામશા ફરદુનજી દાવરને કાઠયાવાડ એજંસીના ડેપ્યુટી પોલીસ સુપ્રીટેનડંટ નેમયા છે.

શેઠ જમશેદજી દાદાભાઈ ગાડીવાળાને ગાયકવાદ સ્ટેટ રેલવેના ડેપયુટી ઓડીટર નેમયા છે.

મીસ. એમ. જે. વાહાડયાને અમદાવાડની છોકરીઓની હાઇ સ્કુલના લેડી સુપ્રીટેનડંટ નેમયા છે.

શેઠ દોરાબજી શાપુરજી નારાવાળાને નડીયાદ હાઇ સ્કુલના હેડ માસ્તર નેમયા છે.

શેઠ આદરજી મહેરનોસજી મસાણીને મુંબઇની સર જે. જે. સ્કુલના પ્રીનસીપલ નેમયા છે.

રાયપુર કોલેજવાલા પારસી ક્રીકેટર દીનુ ડ્રાઇવરને સારંગર સ્ટેટના ચીફના પુત્રોના ટયુટર નેમયા છે.

ડા૦ એસ. કે. એનજીનીયરને ગ્રાંટ મેડીકલ કોલેજના મટીરીઆ મેડીકાના પ્રોફેસર નેમયા છે.

ડા૦ આર. ડી. ચીનાઇને સર જમશેદજીની હાસપીટલના બીજા ફીઝીસીયન નેમયા છે.

કેપટન બી. પી. દારૂવાલાને અમદાવાદની સીવીલ હાસપીટલના સરજીકલ રેજીસ્ટાર નેમયા છે.

કેપટન પી. એમ. દસ્તુરને સાંટાકરૂઝની ઇંડીયન સ્ટેશન હાસપીટલના વડા નેમયા છે.

કેપટન ફીરોઝશાહ બેરામજી ભરૂચાને મેજરની પદવી પર ચડાવવામાં આવયા છે.

લેફટનટો હોમી રૂશતમજી ખરશેદજી, અને નવલ માણેકજી પેસતનજી દોટીવાલાને કેપટનની પદવીએ ચઢાવવામાં આવયા છે.

મુંબઇની બ્રીટીશ ફોજમાં આઈ. ડી. એફ. ટુકડીવાલા શેઠ જાલ સી. ઉનવાલાને લેફટનંટની પદવી, પુના રાઇફલસ ઓકઝીલીયરી ફોરસવાલા વોલંટીયર દારાં કાવસજીને સેકંડ લેફટનંટની પદવી અને શેઠ શેરીયાર દાદાભાઇને હીંદની ઓકઝીલરી ફોરસની સીધ રાઇફલસ ટુકડીમાં સેકંડ લેફટનંટની પદવી આપવામાં આવી છે.

સારજંટ સોહરાબ રૂસ્તમજી બામજી, સારજંટ દીનશાહ બરજોરજી ડોકટર, સારજંટ સ્યાવક્ષ હોરમજી મહેતા, સારજંટ બરજોર પેસ્તનજી સુરતી, સારજંટ સ્યાવક્ષ માણેકજી સરવેયર, અને સારજંટ ફીરોજશાહ મેહલજીને પારસી બેટેલીયનમાં લેફટનંટની પદવી આપવામાં આવી છે.

# કેળવણી—પરીક્ષા—સ્કોલરશીપો—વગેરે.

હીંદી સીવીલ સરવીસની પરીક્ષામાં પસાર થયલા સીવીલીયન મી૦ પેસતનજી નાનાભાઇ અ૦ ફ૦ મુસ એમ. એ., એલ. એલ. બી., આઇ. સી. એસ., બેરીસટર એટ–લોને નામદાર સરકારે અમદાવાદ જીલ્લામાં એસીસટંટ કલેકટર નેમયા છે.

બાઇ મીઠા અરદેશર તાતાએ લંડન યુનીવરસીટીની ઇકોનોમીકસની એમ. એસ. સી. ની પરીક્ષા માન સહીત પસાર કીધી છે. એવણે મુંબઇની બી. એ. ની પરીક્ષામાં પેહેલી કોશેશમાં ફતેહ મેલવી ઇકોનોમીકસમાં કોબદન મેડળ મેલવેલો હોવાથી લંડન યુનીવરસીટીએ એમ. એસ. સી. નો ક્રમ ( કોરસ ) ચાર વરસનો હોવા છતા બે વરસની Grace આપી હતી. તેનો લાભ લઈ બાઈ મીઠા તાતાએ આ અઘરી પરીક્ષા બે વરસની મુદતમાં પેહેલીજ કોશેશમાં ફતેહમંદી સાથે પસાર કીધી છે.

ડા૦ ફ્રામરોજ નાનાભાઇ અ૦ ફ૦ મુસે લંડન યુનીવરસીટીની એમ. ડી. ની પરીક્ષા માન સાથ ગયા જુલાઈ ૧૯૨૨ માં પસાર કરી છે. એવણે મુંબઈ યુનીવરસીટીની એમ. બી. બી. એસ. ની, લંડન યુનીવરસીટીની એમ. બી. બી. એસ. ની તથા ડી. પી. એચ. ની, અને ઇંગલંડની ડી. ટી. એમ. ની પરીક્ષાઓ પસાર કરી હતી. ડા૦ મુસે વેલાતની હાસપીટલોનો બોહોલો અનુભવ મેલવી છાતીના દરદોનાં અભયાસમાં પ્રવીણ થયા છે તેથી ત્રણ વરસ થયા મેટ્રોપોલીટનહેકની અને પોપર ડીસટ્રીકટના ચીફ ટયુબરકયુલોસીસ ઓફીસરનો ઓધ્ધો એવણને આપવામાં આવ્યો છે.

ડાકટર શીયાવક્ષ નવરોજી કાતરકે અમેરીકાના બ્રીટીશ કેનેડાની તોરોનતોની યુનીવરસીટીની રોયલ કોલેજ ઓફ દેનતલ સરજ્યનની એલ. ડી. એસ. અને ડી. ડી. એસ. ની ડીગ્રીએ મેલવી છે.

મી૦ દીનશાહ રતનજી નાનજી બી. એસ. સી. એ બરમીંગહામ યુનીવરસીટીની માસતર ઓફ સાયનસ યાને એમ. એસ. સી. ની પરીક્ષા પસાર કરી છે.

મી૦ ફીરોઝ નશરવાનજી રતનજી નરીમાન માસતરે એડીનબરોની શીવીલ એનજીનીયરીંગની બી. એસ. સી. ની પરીક્ષા માન સહીત પસાર કરી છે.

મી૦ બરજોરજી ખરશેદજી આદરજી દેશાઈએ મુંબઇની વીકટોરીયા જુબીલી ટેકનીકલ કોલેજમાંથી ઇલેકટરીશીયનની પરીક્ષા પસાર કરી ૧૯૨૦ ના જુલાઇમાં અમેરીકા ખાતે જઈ જનરલ ઇલેકટ્રીક કંપનીમાં દોઢ વરસ સુધી ટેસટીંગ ડીપારટમેંટમાં અનુભવ મેલવી ઓટોમોબાઈલ ઇજનેરની પરીક્ષા પસાર કરી છે અને એવણ અમેરીકાના ઇનસ્ટીટયુટ ઓફ ઇલેકટ્રીકલ એનજીનીયરસના મેંબર છે.

મી૦ જાલ ખુરશેદજી એરચજી પાવરીએ અમેરીકા ખાતેની એમ. એ. ની પરીક્ષા પસાર કરી છે. એવણને અમેરીકાની કોલંબીયા યુનીવરસીટીમાં એસીસટંટ પ્રોફેસરનો ઓધ્ધો આપવામાં આવ્યો છે.

મી૦ એસ. કે. ભાવનગરીને વેલાતમાં હુનર ઉધ્યોગનો વધુ અભયાસ કરવા માટે ડાઈંગ અને બલીચીંગ માટે મુંબઇ સરકારે સ્ટેટ ટેકનીકલ સ્કોલરશીપ આપી છે.

મી૦ પેશી દીનશાહ ખજોતયાએ મારચ ૧૯૨૨ માં જંગલ ખાતાની છેલી પરીક્ષા પસાર કરવા પછી ગયા જુલાઇમાં એવણની નેમણુંક સતારામાં સ્પેશીયલ ડયુટીપર થઈ હતી. એવણે બરોડા કોલેજમાં અભયાસ કરવા પછી ૧૯૧૯ માં ધારવાર ફોરેસ્ટ કોલેજમાં જોડાયા હતા.

ઇંગ્લાંડ ખાતે ત્યાંની યુનીવરસીટી તરફથી જુન ૧૯૨૧ માં લેવાયલી એમ. ડી. ની પરીક્ષામાં નીચલા પારસીઓ પસાર થયા હતાઃ- મુંબઇ યુનીવરસીટીવાલા ડા૦ કેખશરૂ એદલજી માદન અને ડા૦ શાપુરશા સોરાબશાહ કાપડયા.

એમ. બી. બી. એસ. ની પરીક્ષામાં હાજર થયલા ૧૩૮ માંથી નવેંબર ૧૯૨૧ માં ૫૨ પસાર થયા હતા, જેમાં નીચલા પારસીઓ હતાઃ- બીજા વરગમાં મી૦ કેખશરૂ બમનજી પાલખીવાળા; પાસ વરગમાં મેસરસ રૂસી ધનજીભાઇ દારૂવાળા અને પેસ્તનજી સોરાબશાહ કાપડયા. એજ પરીક્ષામાં હાજર થયલા ૧૬૬ ઉમેદવારોમાંથી મે ૧૯૨૨ માં ૭૮ પસાર થયા હતા તેમાં નીચલા પારસીઓ હતાઃ-પહેલા વરગમાં મેસરસ દોરાબ પીરોશા બીલીમોરીયા અને દીનશા હોરમસજી દુધા; બીજા વરગમાં બાઇ એમી વાહડયા તથા મેસરસ મીનોચેર શાવકશા બાટલીવાલા, હોમી દારાશા ગાંધી, રૂસ્તમ જમશેદજી મોવડાવાલા, જહાંગીર એદલજી મહેતા, સોરાબ હોસંગશા નાણાવટી, એરચશા રૂસ્તમજી ઉદવાડીયા અને દાદી ફરામજી વાછા; પાસ વરગમાં બાઈ નાજાં માણેકજી કાલાપેસી તથા મેસરસ નરીમાન અરદેશર લાલકાકા, મીનોચેર અરદેશર કંત્રાક્ટર, બેરામ દોરાબશા કોઠાવાળા, દીનશા અરદેશર દસ્તુર અને પીરોશા માણેકજી ભરૂચા; આમાં પસાર થયલા મી૦ દીનશા હોરમસજી દુધાને બાલકરીશણા સુદામજી પ્રાઇઝ અને મી૦ દોરાબ પીરોશા બીલીમોરીયાને લોરડ સેંડહરસટ ગોલડ મેડલ મળ્યા છે.

ઇનટરમીડયેટ એમ. બી. બી. એસ. ની પરીક્ષામાં પસાર થયલાં બાઇ મેહેરબાનુ પીરોશાહ ભરૂચા સર જેમસ ફરગસન મેડીકલ સકોલરશીપ, લેડી રે મેડીકલ સકોલરશીપ અને શેઠ નશરવાનજી જહાંગીરજી વાડીયા સકોલરશીપ જીતી ગયા છે.

મુંબઇની કોલેજ ઓફ ફીઝીશીઅનસ એંડ સરજનસની એલ. સી. પી. એસ. ની ડીગ્રીની પરીક્ષામાં હાજર થયલા ૨૮૯ માંથી દીસેંબર ૧૯૨૧ માં ૯૫ પસાર થયલા તેમાં નીચલા પારસીઓ હતાઃ-મેસરસ કેખસરૂ નવરોજી ચીનાઇ, મીનોચેહર એદલજી મહેરજી અને નવરોજી ડોશાભાઇ પટેલ; એજ પરીક્ષામાં જુન ૧૯૨૨ માં મી૦ ધનજીભાઈ પી૦ શાહ પસાર થયા હતા.

બોંમબે વેટરીનરી કોલેજની ડીપલોમાની પરીક્ષા મી૦ એરચશાહ ફરામજી ભમગરાએ પસાર કરી હતી.

બેરીસટરની પરીક્ષામાં નીચલા પારસીઓ પસાર થયા હતાઃ-બાઇ કોરનીલીયા સોરાબજી તથા મેસરસ જાલ સોરાબજી, સોરાબજી પેસતનજી વોલેસ અને ફરામરોજ હોરમઝદયાર કોયાજી.

સોલીસીટરની પરીક્ષામાં અકટોંબર ૧૯૨૧ માં નીચલા પારસીઓ પસાર થયા હતાઃ-મેસરસ જમશેદજી દીનશાહ ભેદવાર, હકીમજી એદલજી કુમાના, શીયાવક્ષ એસ. ખંબાતા, શીયાવક્ષ સી. પારડીવાલા અને પીરોશાહ બમનજી ચોકસી, એજ પરીક્ષામાં એપ્રીલ ૧૯૨૨માં નીચલા પારસીઓ પસાર થયા હતાઃ-મેસરસ માણેકશાહ પી. લાલા, બરજોરજી હોશંગજી વકીલ અને હોરમજી મનચેરશાહ વકીલ.

બીજી એલ. એલ. બી. ની પરીક્ષામાં હાજર થયલા ૨૩૫ ઉમેદવારોમાંથી ૧૬૨ નવેંબર ૧૯૨૧માં પસાર થયા હતા તેમાં નીચલા પારસીઓ હતાઃ-પહેલાં વરગમાં મેસરસ ધનજીશા ફરામજી સુનાવાલા, મંચેરશા સોરાબજી રતનાગર, હોરમશજી મંચેરજી વકીલ અને સોરાબ જમશેદજી બનાજી; બીજા વરગમાં મેસરસ બેરામશા શાપુરજી દેશાઇ, મીનો માણેકજી માદન અને બમનજી જમશેદજી શેઠના; એજ પરીક્ષામાં હાજર થયલા ૨૩૬ ઉમેદવારોમાંથી ૧૪૦ એપ્રીલ ૧૯૨૨માં પસાર થયા હતા. તેમાં નીચલા પારસીઓ હતાઃ-બીજા વીભાગમા મેસરસ હોરમસજી ડોસાભાઇ બનાજી, જમશેદજી જહાંગીર જે. ખરશેદજી, એરચશાહ હોરમસજી ડોકટર, નરીમાન બમનજી ઇચ્છાપોરીઆ અને જહાંગીરજી સોરાબજી કાટપીટીયા; પાસ વરગમાં મેસરસ ફકીરજી ભીખાજી દારૂવાળા અને હોરમસજી

ડોસાભાઇ મુન્શીમાં. આમા પસાર થયલા મી૦ હોરમસજી મં૦ વકીલને શેઠ મંચેરજી નવરોજી બનાજી સ્કોલરશીપ મલી છે.

બી ઈ. ( સીવીલ ) ની ડીગ્રી માટેની એનજી નીયરીંગની પરીક્ષામાં હાજર થયલા ૧૦ માંથી અકટોબર ૧૯૨૧ માં પાંચ પસાર થયા હતા, તેમાં પારસીઓમાં મી૦ રૂશતમ ધનજીભાઈ મસાણી હતા. એજ પરીક્ષામાં હાજર થયલા ૪૦ માથી એપ્રીલ ૧૯૨૨ માં ૨૫ પસાર થયા હતા તેમાં બીજા વરગમાં મેસરસ મીનોચેર કેકોબાદ બાટલીવાલા, બેરામ હોરમજી બીલપોડીવાલા અને નાદીર કાવશજી બલસારા.

એસ. ઇ. ( સીવીલ ) યાને એનજીનીયરીંગની બીજી પરીક્ષામાં એપ્રીલ ૧૯૨૨ માં નીચલા પારસીઓ પસાર થયા હતા:-બીજા વરગમાં મેસરસ રૂશતમજી બેરામજી એનજીનીયર, ટેમુરસ રૂશતમજી શેઠના, જાહાંગીર ફ્રામરોજ તારાપોરવાળા અને કેકી કુવરજી વાહાડયા.

એસ. ઈ. ( મીકેનીકલ ) યાને એનજીનીયરીંગની બીજી પરીક્ષામાં એપ્રીલ ૧૯૨૨ માં બીજા વરગમાં મી૦ પરવેઝ જાહાંગીરશાહ ભીવંડીવાલા પસાર થયા હતા.

બી. એસ. સી ની પરીક્ષામાં હાજર થયલા ૧૮૦ માંથી ૧૦૨ પસાર થયા હતા, તેમાં નીચલા પારસીઓ હતા:–પહેલા વરગમાં મી૦ પેસોતન દાદાભાઇ શરાફ, બીજા વરગમા મેસરસ ફ્રામરોજ પેસતનજી દોરડી, એરચશાહ જહાંગીરજી ઉમરીગર, રૂશતમ દાદાભાઇ વાહાડયાં, રૂશતમ એદલજી કુપર અને રૂશતમજી ફ્રામજી વાછા; પાસ વરગમાં મેસરસ કાવશજી નવરોજી બામજી, તેમુરસ અરદેશર દાદાચાનજી, યઝદીયાર સોરાબજી કેરાવાળા, પીરોશાહ જમશેદજી વાછા, કાવશજી જાહાંગીરજી ઝવેરી, પદમજી નશરવાનજી કાપડયા, રૂશતમ જમશેદજી કાતરક, પેસોતન બેરામ કોટવાલ, અને બરજોરજી ફ્રામરોજ દેશાઇ.

સીડનહેમ કોલેજની બેચેલર ઓફ કોમરસ ( વેપાર ) ની ડીગ્રી માટેની પરીક્ષામાં હાજર થયલા ૨૦ ઉમેદવારોમાંથી અકટોબર ૧૯૨૧ માં ૮ પસાર થયા હતા, તેમાં પારસીઓમાં મી૦ કેખશરૂ એદલજી બારીયા હતા. એજ પરીક્ષામાં એપ્રીલ ૧૯૨૨ માં ૩૭ ઉમેદવારોમાંથી ૨૩ પસાર થયા હતા, તેમાં નીચલા પારસીઓ હતા:-બીજા વરગમાં મેસરસ રૂશતમ અરદેશર દલાલ અને કેકોબાદ નશરવાનજી પાગડીવાલા.

ઇનટરમીડીએટ આરટસની પરીક્ષામાં પસાર થયલા મી૦ અરદેશર હોરમજી દેશાઇને શેઠ ફ્રામજી સોરાબજી ભાવનગરી સ્કોલરશીપ મલી હતી.

સીડનહેમ કોલેજના નીચલા વીદયારથીઓએ એકાઉંટનસીના વીશયની પુરતી તાલીમ મેલવીને જોઇતી પરીક્ષા આપેલી હોવાથી તેઓના અકાઉનટનસીનો સરકારી ડીપલોમાં બક્ષવામાં આવયો છે. આ ડીપલોમાં મેલવનાર સ્થાનીક સરકાર તરફની એકાઉંટનટની સરટીફીકેટ મેલવવાને લાયક ગણાશે અને ઇલાકાના કોઇપણ વીભાગમાં પોતાનો ધંધો ચલાવી શકશે. મેસરસ નશરવાનજી ડી. ખારીવાલા, જમશેદ પી. દોરડી અને કેખોશરો ડી. શેઠના.

બી. એ. યાને બેચેલર ઓફ આરટસની ડીગરીની પરીક્ષામાં હાજર થયલા ૯૩૨ માંથી ૬૩૭ જુન ૧૯૨૨ માં પસાર થયલા તેમાં નીચલા પારસીઓ હતા:–ફ્રરસટ કલાસમાં ઓનરસ સાથે બાઈ મીઠા જમશેદજી બનાજી તથા મેસરસ જાલ કુંવરજી દારૂવાળા, રૂસતમ ડોસાભાઇ ચોકસી, જમશેદ બમનજી વહાડીયા, કેખશરૂ જીજીભાઈ ખંભાતા અને અરદેશર જહાંગીર કરકરીઆ; સેકનડ કલાસમાં ઓનરસ સાથે બાઇ આલુ નશરવાનજી વકીલ તથા મેસરસ ગુસ્તાસ્પ પીરોજશાહ આંટીયા, જાલ શાપુરજી આમરીઆ, જહાંગીર સોરાબજી ચીનીવાળા, પેશોતન એદલજી દારૂવાળા, કેખશરૂ પીરોજશાહ અવારયા, દીનશાહ ડોરાબજી દસ્તુર, શાવકશાહ જહાંગીરજી ડી૦ મોદી,

નશરવાનજી ફરામજી માદન, રૂસતમ હોરમસજી દાદીબરજોર, જાસેજર એદલજી એનજીનીયર, એદલજી ખરશેદજી લીમજી, ધનજીશાહ મંચેરશાહ ઉનવાળા, કેખશરૂ હોશંગજી ભરૂચા, તેહમતન રૂસતમ કાપડીઆ, અને સોરાબજી એદલજી કુમાના; પાસ વરગમાં મેસરસ રૂસતમજી દીનશાજી અપુ, દોરાબજી રૂસતમજી ચોથીયા, એરચશાહ સોરાબજી દારોગા, પરવેઝ દારાશાહ દીવાન, ધનજીશાહ જીવણજી ઉદવાડીયા, જહાંગીર સોરાબજી દારૂખાનાવાલા, રૂસતમ અરદેશર મગરાઠ, હોમી સોરાબજી હીરજી ખોરશેદ, બેરામજી દાદાભાઇ મીસ્ત્રી, જમશેદ માણેકશાહ પોંચખાનાવાળા, જમશેદજી મેરવાનજી શરાફ, હોરમસજી રૂસતમજી દસ્તુર, સોરાબ કાવસજી દસ્તુર. એરચશાહ માણેકજી ભરૂચા, નરીમાન ફરદુનજી દેસાઇ, જીવણજી ફરામજી જસાવાળા જાલ પેસ્તનજી નેકુ, સ્પીતમાન દાદીશેઠ પારખ, રૂસ્તમ નવરોજી સુતરીયા, ધનજીશાહ એદલજી માણેકતાના, જહાંગીર પીરોજશાહ મેહતા અને શયાવક્ષ અરદેશર લાલ. આમાં પસાર થયલા મી૦ અરદેશર જહાંગીર કરકરીયાને મી૦ નારાયણ વાસુદેવ સ્કોલરશીપ અને મી૦ હોરમસજી રૂસતમજી દસતુરને શેઠ પીરોઝશાહ મેરવાનજી જીજીભાઇ સ્કોલરશીપ મળી છે.

બી. એ. યાને બેચેલર ઓફ આરટસની પાસની પરીક્ષામા હાજર થયલા ૨૯૦ માંથી નવેમબર ૧૯૨૧ માં ૧૫૬ ઉમેદવારો પસાર થયા હતા, તેમાં નીચલા પારસીઓ હતા:–મેસરસ માણેકજી ધનજીભાઈ પીટીટ, આદરજી પાલનજી તારાપોરવાળા, દીનશાહ કાવસશાહ કાંગા અને નરીમાન દીનશાહ વેસુના.

સ્કુલ લીવીંગની પરીક્ષામાં બધા મલી હાજર થયલા ૬૯૧૭ માંથી ૩૭૧૨ જણાઓ પસાર થયા હતા, તેમાં ૨૭૦ પારસીઓ હતા; જયારે બધી મલી ૧૪૦ બાઈઓ પસાર થઇ હતી તેમાં ૨૩ પારસી બાઇઓ હતી. આમાં પસાર થયલા મી૦ કેરસારપ અરદેશર તાતાને સર દીનશાહ માણેકજી પીટીટ પહેલા બારોનેટ સ્કોલરશીપ અને મી૦ બમનજી કાવશજી બહમન બેહરામને બાઇ રતનબાઇ બમનજી વાહાડયા સ્કોલરશીપ મલી છે.

નાશક ખાતેની સેંટ્રલ પોલીસ ટ્રેનીંગ સ્કુલમાંથી નીચલા પારસીઓએ સેવટની પરીક્ષા પસાર કીધી હતી:–મેસરસ નરીમાન બી. બાટલીવાલા અને દારાશાં એ. લાહેર.

# ગયે વરસે બનેલા પરચુટણ જાણવાજોગ બનાવો.

આપણા પનોતા શાહજાદા નામદાર પ્રીનસ ઓફ વેલસ હીંદની મુલાકાત માટે તા૰ ૧૭ મી નવેમબર ૧૯૨૧ ને ભેસપતવારે સવારે આપણા શેહરમાં પધારયા હતા. એ નામદારને હીંદી સંરજમીન ઉપર પગ મુકતાંજ આવકાર દેવાનું માન મુંબઇને ફાળે હોવાથી મુંબઇની પ્રજાએ ઘણી ખુશાલી અને મગરૂરીથી એ દીવસ પાલ્યો હતો. નામદાર પ્રીનસ ઓફ વેલસે મનવાર રીનાઉન ઉપરથી સવારના ૧૦ વાગે પોતાના રસાલા સાથે ઉપડી ૧૦-૨૫ કલાકે મુંબઇમાં એપોલો બંડર ઉપર પોતાના મુબારક કદમ મુકયા હતા. એ વખતે પારસી ઇમરજનસી કોરને લગતી દરયાખાતાંની એક શાખા-પારસી સી સકાઉટસને હાજર રાખવામાં આવી હતી. એ નામદારને મુંબઇ શેહરની પરજાના પરતીનીધી તરીકે મયુનીસીપલ કોરપોરેશન તરફથી એપોલો બંડર ઉપર આવકાર દેનારૂ માનપત્ર મ્યુનીસીપલ કોરપોરેશનના પરમુખ સર સાસુન દેવીડે વાંચી કાસકેટ સાથ એનાયત કીધું હતું. નામદાર પ્રીનસ ઓફ વેલસ ૧૧ વાગે નીકલી સરઘસ રૂપે સરકારી મેહલમાં બપોરના ૧૨ વાગે પહોચયા હતા. જે જે રસ્તાઓ ઉપરથી એ નામદારની સ્વારી ગઇ હતી તેને ઘણા સરસ રીતે ફુલ પાન વગેરેથી સણગારવામાં આવ્યા હતા અને રસતાઓ ઉપર એ નામદારના દીદારના દરશન કરવા માટે તમાશગીનોની અલગાર લાગી રહી હતી. મુંબઇ નગરી તરફથી મોટો પ્રીતી ભરયો આવકાર ઠારેઠાર આપવામાં આવ્યો હતો અને લખ્ખો શેહેરીઓએ ઘણા મોટા હરખથી વધાવી લઇ પોતાની ખુશાલી જાહેર કીધી હતી. નામદાર શાહજાદા તા૰ ૧૮ મી નવેમ્બરે રાતે વીકટોરીઆ ટરમીનસ ઉપરથી સ્પેશીયલ ત્રેનમાં ઉપડી પુને તા૰ ૧૯ મી એ ગયા હતા અને ત્યાંથી એજ દીને રાત્રે મુંબઇ પાછા પધારયા હતા. આ પુનાની ત્રેનના ગારડ તરીકે શેઠ હોરમસજી પેસતનજી નાલ્લાશેઠને નેમ્યા હતા અને એ નામદારની સ્પેશીયલ ત્રેન ભુશાવલથી નાગપુર અને પાછી નાગપુરથી ભુશાવલ આવી હતી ત્યારે એ ત્રેનના ડરાઇવર તરીકે શેઠ રૂશતમજી બેરામજી બતીવાલાની નેમણુંક થઇ હતી. નામદાર પ્રીન્સ ઓફ વેલ્સને પારસી કોમ તરફનું એક માનપત્ર જે મુંબઇની પારસી પંચાયતના માનવંત ત્રસ્ટી સાહેબો તેમજ એક વગવાલા પારસી ડેપ્યુટેશન મારફતે તા૰ ૨૧ મી નવેમબરે બપોરના ૧૨-૨૦ (સ્ટા૰ ટા૰) કલાકે મલબાર હીલના સરકારી મેંહેલમાં એનાયત કરવામાં આવ્યું હતું. નામદાર શાહજાદા મુંબઇના ગવરનર સાથે દરબાર હોલમાં આવી૰ પુગતા એ નામદારને સરવે જણાઓએ હરખ ભરયો આવકાર આપ્યા બાદ સરજમશેદજી જીજીભાઇ બારોનેટે માનપત્ર વાંચી સંભલાવી એક સુંદર કાસકેટ સાથ એનાયત કીધું હતું, જે નામદાર પ્રીન્સે હસ્તે ચેહેરે સ્વીકારયું હતું અને પોતાને આપેલા માન માટે આભાર માન્યો હતો. સર જમશેદજીએ ડેપ્યુટેશનમાં હાજર રહેલા ગ્રહસ્થોને નામદાર પ્રીન્સ સાથ ઓળખ કરાવી હતી અને એ નામદારે દરેક ગ્રહસ્થને સેકહેન્ડ કરી વાતચીત કરી હતી. નામદાર પ્રીન્સ પોતાને વતન સીધારતા જેપાન ખાતે ગયા હતા ત્યારે કોબે ખાતેના ઓરીએનટલ હોટલમાં એ નામદારને આવકાર આપવા માટે થયલા બોલના મેળાવડામાં પારસીઓ તરફનું માનપત્ર તેમજ કાસકેટ એનાયત કરવામાં આવ્યું હતું. નામદાર પ્રીન્સ ઓફ વેલસની આપણા શહેરની મુલાકાતના માંમલીક પસંગે તા૰ ૨૨ મી નવેમબરે સ્ટેડીયમ મધે શેહેનશાહી ગરબી મુંબઇની ૧૬ જુદી જુદી કન્યા શાળાઓની લગભગ ૧૦૦૦ છોકરીઓ ગાઇ સંભળાવનાર હતી પણ શહેરમાં તે વખતે બનેલા નાપસંદ બનાવોને લીધે માંડી વાલી હતી, તે તા૰ ૪ થી ડીસેમબરે નામદાર ગવરનર સર જયોરજ લોઇડ અને [illegible] મોહોરદાર લેડી લોઇડના પ્રમુખપણા હેઠળ સ્ટેડીયમમાં એક મોટા મેળાવડા સનમુખ શેઠ [illegible] ફીરોઝશાહ કાપડીઆની આગેવાની હેઠળ ગાઇ સંભળાવવામાં આવી હતી. [illegible] સ્કુલની

છોકરીઓમાંથી "ગરબી ક્વીન" તરીકે મીસ માણેક બેરામજી પાલનજી મીસ્ત્રીને ચુંટી કાઢી હતી. શેઠ ફીરોઝશાહ જાહાંગીર મરઝબાન સાથે નામદાર ગવરનર સટેડીયમમાં ફરત્યા હતા તે વખતે કેટલીક સાહેલીઓને તથા ગરબીના કંપોઝર શેઠ કાપડયાને સેકહેન્ડ કરી હતી. શેઠ જાહાંગીર રતનજી દુબાશ તરફથી અકેક કીમતી રૂપેરી વાઝ રોયલ ગરબીની "સુવેનીર" તરીકે સેંત્રલ ટાબલોમાં રજુ થયલી છોકરીઓને નામદાર લેડી લોઇડને હાથે આપવામાં આવ્યો હતો. નામદાર પ્રીનસ ઓફ વેલ્સ મુંબઇથી વીકટોરીયા ટરમીનશ સ્ટેશન ઉપરથી તા૦ ૧૧ મી નવેમબર ને મંગલવારે રાતે ૧૧ કલાકે વડોદરા જવા રવાના થયા હતા, ત્યાથી હીંદુસ્તાનના જુદા જુદા જોવા લાયક શેહેરો ખાતે ફરી હીંદની પોતાની લાંબી મુસાફરી પુરી કરી પોતાના વતન સીધારવાને માટે છેલ્લે કરાંચી ખાતેથી તા૦ ૧૭ મી મારચે નીકલી કોલંબો ખાતે રહી જાપાનની સફરે ગયા હતા. એ નામદારનો પરવાસ ઘણો આનદકારક તથા પુર ફતેહમંદી સાથ પસાર થયો હતો અને જયાં જયાં એ નામદાર ગયા હતા ત્યા ઘણો હરખ ભરયો આવકાર તથા ભારે આદરમાન આપી મોટા પાયા ઉપર ધામધુમો કરી હતી.

દભોઇના સ્ટેશન માસતર શેઠ બમનજી પેસતનજી બીલીમોરીયા રીટાયર થવાથી એવણના માનમાં એક મેલાવડો દોસ્ત આશનાઓ તરફથી સ્ટેશનના ગુડસ યારડમાં તા૦ ૨૭ મી સપટેમબર ૧૯૨૧ ને દીને કરી ચાંદીના કાસકેટમાં માનપત્ર સાથ એક પરસ એનાયત કરી સ્ટાફ તરફથી ચાંદીના કાસકેટમાં માનપત્ર સાથ ફ્લાવર વાઝ ભેટ આપયું છે.

સોલાપુરના કલેકટર શેઠ સોરાબશાહ માણેકશા ભરૂચાની બદલી થાણા ડીસત્રીકટમાં થવાથી એઓને તથા એવણના ધણીયાણી બાઇ સુનાબાઇને વીદયાગીરીનું માન આપવા તા૦ ૨૩ મી અકટોબર ૧૯૨૨ ને દીને ત્યાની જરથોસ્તી અંજુમને એક મેલાવડો કરી બાઈ સુનાબાઇને ટીસેટ ભેટ આપયો છે.

નાગપોરની એમપ્રેસ મીલના મેનેજર શેઠ સોરાબજી બેજનજી મેહતાને મલેલા સી. આઇ. ઇ. ના ખેતાબ માટે મુબારકબાદી આપવાનો એક મેલાવડો તા૦ ૧૫ મી ફેબરવારી ૧૯૨૨ ને બુધવારે એ મીલના કમપાઉંડમાં એવણના સ્ટાફે મીલના ડીરેકટર શેઠ નવરોજી સકલાતવાલાના પ્રમુખપણા હેઠળ કરી ચાંદીના કાસકેટમાં માનપત્ર એનાયત કીધું છે.

હાંગકાંગની મેસરસ એન. મોદીની કંપનીના માલેક શેઠ ફરામરોઝ અરદેશર મોદી પોતાના ધણીયાણી સાથે હાંગકાંગ ગયા હતા તે તકનો લાભ લઇ ત્યાની અંજુમને તા૦ ૧૯ મી ફેબરવારી ૧૯૨૨ ને દીને અંજુમનના મકાનમાં એવણના માનમાં એક મેલાવડો કરી ચાંદીના કાસકેટમાં માન પત્ર શેઠ ફરામરોજને એનાયત કીધું છે.

નવસારીમાં ભગર સાથ અને મીનોચેરહોમજી સાથ વચે આશરે અઢીસો વરસથી મતફેરી તથા તકરાર ચાલ્યા કરતી હતી તેનું સમાધાની ભરેલું સેટલ આવવાથી જે શખ્સોએ ઉપકાર કીધા હતા તેઓની કદરશનાશી કરી માનપત્ર આપવાનો એક મેલાવડો તા૦ ૫ મી મારચ ૧૯૨૨ ને દીને નવસારી ખાતે મળેસરના જમશેદ બાગમાં કરવામાં આવ્યો હતો. એ વખતે શેઠ એદલજી રૂશતમજી ફણીબંદાને ચાંદીના કાસકેટ સાથ માનપત્ર તથા મીનોચેહર હોમજી સાથ તરફથી ચાંદીનો વાઝ અને ખા૦ બા૦ ડાકટર પાલનજી હોરમજી દાદાચાનજીને કકરીયા કુટંબ તરફથી ચાંદીના કાસકેટ સાથ માનપત્ર તેમજ એરવદ ફીરોજી દાદાચાનજી, એરવદ દીનશાહ કકશીયા વકીલ, શેઠ મનચેરજી હવાલદાર અને એરવદ રૂશતમજી મેરવાનજી કકરીયાને અકેક શયાલો એનાયત કરી છે. એરવદ રૂશતમજી મે. કકરીયાને સુનાનો સીકો ભેટ આપ્યો છે.

હાંગકાંગની અંજુમનના ધરમ ફંડોના પ્રેસીડંટ તથા ટરસ્ટી શેઠ ડો. કે. ધરાની પોતાના કુટંબ સાથ મુંબઇ આવવાથી એવણને વીદાયગીરીનું માન આપવા માટે તા૦ ૧૫ મી મારચ ૧૯૨૨ ને દીને એક મેલાવડો કરી રાતે ખાણુ આપી એક પરસ એનાયત કરવામાં આવી છે.

મુંબઇની ગ્રાંટ મેડીકાલ કોલેજના એનેટમીના એસીસટંટ પ્રોફેસર ડા૦ શાપુરજી [illegible] ભરૂચા રીટાયર થવાથી એવણુના માનમાં કોલેજના વીદ્યારથીઓએ તા૦ ૨૦ મી મારચ ૧૯૨૨ ને દીને કોલેજના હોલમાં કરનલ ગ્રીટના પ્રમુખપણા હેઠળ એક મેલાવડો કરી ડા૦ ભરૂચાને રૂપાની કાસકેટ સાથે એક પરસ એનાયત કીધી છે.

મુંબઇની ઇરાની જરથોસ્તી અંજુમનના પ્રમુખ શેઠ દીનશાહ જીજીભાઇ ઇરાનીએ ઇરાનથી બુશાયરને રસ્તે મુંબઇ આવવા નીકલેલા ઇરાનીઓને પાસ પોરટ નહી મલવાથી ઘણી મુશકેલી પડે તેમ હોવાથી શેઠ દીનશાહે સરકાર સાથે બંદોબસ્ત કરીને તે મુશકેલી દુર કરી હતી, તે માટે હેશાનની ઇધાની તરીકે બુશાયરથી આવેલા ઇરાનીઓએ શેઠ દીનશાહને તા૦ ૨૧ મી મારચ ૧૯૨૨ ને દીને યાને જમશેદી નવરોઝે કાશકેટ સાથ માનપત્ર એનાયત કરયું છે અને શેઠ દીનશાહ મેરવાને એક શીયાલ ઓઢાડી છે.

શેઠ માણેકશા બાપુજી દેશાઇ પોતાના ધંધા અરથે ચીન જવાથી વીદયાગીરીનું માન આપવા માટે ભગર સાથ અંજુમને એક મેળાવડો જમશેદી નવરોઝને દીને યાને તા૦ ૨૧ મી મારચ ૧૯૨૨ ને દીને નવસારીની વડી દરેહમહેરમાં દસ્તુરજી કેકોબાદજીના પ્રમુખપણા હેઠળ કરી શેઠ માણેકજીને એક શાળ, રૂપાનું ત્રે સાથનું ફલાવર વાઝ ભેટ આપયું છે.

સુરત નાનપરાની શેઠ બીસનીવાળી દરેહમહેરના દસ્તુર પેસતનજીને એવણે બજાવેલી સેવાની પીછાનમાં તા૦ ૨૧ મી મારચે જમશેદી નવરોઝને દીને એક મેળાવડો કરી દોસ્ત આશનાઓ વગેરે તરફથી તેવીશ સાલો તથા પરસો દાવર તેમુરસ મોદીના હાથે એનાયત કરવામાં આવી છે. એ પછી મરહુમ દસ્તુર ને.શીરવાનજીની સબી એ દરેહમેહરમાં ખુલ્લી મુકવામાં આવી છે.

કલીકટના તબીબ ડાકટર કેકોબાદ ધનજીભાઇ મુગાશેઠ યુરોપ જવાથી તા૦ ૨૭ મી એપ્રીલ ૧૯૨૨ ને દીને એવણુના માનમાં એક મેલાવડો તયાની પારસી અંજુમને પ્રેસીડંટ શેઠ કુંવરજી દલાલના પ્રમુખપણા હેઠળ કરી ચાંદીના કાસકેટમાં માનપત્રો એનાયત કીધાં છે.

એરોનેટ ક્રીકેટ કલબના પ્રમુખ ડા૦ મહેલાશાહ એરચજી પાવરીને મલેલા જે. પી. ના ખેતાબ માટે તેમજ એવણુની છેલલા હુલ્લડ વખતેની અને પારસી એટેલીયન તરફની સેવાની યાદમ કલબના સભાસદોએ એક મેલાવડો એવણુના માનમાં તા૦ ૨૮ મી એપરીલ ૧૯૨૨ ને દીને કરી એવણુને એક માનપત્ર સાથ શુનાનું ઘડીયાલ એનાયત કરવામાં આવયું છે.

ઉદવાડાના માણેકજી કાવશજી દમણવાલા ધરમાદા દવાખાનાના ડા૦ સોરાબજી હોરમજી બોઇસને વીદયાગીરીનું માન આપવા ત્યાની અંજુમને તા૦ ૨ જી મે ૧૯૨૨ ને દીને જીજીભાઇ દાદાભાઇ ચેરીટી સ્કુલમાં એક મેલાવડો ડા૦ એદલજી ખરશેદજી ભરડાના પરમુખપણા હેઠળ કરી ડા૦ બોઇસને કાસકેટ સાથ માનપત્ર તથા શેયાલો એનાયત કરી એવણુના ધણીયાણીને પરસ ભેટ આપી છે.

ખા૦ બા૦ ડાકટર એન. એચ. ચોકસીની શહેરી સેવાઓની કદરશનાશીમાં નામદાર સરકારે આપેલા સી. આઇ. ઇ. ના ખેતાબ માટે મુબારકબાદી આપવા મુંબઇના મેડીકલ યુનીઅન અને તેવણુના મીત્રો તથા વખાણનારાઓએ તા૦ ૧૬મી જુન ૧૯૨૨ ને સોમવારે એક મેલાવડો યુનીવર-સીટીના કાનવોકેશન હોલમાં મેડીકલ યુનીયનના ચેરનશીન ડા૦ દીનશાહ એમ. ગગરાટના પ્રમુખ-પણા હેઠળ કરી એક માનપત્ર રૂપાના કાસકેટમાં એનાયત કરી એવણે બજાવેલી સેવાઓની સ્તુતી કરવામાં આવી હતી.

કરાંચીના જાણીતા શેહેરી શેઠ જમશેદજી નશરવાનજી મેહતાને તા૦ ૧૯ મી એપરીલ ૧૯૨૨ ને બુધવારે ત્યાની મયુનીસીપાલટીના પ્રેસીડંટ તરીકે ચુંટીને મોટું માન આપવામાં આવયું છે. તેની યોગય કદરશનાશી કરી માનપત્ર આપવાનો ઠરાવ કરવા કરાંચી અંજુમનના ટરસ્ટીઓએ તા૦ ૯ મી જુલાઇને દીને અંજુમનની સભા સદરની અગીયારીના માંડા હોલમાં શેઠ

જમશેદજી શાપુરજી સેગારીવાલાના પરમુખપણા હેઠળ બોલાવી હતી. એ વખતે ખા૦ બ૦ કાવસજી હો૦ કાતરકે જણાવ્યું કે શેઠ જમશેદજીને કરાંચી મયુનીસીપાલીટીના પ્રેસીડંટ તરીકે સરવાનુમતે ચુંટી કાઢયા છે અને પારસી વસતીની શરૂઆત પછી આ પહેલીજ વખતે આ ઉંચુ શેહેરી માન આપણી અતરેની કોમને પ્રાપ્ત આવ્યું છે તેની નોંધ લેવા તથા શેઠ જમશેદ આપણી કોમના એક દીલસોઝ ખેરખાહ છે અને વરસો થયાં અમુલ્ય સેવાઓ બજાવતા આવયા છે તેની યોગ્ય કદરશનાશી કરી અંજુમનની આ જાહેર સભા શેઠ જમશેદને મલેલા શહેરી માન માટે પોતાની ખુશાલી જાહેર કરી મુબારકબાદી આપે છે. એ પછી શેઠ અરદેશર હો૦ મામાએ શેઠ જમશેદજીની તારીફમાં કેટલુંક વીવેચન કરવા પછી આ ઠરાવની નકલ શેઠ જમશેદજી ઉપર મોકલી આપવાનું નકકી થયું હતું.

મરહુમ શેઠ જમશેદજી નશરવાનજી તાતાનું બાવલું બેંગલોર ખાતે ઇંડયન ઇસ્ટીટયુટ ઓફ સાયનસમાં માઇસોરના નામદાર માહારાજાએ એક મોટા મેલાવડા સનમુખ તા૦ ૧૦ મી મારચે સાજે ખુલ્લું મુકી મરહુમના સાહસીકપણાની તેમજ ઉંચા ગુણોની વખાણ કીધી હતી.

મરહુમ બાઇ રતનબાઇ બમજી વાહાડયા તે સર હોરમજી અરદેશર વાહાડયાના બેટીની સખી રાજકોટની દરેહમેહરમાં તા૦ ૯ મી સપટેંબર ૧૯૨૧ ને દીને ખુલ્લી મુકી છે તેમજ એવણની બીજી સખી શેઠ વાહાડયાજીના આતશ બેહરામમાં મુકવામાં આવી છે.

તારાપોરની અંજુમનના મેનેજીંગ મેંબર મરહુમ શેઠ બેરામજી જાહાંગીરજીની સખી ત્યાંની દરેહમેહરમાં તા૦ ૯ મી અકટોબરે ખુલ્લી મુકવામાં આવી છે.

સુરતની મીશન હાઇસ્કુલના માજી હેડ માસ્તર શેઠ મંચેરશાહ પાલનજી કેકોબાદની સખી તા૦ ૧૪ મી અકટોબર ૧૯૨૧ દીને તયાંની સ્કુલમાં ખુલી મુકવામાં આવી છે.

મરહુમ શેઠ રૂસતમજી બેહરામ ઇરાનીની સખી પુણાની અંજુમનની દરેહમેહરમાં તા૦ ૧૧ મી નવેમબર ૧૯૨૧ ને દીને દરેહમેહરના દસ્તુર પેસતનજી ભીખાજી આહરીયાનવાળાએ ખુલ્લી મુકી છે.

જાણીતા પારસી એજયુકેશનીસ્ટ શેઠ એચ. જે. ભાભા જેમને માઇસોરની સરકાર તરફથી મુનીર-ઉલ-તાલીમનો ખેતાબ મળેલો છે તેમની યાદગારી જાગતી રાખવા માટે બેંગલોર ખાતે મહારાજા કોલેજમાં તેમની તસ્વીર માઇસોરના નામદાર દીવાન સર કાતરા ઉવસે નવેમબર ૧૯૨૧ માં ખુલ્લી મુકી છે.

અમદાવાદના પારસી જીમખાનાના પરમુખ સર નવરોજી પેસતનજી વકીલ સી. આઇ. ઈ. ની સખી જીમખાનામાં તા૦ ૨૩ મી મારચે એક મેલાવડા સનમુખ ખુલ્લી મુકવામાં આવી છે.

નવસારીની આદીસર કલબના સેકરેટરી શેઠ રૂસતમજી હોરમજી બાનાએ વરસો સુધી કલબની બજાવેલી સેવાની પીછાનમાં એ કલબ તરફથી એવણની સખી તા૦ ૨ જી એપરીલ ૧૯૨૨ ને દીને ખા૦ બા૦ ડાકટર પાલનજી હોરમજી દાદાચાનજીએ ખુલ્લી મુકી છે.

મરહુમ સખી શેઠયા સર શાપુરજી બ૦ ભરૂચાની સખી એવણના વખાણનારાઓ તથા મીતરો તરફથી શેઠ વાહાડયાજીના આતશબેહરામમાં તા૦ ૧૯ મી એપ્રીલ ને રવીવારે દસ્તુરજી દારાબજી પેસોતન સંજાણાએ ખુલ્લી મુકી છે. એવો શેઠજીની બીજી સખી ઇંડોરની જ૦ ન૦ પીટીટ સ્કુલમાં એવણની પહેલા વરસની બાજને દીને યાને તા૦ ૨૩ મી જુન ૧૯૨૨ ને દીવસે ખાનસાહેબ રતનશાહ એદીબામે ખુલ્લી મુકી છે. એ સખી શેઠ અરદેશર મેરવાનજી ભરૂચાએ ભેટ આપી હતી.

મરહુમ શેઠ જાલભાઇ દોરાબજી ભરડા મુંબઇની શેઠ જ. ન. પીટીટ પારસી અનાથાશ્રમની કારોબાર મંડળીના પોતાના મરણ સુધી સભાસદ હતા, તેવણની યાદમાં અનાથાશ્રમના વીદ્યારથી-

ઓએ ઉભા કીધેલા ફંડમાંથી તઇયાર કરેલી એક સગ્ગી તા૦ ૧ લી મે ૧૯૨૨ ને દીને પ્રીંસીપલ શેઠ જોશીના પ્રમુખપણા હેઠળ મેલાવડો કરી ખુલ્લી મુકવામાં આવી છે. શેઠ જાલભાઇની બીજી સગ્ગી ઉડવાડા અંજુમન તરફથી આતશબેહરામમાં તા૦ ૨૯ મી જુને ખુલ્લી મુકી છે.

મરહુમ શેઠ દાદી નશરવાનજી દાદી શેઠની સગ્ગી શેઠ દાદીશેઠના આતશબેહરામમાં એ આતશ બેહરામની સાલગ્રેહને દીવસે યાને તા૦ ૨૭–૮–૧૯૨૨ ને દીને ખુલ્લી મુકવામાં આવી છે.

નાગપુરવાળા જાણીતા શેહેરી ઓન. સર માણેકજી બી. દાદાભાઇ, નાઇટ, સી. આઇ. ઈ. ને મુંબઇ ઇલાકામાં ખણીજ પદારથોની શોધખોળ કરવા માટેનો પરવાનો આપવામાં આવયો છે.

નાગપુરવાલા ખાન બહાદુર બેરામજી પેસ્તનજી (હાલમાં ખાન બહાદુર બી. પી. બેરામજી તરીકે જાણીતા છે તેવણ) ને મુંબઇ ઇલાકામાં ખનીજ ધાતુઓની શોધખોલ કરવાનો પરવાનો આપવામાં આવયો છે.

નામદાર નીઝામની સલતનતમાં આવેલા રાજુરના દારૂના ઇજારદાર અને રૂના વેપારી તથા બેંકર શેઠ પેસતનજી એદલજી કલયાણીવાલા જેવણ ચંદા ખાતે રહે છે, તેવણને મધય પ્રાંતોના નામદાર ગવરનર ઇન કાઉનસીલે મધય પ્રાંતો તથા બીરારમાં ખણીજ પદારથોની ખાણોની શોધખોળ કરવાના પરવાનો આપયો છે. તેવણ દર સાલ નામદાર નીઝામ સરકારને ૫ લાખ ૫૦ હજાર રૂપયા મહેસુલ ભરે છે.

કરનલ દીનશાહ પી. ઘડીયાલીને અમેરીકા ખાતે "કરટીસ સી ગુલ" સીપલેન ઉરાડવા માટે પાઇલેટની સરટીફીકેટ આપવામાં આવી છે.

---

## જાણીતા જરથોસ્તીઓના મરણ.

શેઠ મેરવાનજી ખરશેદજી નવરોજી કામીસરીએટવાલા ૫૦ વરસની વયે રોજ ૨૩ મો માહા ૧ લા ને દીને મરણ પામ્યા હતા. મરહુમ શેઠ ફરામજી મેહતાના માલેકીના વખતના કયસરે હીંદ ન્યુસ પેપરના અધીપતી તરીકે કેટલોક વખત સુધી કામ કરવા પછી શેઠ પેસતનજી ન. કેરાવાલાએ કહાડેલાં અઠવાડીક ઇન્ડીપેન્ડંટના અધીપતીનો ઓધ્ધો ભોગવ્યો હતો. એ પછી જેપાનીસ વેપારી પહેડીમાં રહ્યા હતા. રાતે આઠ વાગે વાંદરે ઘરે જતા ચરચગેટના સ્ટેશન આગળ વીકટોરીયા ગાડીનો અકસમાત થવાથી એવણનું મરણ નીપજ્યું હતું.

મુંબઇના જાણીતા મોટા આબકારી કનત્રાકટર શેઠ કાવસજી દાદાભાઈ હોરમજી દુબાશ પેરીસ ખાતે રોજ ૨૨ મો માહા ૨ જા ને દીને મરણ પામયા છે. એવણ પોતાની નાદરસત તબીયતને લીધે ઓપરેસન કરાવવા વેલાત ગયા હતા અને પેરીસ ખાતે એવણનું દલગીરી ભરીયું મરણ નીપજ્યું હતું. શેઠ કાવસજીએ પોતાના પીતાજી શેઠ દાદાભાઇના બહેસ્તનશીન થવા પછી પોતાના વડીલ ભાઇ શેઠ સોરાબજી સાથે મેશરસ દાદાભાઇ હોરમસજીની કંપનીનો ધીકતો વેપાર ચાલુ રાખયો હતો. ખાનદેસ તેમજ બીજા શહેરો ખાતે ગામથી દારૂના મોટા મોટા કનત્રાકટો રાખી બોહલા પાયા પર વેપાર ચલાવવામાં આવે છે. એવણ ઘણા સાદા અને સાલેશ હતા અને પોતાની કોમનું ભલું કરવાને હંમેશાં રાજી રહેતા હતા. મરહુમ શેઠનો સઉથી મોટો સદગુણ દયાલુ દીલગુરદો હતો, તેમજ ઘણા ધરમચુસત અને ચીવટ જરથોસતી હતા. પોતાના પાક મહઝબ માટે મરહુમમાં કાંઇક અજબ લાગણી અને જુસસો હતો. શેઠ કાવશજી મુંબઇની પારસી મેત્રીમોનીયલ કોરટના ડેલીગેટ હતા, અને ઘણા વરસો સુધી સારી સેવા બજાવી હતી. એવણને નામદાર સરકારે જસ્તીસ ઓફ ધી પીસ નેમી માન આપયું હતું.

શેઠ કાવશજી બેજનજી શેઠના વકીલ ૬૫ વરસની વયે રોજ ૧૧ મો માહા ૩ જાને દીને મરણ પામયા હતા. એવણે ૧૮૭૩ માં મેત્રીકની, ૧૮૭૭ માં બી. એ. ની અને ૧૮૮૦ મા એલ. એલ. બી. ની પરીક્ષાઓ પસાર કરી હતી. ૧૮૮૩ માં રેસાલો લખવા માટે યુનીવરસીટી તરફથી "માણેકજી લીમજી ગોલ્ડ મેડલ" મલયો હતો, એવણને ૧૮૮૬ માં યુનીવરસીટીના ફેલો અને ૧૮૯૭ માં સુરેહના અમલદાર નેમવામાં આવયા હતા. એવણે ૪૦ વરસ સુધી મુંબઇની સમોલ કોઝીઝ કોરટમાં વકીલનો ધંધો ઘણી બાહોસીથી ચલાવી સારી નામના મેલવી હતી. એવણની યાદદાસ્ત શકતી શારી ખીલેલી હતી તેથી ધંધામાં જબરી યારી મલી હતી. એવણ એક વખત વેલાતની સફર કરી આવ્યા હતા.

મુંબઇના જાણીતા શેઠયા અને મોટા આબકારી કનત્રાકટર શેઠ સોરાબજી દાદાભાઇ દુબાશ માહીમ ખાતે પોતાના બંગલામાં રોજ ૨૨ મો માહ ૩ જા દીને મરણ પામ્યા હતા. શેઠ સોરાબજી પોતાના મરહુમ ભાઇ શેઠ કાવસજી સાથે પોતાના મરહુમ પીતાજીનો આબકારી કનત્રાકટોનો બહોલો ધંધો ઘણા મોટા પયાપર ચલાવતા હતા, અને સારી નામના મેલવી હતી. એવણ ઘણા દયાલુ અને સંક સ્વભાવના હોવાથી પોતાની આસપાસ મોટું મીત્ર મંડળ ભેગું કરયું હતું અને પોતાના ગરીબ હમદીનો તરફ માયાથી વરતી સારી મદદ આપતા હતા. એવણને બાગબાની અને ખેતીવાડીનો મોટો શોખ હતો. મરહુમ શેઠ સોરાબજીને નામદાર સરકારે જસ્તીસ ઓફ ધી પીસ નેમી માન આપ્યું હતું.

સુરતની પારસી અનજુમનનાં વડા અકાબર સરદાર દાવર કેખુશરો એદલજી મોદી મુંબઇમાં ૮૦ વરસની વયે રોજ ૨૫ મો માહ ૩ જા ને દીને મરણ પામ્યા હતા. એવણે ૧૮૬૪ માં

બી. એ. ની પરીક્ષા પસાર કરી હતી. ૧૮૭૫ માં સુરતની પારસી મેત્રીમોનીયલ કોરટના ડેલીગેટ તથા ૧૯૧૨ માં મુંબઇના નામદાર ગવરનરની કાઉનસીલના સભાસદ નેમ્યા હતા. સને ૧૮૮૨ થી સુરત મયુનીસીપાલીટીના સભાસદ તરીકે એવણુની વારંવાર નેમણુંક કરવામાં આવતી હતી, તેમાં આગેવાની ભરયો ભાગ લઇ પોતાની કીમતી સેવા આપતા હતા. ૧૯૦૬ માં એવણુના પીતાજીના થયલાં ઉઠમણા વખતે સુરતની અનજુમન તરફથી શેઠ કેખશરૂને દાવર તરીકે નેમવામાં આવ્યા હતા. નામદાર સરકારે એવણુને સરદાર નેમી માન આપ્યું હતું. મરહુમને બેટો નહી હોવાથી મરહુમના સુરત ખાતે થયલા ઉઠમણા વખતે એવણુના ભાણેજ શેઠ તેમુરસ કાવસજી મોદીને ત્યાની અનજુમન તરફથી દાવર નેમી અનજુમન તરફની એક શીયાલ તેમજ જાહેર મંડલો અને જુદા જુદા ગામોની અનજુમન તથા હીંદુ મુસલમાન કોમના વડવાઓ તરફથી જુદી જુદી શીયાલો આપવામાં આવી હતી.

શેઠ અરદેશર ફરામજી વકીલ ૮૪ વરસની વયે રોજ ૧૦ મો માહા ૪ ઠાને દીને મરણુ પામયા હતા. એવણુ અતરેની જાણીતી સોલીસીટરની પેહેડી મેસરસ અરદેશર હોરમજી દીનશાની કંપનીના વડા ભાગયા થતા હતા. ૧૮૬૧ માં મેત્રીક થયા પછી ૧૮૬૫ માં બી. એ. ની પરીક્ષા પસાર કરવા બાદ તા૦ ૨૮ મી જુન ૧૮૭૨ ને દીને સોલીસીટરની પરીક્ષા પાસ કીધી હતી. એવણે પોતાનો સોલીસીટરનો ધંધો વરસો સુધી પુર ફતેહમંદીથી ચલાવી પોતાની પેહેડીની નામના વધારી મુકી હતી. ૧૮૮૦ માં મરહુમને સુલેહના અમલદાર અને ૧૮૮૯ માં મુંબઇ યુનીવરસીટીના ફેલો નેમયા હતા. એવણુ અતરેની કેટલીક મીલોના ડીરેકટર હતા તેમજ બીજી કંપનીઓના તથા ફંડોના મેંમબર તરીકે પોતાની કીમતી સલાહ આપતા હતા. તા૦ ૪ ઠી નવેમબર ૧૮૯૪ ને દીને મજગામ ખાતે મરહુમે પોતાને ખરચે એક ધરમનું દવાખાનું "મહેરનું ધરમનું દવાખાનું" ઉગાડયું હતું.

કલકતાવાળા શેઠ કાવશજી માણેકજી રૂશતમજી પુણા ખાતે રોજ ૧૨ મો માહા ૪ થાને દીને મરણુ પામયા હતા. એવણે કલકતા ખાતે ઘણી ઉપયોગી અને ઉધ્યોગી જીંદગી ગુજારી હતી અને પોતાના લાયકીભરયા સ્વભાવથી સરવે કોમમાં માન પામયા હતા. ૧૮૮૦ માં કાગલ બનાવવાનો સાહસ "રેનોલ્ડ એંડ રૂશતમજીની કંપની" ઉભી કરી ઉપાડયો હતો, પણ ફતેહમંદ નહી થવાથી તે કંપની વેચી નાખી હતી જે હાલમાં પેપર મીલસ તરીકે ચાલે છે. મરહુમે થોડો વખત વેપાર અરથે ચીન જઇ આવી એ કંપનીના વરસો સુધી મેનેજર તરીકે કામ કીધુ હતું. વરસો સુધી ફરસ્ટ કલાસ મેજીસ્ત્રેટ તરીકે સારી સેવા બજાવી હતી. ૧૯૦૪ માં કલકતાની જરથોસ્તી અંજુમનના ત્રસ્ટી તરીકે એવણુની નેમણુક થઇ હતી અને ૧૯૧૪ માં એ ટરસ્ટી તરીકેના ઓધાનું રાજીનામુ આપયું હતું. મરહુમે બજાવેલી સેવાઓની પીછાનમાં કલકતાના અનાજીના આદરીયાનમાં એવણુની સબી અંજુમન તરફથી મુકવામાં આવી હતી.

ખાન સાહેબ પેસતનજી બહમનજી મેહ્રમેન ૭૮ વરસની વયે પુણા ખાતે રોજ ૨૩ મો માહા ૪ ઠાને દીને મરણ પામયા હતા. એવણુનો જનમ પુણામાં થયો હતો અને ૪૩ વરસ થયા પુણાની સર સાસુન દેવીદની ઓહોલી જાગીરોનો વહીવટ ચલાવવાને એવણુને એજનટ નેમયા હતા. મરહુમની ખંતથી પુણામાં ૧૮૮૪ માં સ્થાપાયલી સુબરબરન મયુનીસીપાલીટી જેના પેહલા ઉપ-પ્રમુખ હતા અને પાછલથી વરસો સુધી પ્રેસીડંટ તરીકે એવણુની નેમણુક થતી હતી પુણામા સ્થાપાયલી હાસપીટલો, દવાખાનાઓ તથા કેલવણી ખાતાઓમાં વરસો સુધી કાળજી રાખી ભાગ લઇ સારી સેવા બજાવી હતી. મરહુમ પુણાની મેત્રીમોનીયલ કોરટના એક ડેલીગેટ હતા એવણુની જાહેર સેવાઓની પીછાનમાં નામદાર સરકારે ખાનસાહેબનો ખેતાબ તેમજ કોરોનેશન મેડલ એનાયત કીધો હતો.

*

મુંબઇ તથા કોલંબોના જાણીતા વેપારી શેઠ ભીખાજી ફરામજી ખાન ૬૬ વરસની વયે રોજ ૧૩ મો માહ ૫ મા ને દીને વાલકેશવર ખાતેના પોતાના રહેવાના બંગલામાં મરણ પામ્યા હતા. કોલંબો તથા મુંબઇના એક જાણીતા વેપારી તરીકે ઘણા મશહુર હતા અને વેલાયત ખાતે પણ પોતાના વેપારના વધારા અરથે પહેડી કહાડી હતી. મરહુમ શેઠની મુંબઇની પહેડી દીનશાહજી ભીખાજી ખાનની કંપનીને નામે જાણીતી છે અને કોલંબો ખાતે ફરામજી ભીખાજીની કંપનીને નામે ચાલે છે. કોલંબો ખાતે એક ઓઇલ મીલ ચલાવામાં આવે છે. એવણ વરસો સુધી વેલાયત તેમજ કોલંબો ખાતે રહેતા હતા. કોલંબોના પારસીઓમાં શેઠ ભીખાજી એક આગેવાન અકાબર ગણાતા અને ત્યાંના ધરમખાતાઓપર જાતી દેખરેખ રાખી પોતાની કીમતી સલાહ આપતા હતા.

શેઠ સોરાબજી ખરશેદજી ફરામજી ઘોંડી ૬૪ વરસની વયે રોજ ૧૬ મો માહા ૬ ઠાને દીને મરણ પામયા હતા. એવણનો જનમ રોજ ૨૫ મો માહા ૮ મો ય. સને ૧૨૨૬ માં થયો હતો. મરહુમે મેત્રીકયુલેશન સુધી કેલવણી લઇ મીલમાં જોડાઇ વીવીંગ માસતર થયા હતા અને ૮ વરસ સુધી ગ્રેટ ઇસટરન મીલમાં નોકરીએ રહયા પછી સવતંત્ર ધંધો કરવા માડી મશીનરી એજંટ થયા હતા. ૧૮૮૬ માં મરહુમ પેહલા દેવલાલી ગયા હતા અને ત્યાંની જમીન વેચાતી લઇ વસાવી હતી. દેવલાલીના સીગવા મધે જમીન લઇ નવો રસ્તો કરી આપવાથી એ રસ્તો ઘોંડી રોડ તરીકે જાણીતો છે. એવણે દેવલાલીનું દોખમું તથા અગીયારી બાંધવા માટે આગેવાની લઇ તેના એક ટરસ્ટી તરીકે કીમતી મદદ આપી હતી. મરહુમ શેઠ સોરાબજી ૧૮૯૩ થી મુંબઇની મયુનીસીપલ કોરપોરેશનમાં ભાયખલા વારડ તરફથી બહાર પડયા હતા અને તેના મેમબર તરીકે મરણ સુધી ચાલુ રહી એ વારડ તરફથી સારી સેવા બજાવી હતી. એવણ પોતાના ધંધામાં ઘણા ચાલાક ને કુનેહબાજ હતા અને અનેક પેંટટો સરકાર તરફથી મેલવ્યાં હતાં, પાંચ વરસ થયા મરહુમને અતરેની પારસી ચીફ મેત્રીમોનીયલ કોરટના ડેલીગેટ ચુંટી કાઢવામાં આવ્યા હતા અને ૧૯૦૪ મા મુંબઇ મધે બરાવલી હોંદી નેશનલ કોંગ્રેસના ડેલીગેટ નેમ્યા હતા.

અમદાવાદના જાણીતાં શેહેરી બાઇ ધનબાઇ અરદેશર દલાલ રોજ ૨૪ મો માહા ૮ માંને દિવસે નવસારી ખાતે ૫૬ વરસની વયે એકાએક મરણ પામ્યાં હતાં. એવણ જરથોસ્તી બાનુઓના ભલાં માટે કાલજી રાખતાં હતાં તેથી અમદાવાદ ખાતે સ્ત્રી જરથોસ્તી મંડલ સ્થાપવામાં આગેવાની ભરેલો ભાગ લીધો હતો. એવણે જરથોસ્તી બાલકોને ધરમ સબંધી કેલવણી આપવા માટે અમદાવાદમાં યંગ ઝોરાસ્તરીયન સ્કુલ સ્થાપી પોતાને ખરચે ચલાવી કેટલાંક વરસો પછી નાદરૂસ્ત તબીયતને લીધે બંધ કીધી હતી. મરહુમ ઘણા સાદા અને ભલા બાનું હતાં.

ડા૦ બેહેરામ બરજોરજી ભરૂચા ૪૫ વરસની વયે રોજ ૨૭ મો માહા ૮ માને દીને મરણ પામયા હતા. મરણને દીવસે લગનમાંથી ખાઇ પીને રાતે ઘરે આવ્યા પછી તરત ૧૦ વાગે હારટનાં આંકરાં આવ્યાથી જરાવારમાં પોતાનો પ્રાણ તે કીરતારને હવાલે કીધો હતો. એવણના પીતા શેઠ બરજોરજી નવસારીના માજી સ્ટેશન માસતર હતા. મરહુમે અત્રે મેત્રીકયુલેશનની પરીક્ષા પસાર કરી મેડીકલ કોલેજમાં અભયાસ કરી વધુ અભયાસ માટે વેલાત જઇ એડીનબરોની એલ. આર. સી. પી. વગેરેની ડીગ્રી મેલવી હતી. શરૂઆતમાં કરાંચી ખાતે તબીબા ધંધો કરવા પછી લડાઇ વેળા ઇંડીયન મેડીકલ સરવીસમાં જોડાઇ બસરા ગયા હતા, છેલા ચાર વરસ થયા મુંબઇમાં આંખની એક ખાનગી હાસ્પીતાલ ન્યુ ચરનીરોડ પર ઉઘડી હતી અને સારી નામના મેલવી હતી. ૧૯૧૮ માં ખેતવાડીની માણેકજી પીટીટ ચેરીટેબલ ડીસપેનસરીના ઓનરરી આંખના ડાકટર તરીકે એવણની નેમણુક થઇ હતી.

શેઠ મેહરવાનજી ફરદુનજી મુલ્લા વકીલ ૪૯ વરસની વયે રોજ ૧ લો માહા ૯ માને દીને મરણ પામ્યા હતા. એવણ અતરેની સર જમશેદજી જીજીભાઇ સ્કુલના માજી હેડ માસ્તર શેઠ ફરદુનજી ડા૦ મુલ્લાના બેટા થતા હતા. મરહુમે ૧૮૮૮ માં મેત્રીક થઇ તા૦ ૯ મી મે ૧૮૯૫ ને દીને

ડીસ્ટ્રીકટ પલીડરની પરીક્ષા પસાર કરી હતી. એ પછી એવણુના ભાઇઓ મેસરસ મુલ્લાં એંડ મુલ્લાની જાણીતી સોલીસીટરની પેઢેડીમાં રહયાં હતા અને કાએદાનો અભયાસ કરી ૧૯૦૪ મા હાઈ કોરટની પલીડરની પરીક્ષામાં પસાર થવા પછી સમોલકોઝ કોરટમાં વકીલ તરીકે ધંધો કરવા માંડયો હતો. એવણુ એક જુના અને જાણીતા ક્રીકેટર હતા અને ઘણીક ક્રીકેટ કલબોમાં જોડાયલા રહી પોતાની કીમતી સલાહ આપતા હતા.

શેઠ જમશેદજી જીવણજી ગજંદર વેલાત મધે રોજ ૯ મો મહ: ૧૨ માને દીને ૭૯ વરસની વયે મરણ પામ્યા હતા. એવણે ૧૮૬૦ માં મેત્રીકની, ૧૮૬૫ માં બી. એ. ની અને ૧૮૬૬ માં એમ. એ. ની પરીક્ષાઓ પસાર કરવા પછી વેલાત જઇ ૧૮૭૧ માં બેરીસટર થયા હતા, બેરીસટર થયા પછી લાબે વખતે મુંબઇ આવી ધંધો કરવા માડયો હતો અને ૧૯૦૦ મા મરહુમને અતરેની હાઇ કોરટના કામચલાઉ રેજીસ્ત્રાર ઇન ઇકવીટી તથા ટેક્ષીંગ માસતર તેમજ સોલીસીટરોની પરીક્ષાનાં પરીક્ષક તરીકે નેમયા હતા. ૧૮૯૨ અને ૧૮૯૩ માં એવણુને અતરેની સરકારી લો સ્કુલના પ્રોફેસર, ૧૮૯૩ માં યુનીવરસીટીના ફેલો, ૧૮૯૫ માં ભાવનગર રાજયના જુડીશીયલ કાઉનસીલર નેમવામાં આવ્યા હતા. એવણુ કેટલીક મીલોનાં ડીરેકટર પણ હતા અને છેલ્લા થોડા વરસ થય વેલાત જઇ વસયા હતા

શેઠ નશરવાનજી ફ્રામજી બીલીમોરીયા રોજ ૧૦ મો માહા ૧૨ માને દીને ૭૦ વરસની વયે બીલીમોરા ખાતે મરણ પામયા હતા. એવણે ચેરાગ ચોપાન્યાની સ્થાપના કરી તેની સાથે ચેરાગ પ્રીંટીંગ પ્રેસ કાઢયું હતું અને તે ચોન્યાના અંધીપતી તરીકે વરસો સુધી કામ કીધું હતું. મરનાર એક થીઓસોફીસ્ટ અને અનદ્દુગ શાકના ખોરાકના હીમાયતી હતા. જરથોસ્તી દીન ઉપરની એવણુની આસથા ઘણી ચીવટ હતી, માસહાર અને દારૂના એવણુ જબરા સતરૂ હતા, અને પોતાની કોમમાં દીનઆઇન તથા નીતીની કેળવણીનો પ્રસાર થયલો જોવાને ઘણુા ઇનતેજાર હતા. એવણે જરથોસ્તી ધરમને લગતી ચોપડીઓ તથા ચોપાન્યા પ્રગટ કીધા છે.

શેઠ દારાસાહ એજનજી મહેતા ૫૬ વરસની વયે રોજ ૨૮ મો માહા ૧૨ માને દીને મરણ પામ્યા હતા. એવણે ૧૮૮૪ માં બી. એ. ની પરીક્ષા પસાર કરી ડયુક ઓફ એડીનબરો ફેલોશીપ સાથે જેમસ ટેલર પ્રાઇઝ મેલવ્યું હતું. ૧૮૮૬ માં એમ. એ. ની અને ૧૮૯૨ માં સોલીસીટરની પરીક્ષા પસાર કરી હતી. એવણુ મેશરસ પેન કંપનીમાં ભાગ્યા તરીકે કામ કરતા હતા.

હોંગકોંગની શેઠ નસરવાનજી મોદીની કંપનીના મેનેજર શેઠ હોરમજી ફેખશરૂ ઇરાની મુંબઇમાં ૫૧ વરસની વયે રોજ ૨૯ મો માહ ૧૨ માં ને દીને મરણ પામયા હતા. હોંગકોંગ ખાતે ૧૨ વરસ નોકરી કરી મરણની ચાર મહીના આગલ મુંબઇ આવ્યા હતા. પોતાના શેઠોની ૩૧ વરસ સુધી વફાદારભરી નોકરી બજાવી છે, અને પેઢીના પરતીનીતી તરીકે કલકતા ખાતાના એવણુના વસવાસ દરમીયાન ત્યાનાં જરથોસ્તીઓના ધરમ ફંડના એક ત્રસ્તી તથા ઓનરરી સેક્રેતરી તરીકે એવણે બીનહાસલે વરસો સુધી સારી સેવા બજાવી હતી. મરહુમની અનેક સેવાઓની પીછાનમાં એવણુને હોંગકોંગ, કેનતોનનાં અનજુમનનાં પ્રમુખ નેમી માન આપ્યું હતું. અને ત્યાંની અનજુમને મુંબઇ ખાતેની એવણુની છેલ્લી રવાનગી વેલા એવણુને માનપત્ર સાથે પરસ એનાયત કીધી હતી.

**પારસી કોમના માનવંત દસ્તુરજી**

**મરહુમ દસ્તુરજી મીનોચેહર જામાસ્પજી જામાસ્પ આસાના.**



**જન્મ**—રોજ ૧૨મો, માહા ૨જો, શેહેનશાહી સને ૧૨૪૦ યઝદેજરદી,
તારીખ ૨૭ નવેમ્બર સને ૧૮૭૦ ઇસવી.

**મરણ**—રોજ ૧૩મો, માહા ૯મો, શેહેનશાહી સને ૧૨૯૧ યઝદેજરદી,
તારીખ ૨૦મી મે સને ૧૯૨૨ ઇસવી ને વાર શની.

# દસ્તુરજી મીનોચેહરજી જામાસ્પજી જામાસ્પ આશાનાનું દુખઃદાયક મરણ

## તેમની જીંદગીનો ટુંક હેવાલ.

---

મુંબઈના અંજુમનના આતશબેહરામના વડા દસ્તુરજી સાહેબ દસ્તુરજી મીનોચેહરજી જામાસ્પજી જામાસ્પઆશાના બેહેસતનશીન થયા છે, જે દુઃખદાયક બનાવની નોંધ લેતા દલગીરી ઉપજે છે. એવણે યોજદાથરેગરીની તેમ જરથોસ્તી ધરમને લગતા અવસ્તા, પેહલવી તથા ફારસીની કેળવણી લીધી હતી, અને તેનો લાભ કોમને સારો આપી શકયા હતા. જાતે એઓ ભલા, રાંક નમનતાઈવાલા, પરહેજગાર, ક્રીયા ભણતર કરનારા તથા દીનદાર હતા, અને પોતાના એ ગુણો તથા લાયકાત સાથે એઓ અંજુમનના આતશબેહરામના વડા દસ્તુરનું પદ પામ્યાથી તેમનાં માનમાં કોમ મધે વધારો થયો હતો, એવણ પોતાની કાબેલીઅત તથા પરહેજગારીથી અને જાહેરમાં સારો ભાગ લેવાથી કોમ તરફના વધુ માન અકરામ ભોગવી શકયા હતા. મરહુમનું દસ્તુર જામાસ્પઆશાનું ખાનદાનજ પ્રથમથી જેમ પોતાની દીનદારી માટે તેમ એલમદારી માટે વખણાતું આવ્યું છે. મરહુમના પીતા માનવંત દસ્તુરજી ડોકતર જામાસ્પજી મીનોચેહરજીએ પોતાનાં એ ખાનદાની માન મરતબામાં પોતાની પાકી પરહેજગારી, લાયકી, ઉંચી કાબેલીઅત વગેરેથી સંગીન તથા વખાણવા જોગ ઉમેરો કરયો હતો, અને અંજુમનના આતશબેહરામની વડી દસતુરીના જેવું અનુપમ માન પણ તેઓજ પોતાની કારસાજીથી મેલવવાને ભાયગશાલી થયા, અને વળી તેનો વરસો પોતાની ઓલાદ દર ઓલાદને આપી ગયા છે.

મરહુમ દસ્તુરજી જામાસ્પજીના મરણ પછી એવણના બીજા દીકરા દસ્તુર કેખશરૂને અંજુમનના આતશબેહરામના વડા દસ્તુર નેમ્યા હતા કારણ દસ્તુર જામાસ્પજીના વડા બેટા મરહુમ દસ્તુર ફીરોજજી જેવણ રોજ ૨૨ મો માહા ૯ મો ય૦ ૧૨૫૮ ને દીને પોતાના પીતાની હઈયાતીમાંજ બેહસ્તનશીન થયા હતા. દસ્તુર ફીરોજજી અંગ્રેજી ચઢતી કેળવણી સાથે એક દસ્તુરને બરની તમામ ઉંચી કેળવણી પામેલા હતા, પણ તેના ફલ તેઓ ચાખે અને કોમને ચખાડે તે અગાઉ કજાએ તેમની જીંદગીપર તરાપ મારી હતી.

દસ્તુરજી કેખશરૂને આતશબેહેરામના બીજા વડા દસ્તુર નેમ્યા હતા, તે વખતે મરહુમ દસ્તુર મીનોચેરજીને નાયબ દસ્તુર નેમ્યા હતા અને દસ્તુરજી કેખશરૂના મરણ પછી મરહુમ દસ્તુરજી મીનોચેરજીને એ આતશબેહરામના ત્રીજા વડા દસ્તુર તરીકે નેમ્યા હતા અને નાયબ દસ્તુર તરીકે દસ્તુર મીનોચેર કેખશરૂને નેમ્યા હતા. દસ્તુરજી મીનોચેરજીના અકાળ મરણથી જરથોસ્તી કોમને એક કાબેલ તથા દીનદાર

ધરમગુરૂની ખોટ ગઈ છે, જે ખોટ પુરાવાની આશા એવણુની જગે થોડા વડા દસ્તુર તરીકે નેમાયલા એવણુના મરહુમ ભાઈ દસ્તુરજી કેખશરૂજીના બેટા દસ્તુરજી મીનોચેર કેખશરૂ જામાસ્પજી પોતાની કાબેલીઅત, દીનદારી તથા લાયકીથી પુરશે એવી આશા રાખવામાં આવે છે અને તેજ વેળા મરહુમ દસતુરજી સાહેબ મોનોચેરજી જામાસપજીના પાક રૂહ માટે બુલંડ બેહસતનું સુખ ઇચ્છીશુ.

## દસ્તુરજી મીનોચેરજીનું કુટંબ.

નવસારીના જાણીતા દસ્તુરજી જામાસ્પ આશાનાના નબીરા દસ્તુર ખુરશેદજી જમશેદજી જામાસ્પ આશાના (પહેલા) એ નવસારીથી સને ૧૮૦૧ ના મે માસમાં મુંબઇ આવી શહેનશાહી પંથની દસ્તુરીની ગાદી સ્થાપી હતી, તે પછી તે આજ દીન સુધી નીચલા દસ્તુરો થઈ ગયા છેઃ—

૧. દસતુર ખુરશેદજી જમશેદજી (પહેલા), ૨. દસતુર દારાબજી જમશેદજી, ૩. દસ્તુર એદલજી દારાબજી, ૪. દસતુરજી મીનોચેહરજી એદલજી, ૫. દસતુર ડાકટર જામાસ્પજી મીનોચેરજી એમ. એ., પી એચ. દી, દી. સી. એલ. (ઓક્ષન), ૬. દસતુર કએખુશરૂ જામાસ્પજી મીનોચેહુરજી જે. પી., ૭. દસતુર મીનોચેહર જામાસ્પજી મીનોચેહર અને ૮. દસતુર મીનોચેહર કએખશરૂ જામાસ્પજી.

પહેલા દસતુરજી ખુરશેદજી જમશેદજીના ગાદી વારસ દીકરા દસતુર રૂસતમજી કમનસીબે પોતાના પીતાની હઇયાતીમાં ગુજર પામવાથી દસતુર ખુરશેદજી પછી તેવણુના નાધલા ભાઈ દસતુર દારાબજી જમશેદજી તે મરહુમ દસતુર મીનોચેરજીના બપાવાના બપાવા શહેનશાહી પંથના દસતુર નેમાયા હતા કે જેવણુના વંશમાં દસતુરી આજ સુધી ચાલુ રહેલી હોવાથી મરનાર દસતુર મીનોચેહુર શહેનશાહી ટોલાંના સાતમાં દસતુર થઇ ગયા છે.

## દસ્તુરજી મીનોચેરજીએ લીધેલી કેળવણી

મુંબઈના અંજુમનના આતશ બેહરામના વડા દસ્તુરજી સાહેબ દસ્તુર મીનોચેરજી દસ્તુર જામાસપજી જામાસ્પઆશાના ૫૨ વરસની વયે રોજ ૧૩ મો માહા ૯ મો શેહેનશાહી સને ૧૨૯૧ યઝદેજરદી તા૦ ૨૦ મી મે સને ૧૯૨૨ ને સનવારે પાછલી રાતે ૧ વાગે બેહેસતનસીન થયા હતા. એવણુને મરણુની થોડો વખત અગાઉ એપેનડીસાઇટીસનું દરદ લાગુ પડયુ હતું તેની બીમારીથી કેટલીક વખત માદગીનું બીછાનું ભોગવ્યું હતું. એવણુ ઉપર બાહોશ ડાકટર માસીનાએ એપેનડીસાઈટીસ માટે ઓપરેશન કીધું હતું પણુ કમનસીબે તે સેપટીક થઇ તેનું ઝેહર શરીરમાં પેવસ થવાથી ગમે તેવી કાબેલીયત ભરેલી સારવાર છતાં એવણે પોતાનો પ્રાણુ તે કીરતાને હવાલે કરી આફાની દુન્યા છોડી ગયા છે. મરહુમ પોતા પાછળ વીધવા, એક બેટો અને એક બેટી તેમજ બોહલું મીત્રમંડળ પોતાની આસપાસ

વીલાપ કરતાં મુંકી ગયા છે. મરણની ત્રણ દીવસ અગાઉ એવણને ડાકટર દાદીબા શાહેરના વોરડન રોડ ઉપર આવેલા બંગલામાં લઈ જવામાં આવ્યા હતા અને એવણનું અકાળ મરણ તેજ ઘરમાં નીપજવાથી એવણની પાયદસ્તની ક્રીયા ત્યાજ કરવામાં આવી હતી.

દસ્તુરજી મીનોચેરજીની પાયદસ્તની ક્રીયા વેળા એવણને સેવટનું માન આપવાને કોમના અગ્રેસરો તથા શહેરના જુદા જુદા પંથકોના તથા દરેહુમેહરોના અથોરનાનો ઉપરાંત પારસીઓની બહુમોટી ગંજાવર મીજલસ ભેગી મલી હતી. ગેહસરવારની ક્રીયા સાંજે ૩ કલાકે શરૂ કરવા પછી સરવે હાજર રહેલ ઓએ સેંજદો કરવા બાદ ઘણા ખરાઓ દોખમાવેર પાયદસ્તે ગયા હતા.

દસ્તુરજી મીનોચેહુરજીનો જન્મ રોજ ૧૨ મો માહા ૨ જો શેહેનશાહી સને ૧૨૪૦ યઝદેજરદી, તા૦ ૨ જી નવેમબર સને ૧૮૪૦ ને દીને થયો હતો. એવણ અગીયાર વરસની વયે નાવર થયા હતા અને બોમબે પ્રોપ્રાયટરી સ્કુલમાં કેળવણી લઈ સને ૧૮૭૭ નાં સાલમાં મેટરીકયુલેશનની પરીક્ષામાં પસાર થયા હતા. એ પછી એલફીનસ્ટન કોલેજમાં વધુ અભયાસ માટે જોડાયા હતા પણ થોડો વખત અભયાસ કરવા બાદ એવણના માનવંત પીતાજીનું મરણ નીપજવાથી એવણને નાયબ દસ્તુર તરીકે નીમવાથી કોલેજમાં અભયાસ કરવાનો બંધ કરવો પડયો હતો. મરહુમે અતરેની મુલ્લાં ફીરોઝ મદરેસા મધે પાંચ વરસ સુધી ઝંદ પહેલવી તથા ફારસી ભાષાનો અભયાસ કરયો હતો અને સને ૧૮૦૨ માં ત્યાથી સેવટની સરટીફીકેટ મેલવી હતી. આ મદરેસામાથી એવણને "નસાથી દુર રહેવા માટેના ફરમાનો" એ નામના વીષય ઉપર એક નીબંધ લખવા માટે શેઠ પાલનજી હોરમજી કાપડયાવાળુ બાઈ મીઠીબાઈ પ્રાઇઝ મળયું હતું.

## મરહુમ મીનોચેહરજીની દસ્તુર તરીકે થયલી નેમણુક.

મરહુમ વડા દસ્તુરજી દોકતર જામાસ્પજી મીનોચેરજી જામાસ્પઆશાનાના રોજ ૧૪ મો માહા ૧ લો શહેનશાહી સને ૧૨૬૮ યઝદેજરદીને દીને અંજુમનના આતશ બેહરામમાં થયલા ઉઠમણા વખતે એવણના બીજા દીકરા મરહુમ દસ્તુરજી કેશખરૂને અંજુમનના આતશ બેહરામના બીજા વડા દસ્તુર તરીકે નેમી એવણના ભાઇ મરહુમ દસ્તુરજી મીનોચેરજીને એ પાક મકાનના નાયબ દસ્તુર નેમ્યા હતા. એ પછી મરહુમ દસ્તુરજી કેખશરૂ જામાસ્પજી જામાસ્પઆશાનાના રોજ ૧૮ મો માહા ૧૦ મો શેહેનશાહી સને ૧૨૮૫ યઝદેજરદીને દીને મજકુર આતશ બેહરામમાં થયલાં ઉઠમણા વખતે મરહુમ નાયબ દસ્તુરજી મીનોચેરજી જામાસ્પજી જામાસ્પ આશાનાને મજકુર આતશ બેહરામના ત્રીજા વડા દસ્તુરજી ઠરાવી એવણને અનેક શીયાલો મુંબઇ તથા દેશાવરોની જુદી જુદી દરેહમેહરોના પંથકીઓ તથા ત્રસ્ટીઓ તેમજ બાનુઓ તથા ગ્રહસ્થો તરફથી આપવામાં આવી હતી. એજ વખતે એ આતશ બેહરામ સાહેબના નાયબ દસતુરજી તરીકે એવણના ભત્રીજા, દસ્તુરજી

| ઠેકાણું. કોણે પરહેલાં યાને બંધાવેલા. | રોજ | માહ. | ય. સને | શે. કે ક. |
|---|---|---|---|---|
| આલપાઇ—નવરોજી કાવસજી નાલીએરવાલા ... ... | ... | | ... | શેનશાહી |
| ભગતપુરા—અંજુમનને ખરચે ... ... ... | ૫ | ૧૦ | ૧૨૫૬ | ,, |
| ઇછાપોર—કાવશજી ધનજીભાઇ પાઉંવાલા તથા ભત્રીજા ... | ૫ | ૮ | ૧૨૧૬ | ,, |
| ઇનડોર—હોરમજી માણેકજી ભમગરા (૨૩) ... | ૧૦ | ૮ | ૧૨૪૮ | ,, |
| ઉદવાડા—સર દીનશાજી માણેકજી પીટીટ બારોનેટે બંધાવેલું આતશબેરામને લગતું મકાન ... ... ... | ૨૦ | ૯ | ૧૨૬૦ | ,, |
| ઉરન—કુંવરજી તથા બેરામજી એદલજી ઉમરીગર ... ... | ૨૩ | ૨ | ૧૨૭૪ | ,, |
| એડન—કાવશજી દીનશાજી એડનવાલા ... ... ... | ૨૦ | ૧ | ૧૨૫૩ | ,, |
| એલાવ—આ૦ કાઉશ ખુરશેદજી કામદીન (૨૪) ... ... | ૨૦ | ૧૨ | ૧૦૫૧ | ,, |
| આંકોલા—દ૦ નશરવાનજી જામાસપજી જામાસ્પઆશા (૨૫)... | ૨૪ | ૨ | ૧૨૩૯ | ,, |
| કચ્છ-ભુજ—પેશતનજી સોરાબજી ભુજવાલા (૨૬) ... ... | ૨૩ | ૯ | ૧૨૭૪ | ,, |
| કરંજ—પેશતનજી, હીરજીભાઇ, પીરોશા હોરમજી પસ્તાકયા ... | ૨૭ | ૪ | ૧૨૨૫ | ,, |
| કરાંચી—ડોસાભાઇ મેરવાનજી વાહડયાની યાદગીરી માટે (૨૭) | ૯ | ૯ | ૧૨૩૯ | ,, |
| ,, હીરજીભાઇ જમશેદજી બેહરાનાં (૨૮) ... ... | ૯ | ૮ | ૧૨૧૮ | ,, |
| કલકતા—ધનજીભાઇ બે. મેહતાનાં અંજુમનનાં આતશઆદરાન (૨૯) | ૯ | ૯ | ૧૨૫૯ | ,, |
| ,, રૂશતમજી કાવશજી બનાજી ... ... ... | ૧૭ | ૧ | ૧૨૦૯ | કદમી |
| કલ્યાણી—એદલજી બેરામજી મોદી (૩૦) ... ... | ૧૭ | ૨ | ૧૬૫૮ | શેનશાહી |
| કવેતા—અનજુમનના ઉઘરાટથી (૩૧) ... ... ... | ૧૭ | ૯ | ૧૨૫૨ | ,, |
| કુંદીઆના—મનચેરજી કુંવરજી ભાઠેના, હોરમજી માણેકજી કુદીઆનાવાલા ... ... ... ... | ૭ | ૭ | ૧૨૧૯ | ,, |
| ખજોત—બેહરાંજી હીરાજી કોહલા ... ... ... | ૧૮ | ૯ | ૧૨૧૫ | ,, |
| ખંબાત—પેસતનજી ખરશેદજી મોદી ખંબાતવાલા ... | ૧૭ | ૪ | ૧૨૧૩ | ,, |
| ખેરગામ—મોતીબાઇ તે બમનજી જ૦ મુલાંના વીધવા ... | ૫ | ૯ | ૧૨૫૧ | ,, |
| ગનદેવી—હોરમસજી ભીખાજી ચીનાઇ, વલસાડવાલા ... ... | ૭ | ૯ | ૧૨૦૩ | ,, |
| ચીકલી—દોરાબજી તથા ફરામજી હોરમસજી ગજદર (૩૨) ... | ૧૭ | ૬ | ૧૨૪૨ | ,, |
| જંગબાર—દોરાબજી દીનશાહ એદનવાલા (દાદગાં) ... ... | ૧૩ | ૯ | ૧૨૬૪ | ,, |
| જામનગર—ટેમુલજી માહીઆરજી મીરજાં ... ... | ૧ | ૭ | ૧૨૬૪ | ,, |
| જાહાંબોરડી—અંજુમનના ખરચે ... ... ... | ૨૦ | ૯ | ૧૨૮૫ | ,, |
| તવરી—એદલજી વ્યાજખોરા (૩૩) ... ... ... | ૧૪ | ૬ | ૧૨૩૮ | ,, |
| ,, અનજુમનને ખરચે ... ... ... ... | ૩ | ૮ | ૧૨૩૮ | ,, |
| તારાપોર—વીકાજી મેહેરજીભાઇ તારાપોરવાલા (૩૪)... ... | ૯ | ૯ | ૧૧૮૯ | ,, |
| તેહેરાન—(ઇરાનમાં)—અંજુમનને ખરચે ... ... | ૨૬ | ૪ | ૧૨૮૬ | કદમી. |
| થાણા—કાવસજી તથા દોરાબજી રૂસતમજી પટેલ (૩૫) ... | ૯ | ૭ | ૧૧૫૦ | શેનશાહી |
| દમણ—મેરવાનજી નવરોજી માણેકજી ... ... ... | ૮ | ૬ | ૧૨૦૭ | ,, |
| ,, રતનબાઇ હોરમજી મનચેરજી કામા (૩૬) ... ... | ...... | | ૧૨૧૫ | ,, |
| દવીહેર—નવાજબાઇ તે જાંહગીરજી નવરોજી ધાસીઆના ધણીયાણી | ૩ | ૯ | ૧૨૨૪ | ,, |
| દીવ—જેહાંગીર નશરવાનજી વાડીઆજી ... ... | ૨૬ | ૫ | ૧૧૯૯ | ,, |
| દુમસ—સુરતની અનજુમને (૩૭) ... ... ... | ૨૬ | ૬ | ૧૨૦૭ | ,, |
| દેવલાલી—રતનબાઇ જમશેદજી ચીનાઇ (૩૮) ... ... | ૧૭ | ૨ | ૧૨૮૬ | ,, |

| દેહાણું. કોણે પરઠેલાં યાને બંધાવેલાં. | રોજ. | માહ. | ય. સને | શે. કે. કે. |
|---|---|---|---|---|
| નવસારી–નવસારીની વડી દરેહમેહર (૩૯) ... ... | ... | | ૫૫૧ | શેનશાહી |
| „ સર જમશેદજી જીજીભાઇ પેહેલા બારોનેટ... ... | ૨૦ | ૬ | ૧૨૨૨ | „ |
| „ મલેશરની અંજુમને ... ... ... | ૧૯ | ૧ | ૧૧૬૭ | „ |
| „ મીનોચેર હોમજીવાલાઓએ બાંધેલી(૪૦) . ... | ... | | ૧૧૫૮ | „ |
| નાગપોર–હીરાબાઇ નશરવાનજી માણેકજી મુલ્લાં ... ... | ૨૦ | ૨ | ૧૨૬૫ | „ |
| નારગોલ–માણેકજી રૂ. નારગોલવાલા તથા ભાઇઓ (૪૧) ... (એનું અસલ મકાન દાદા નશ ગોંદીનું બંધાવેલું હતું) | ૧૧ | ૧૦ | ૧૨૫૧ | „ |
| નીમચ–કાવસજી જીવણજી મેવાવાલાની નઇયતે ... ... | ૫ | ૫ | ૧૨૬૭ | „ |
| પારડી–હોરમજી ગાંડાભાઇ (દાદગાં) ... ... ... | ૧૭ | ૯ | ૧૨૫૦ | „ |
| પુણા–નાનાપેટ–સોરાબજી રતનજી પટેલ(૪૨) ... ... | ૮ | ૧૧ | ૧૧૯૩ | „ |
| „ કાંપ–સર જમશેદજી જીજીભાઇ પેહલા બારોનેટ ... | ૩ | ૩ | ૧૨૧૪ | „ |
| „ કદમી અને શેનશાહી અંજુમનને ખરચે ... ... | ૩ | ૩ | ૧૨૬૩ | કદમી. |
| બદનેરા–અંજુમનને ખરચે ... ... ... ... | ૬ | ૪ | ૧૨૫૮ | શેનશાહી |
| બારડોલી–નવસારીવાલા એદલજી નવરોજી મેહેતા ... ... | ૯ | ૪ | ૧૨૫૫ | „ |
| બાલાપુર–હેદ્રાબાદ–દખણ–વીકાજી તથા પેશતનજી મેહરજી (૪૩) | ૨૦ | ૬ | ૧૨૦૮ | „ |
| બીલીમોરા–દાદાભાઇ ધનજીભાઈ અને સોરાબજી શાપુરજીએ બાંધેલી–અંજુમનને ખરચે ચાલતી (૪૪) ... | ૯ | ૯ | ૧૨૬૮ | „ |
| „ નવરોજી જમશેદજી વાહાડીઆ (દાદગા) (૪૪) ... | ૨૦ | ૧૦ | ૧૧૯૭ | „ |
| બેલગામ–પેસતનજી ખુરશેદજી બોઇસે ભાઇઓ એદલજી તથા નાનાભાઇના પુન માટે (દાદગાં) (૪૫) ... ... | ૨૪ | ૩ | ૧૨૬૧ | „ |
| ભગવાગાંમ–જમશેદજી શોરાબજી ભગવાગર ... ... | ૩ | ૯ | ૧૨૨૮ | „ |
| ભરૂચ–જુની અગીઆરી ... ... ... ... | ... | | ... | „ |
| હોરમજી બેરામજી વખારીઆની નઇયેતે ... ... | ૨૭ | ૬ | ૧૨૫૨ | „ |
| „ કોટ–હોમાજી દારાબજી (હોમાવારાની દરેમેહેર) (૪૬)... | ૩ | ૫ | ૧૧૨૯ | „ |
| „ ખરાસવાર–હીરાંબાઇ તે નવરોજી કાવસજી નારયલવાલાના વીધવા (૪૭) ... ... ... ... | ૯ | ૯ | ૧૨૦૦ | „ |
| „ કોટ–સોરાબજી ધનજીભાઇ ખંબાતા ... ... | ૨૪ | ૧ | ૧૨૨૭ | „ |
| „ બહારકોટ–દસ્તુર કામદીનજી ફરદુનજી ... ... | ... | | ૧૧૪૭ | „ |
| „ „ રૂસતમજી માણે॰ હીરાવરાના સુરતવાલા (૪૮) | ... | | ૧૦૯૬ | „ |
| બાહાગામ–વીરજીભાઇ બમનજી સુરતવાલા (૪૯) ... ... | ૧૭ | ૬ | ૧૧૭૩ | „ |
| ભાવનગર–દોરાબજી શાપુરજી ઉમરીગરના વારસો ... ... | ૨૮ | ૮ | ૧૨૬૦ | „ |
| ભેશાન–દાદાભાઇ તથા મનચેરજી પેસ્તનજી વાડીયા (૫૦) ... | ૧૧ | ૫ | ૧૨૧૫ | „ |
| મઉ–અન્જુમનને ખરચે (૫૧) ... ... ... | ૯ | ૬ | ૧૨૧૫ | „ |
| મંદરોઇ–અંજુમનના ઉધરાટથી–નસરવાનજી મા. પીટીટ ... | ૧૨ | ૪ | ૧૨૨૯ | „ |
| મધરાસ–ફીરોઝ મનચેરજી કલબવાલાએ પોતાના બેટા જાલના પુનુ માટે ... ... ... ... ... | ૨૯ | ૧૧ | ૧૨૭૫ | „ |
| મહુવા–અનજુમનના ખરચે (૫૨) ... ... ... | ૯ | ૪ | ૧૨૨૭ | „ |
| મેઘોરભાત–(ગંનદેવીની) પાસે અંજુમનનાં ખરચે... ... | ૫ | ૪ | ૧૨૫૩ | „ |
| માંડવી–અંજુમનને ખરચે ... ... ... ... | ૩ | ૯ | ૧૨૪૩ | „ |
| રાજકોટ–અંજુમનના ખરચે ... ... ... ... | ૩ | ૯ | ૧૨૪૪ | „ |

| ઠેકાણું ... કોણે પરઠેલાં યાને બંધાવેલાં. | રોજ. | માહ. | ય. સને | શે. કે ક. |
|---|---|---|---|---|
| રંગુન–એજનજી કાવસજી ખંબાતા (૫૩) ... ... | | | ૧૨૭૬ | શેનશાહી |
| રાંદેર–દારાશાહ દોરાબજી રાંદેલીઆ (૫૪) ... ... | ૧૭ | ૯ | ૧૨૦૩ | ,, |
| લાનોલી–કાવસજી દીનશાહ એડનવાલા ... ... ... | ૨૨ | ૯ | ૧૨૬૮ | ,, |
| લાહોર–અરદેશર બેહેરામજી લીંબુવાલા–કુપર (૫૫) ... | ૧૭ | ૧૧ | ૧૨૬૨ | ,, |
| વ્યારાગામ–દીનબાઇ નશરવાનજી પીટીટ ... ... ... | ૬ | ૩ | ૧૨૬૫ | ,, |
| વડોદરા–ધનબાઇ તે દાદાભાઇ ભીમજી ઉગરીગરના ધ૦ (૫૬) | ૭ | ૫ | ૧૨૧૫ | ,, |
| ,, બેરાંમજી નશરવાનજી શીરવાઇ (દાદગાં) (૫૭) ... | ૨૦ | ૨ | ૧૨૩૮ | ,, |
| વલસાડ–નવરોજી પેશતનજી કાપડીઆ (દાદગા)... ... | ૨૬ | ૪ | ૧૨૪૯ | ,, |
| ,, મોટાભાઇ શાપુરજી તથા ધણીયાણી ... ... | ૧૬ | ૯ | ૧૨૧૯ | ,, |
| ,, હોરમજી ભીખાજી ચીનાઇ (દાદગાં) (૫૮)... ... | ... | | ૧૧૮૯ | ,, |
| વેશુ–એડનવાલા માણેકજી રતનજી પટેલ... ... ... | ૩ | ૯ | ૧૨૫૮ | ,, |
| સકર–સીંધ–અંજુમનને ખરચે (દાદગાં)... ... ... | ૧૨ | ૭ | ૧૨૮૬ | ,, |
| સરોડા–ખ. ફ. પારખ તથા ત્યાંનાં એક વતની મલીને (૫૯) | ... | | ૧૨૩૩ | ,, |
| સીકંદરાબાદ–દખણ–નીકાજી તથા પેસતનજી મેહરજી (૬૦) ... | ૯ | ૧૨ | ૧૨૦૮ | ,, |
| ,, એદલજી ચીનાઇવાલી અંજુમનની દરેહમેહર–એદલજી સોરાબજી ચીનાઇનું કુટુંબ તથા અંજુમન મલીને પરથેલી... ... ... ... | ૩ | ૧૨ | ૧૨૮૯ | ,, |
| ,, એનું મકાન–અનજુમનને ખરચે બંધાયલું ... | ૨૦ | ૬ | ૧૨૯૧ | ,, |
| સીગન પોર–નવરોજી જમશેદજી વાડીઆ (૬૧)... ... | ૧૭ | ૨ | ૧૨૧૯ | ,, |
| સોનગર–વ્યારા–અનજુમનને ખરચે ... ... ... | ... | | ૧૨૩૧ | ,, |
| સુમારી–હોમીયાર પહાલણ (૬૨) ... ... ... | ... | | ૧૦૪૦ | ,, |
| ,, દાદાભાઇ તથા કાવસજી પાલનજી ચકુના... ... | ૨૭ | ૭ | ૧૨૫૬ | ,, |
| સુરત–કેલાંની વખાર–અનજુમનને ખરચે ... ... | ૩ | ૮ | ૧૨૦૮ | ,, |
| ,, ગોપીપરે–જાંગીર નશરવાંનજી વાડીઆ (દાદગાં) ... | ૧ | ૭ | ૧૨૧૦ | ,, |
| ,, ,, દોરાબજી નસરવાનજી મીસતરી (દાદગાં) (૬૩) | ૨૯ | ૧૦ | ૧૨૩૫ | ,, |
| ,, નાનપરે–એદલજી તથા રતનજી બેરાંમજી બીશની (૬૪) | ૧૭ | ૪ | ૧૨૦૭ | ,, |
| ,, ,, આ૦ જમશેદજી માણેકજી ઉનવાલા (દાદગાં) | ૧ | ૧૨ | ૧૨૩૮ | ,, |
| ,, ,, કાવસજી જમશેદજી માકીદલાલ ... ... | ૧૭ | ૯ | ૧૨૧૪ | કદમી |
| ,, ,, માણેકજી નવરોજી વાડીઆ (૬૫) ... | ૧૫ | ૯ | ૧૨૦૬ | શેનશાહી |
| ,, માછલીપીટ–"બાગે પારશા"–અનજુમનને ખરચે ... | ૧૭ | ૬ | ૧૨૬૫ | ,, |
| ,, રૂસતમપરે–પેશતનજી નશરવાનજી બાટલીવાલા (૬૬)... | ૨૨ | ૧૨ | ૧૨૧૯ | ,, |
| ,, ,, સર જમશેદજી જીજીભાઇ પેહલા બારોનેટ ... | ૧૭ | ૨ | ૧૨૨૪ | ,, |
| ,, ,, દેશાઇ મનચેરજી ખુરશેદજી (૬૭) ... | ૨૦ | ૧૨ | ૧૧૭૫ | ,, |
| ,, ,, રૂશ૦ અસપંદીઆરજી આરીટનવાલા (૬૮)... | ૧૭ | ૪ | ૧૧૯૨ | ,, |
| ,, લકરકોટ–ગોટીનાં ખાનદાનવાલાઓએ બાંધેલું (૬૯)... | ૧ | ૭ | ૧૧૬૫ | ,, |
| ,, શાહપુરે–દાદા. અને મનચેરજી પેસતનજી વાડીઆ (૭૦) | ૨ | ૧૦ | ૧૨૧૩ | ,, |

| ઠેકાણું. | કોણે પરઠેલાં યાને બંધાવેલાં. | રોજ | માહા. | ય. સને | શી. ક. ક. |
|---|---|---|---|---|---|
| સુરત–સઇયદપુરે | મુંબઇના વાડીઆજીવાલાઓએ સ્થાપેલી (૭૧) | ૯ | ૪ | ૧૨૫૮ | ,, શેનશાહી |
| ,, બીબીનીવાડી– | અનજુનને ખરચે (૭૨) ... ... ... | | | | ,, |
| ,, શાહાપોર– | ફરાંમજી હો. કોમીસરીએટવાળાના પુન માટે ધણીયાણી બાનુબાઇએ કુકાવાળી પારસી આરફનેજમાં (દાદગાં) | ૯ | ૫ | ૧૨૮૫ | ,, |
| સતારા– | અનજુમનને ખરચે (૭૩) ... ... | ... | ... | ... | ,, |
| સોલાપુર– | વીકાજી તથા પેસતનજી મેહરજી (૭૪) ... ... | ૯ | ૫ | ૧૨૧૪ | ,, |
| સોત– | ભીખાઇજી તે સર દીનશાહ માણેકજી પીટીટ બારોનેટનાં બેટીનાં પુનને માટે ... ... ... ... | ૨૬ | ૧૧ | ૧૨૬૮ | ,, |
| હેદ્રાબાદ–દખણ–ચંદરઘાટમાં– | માણેકબાઇ ન. ચીનાઇ ... | ૩ | ૨ | ૧૨૭૪ | ,, |

# દરેહમેહેરો તથા આતશ દાદગાંઓને લગતી વીગતો.

(૧) આ ઉદવાડેના ઈરાનસાહ આતશબેહેરામ સાહેબને પેહલવેહલા સંજાણમાં શેહેનશાહી ય. સને ૯૦ માં સ્થાપ્યા પછી નવસારી, સુરત વગેરે ઠેકાણે એ આતશબેહેરામને લઈ જવા પછી ઉડવાડા ખાતે તા૦ ૨૮ મી અકટોબર ૧૪૭૨ ને દીને લાવવામાં આવ્યા હતા, જે આજ દીન સુધી છે. ઉડવાડા ખાતે આતશબેહેરામનું પેહલવેહલું નાનું મકાન નારગોલના બેહેદીન મીનોચેહેર બહમને ય. સને ૧૧૧૨ માં બંધાવ્યા પછી સુરતવાલા શેઠ ભીખાજી એદલજીએ મોટું મકાન ય૦ સને ૧૨૨૧ માં બંધાવ્યા બાદ મુંબઇવાલા શેઠો દાદાભાઈ અને મનચેરજી પેસતનજી વાહાડયાએ મોટું મકાન રૂ ૧૬૦૦૦ ના ખરચે બંધાવી રોજ ૨૭ મો માહા ૬ ઠો સને ૧૧૯૯ ય. ને દીને પરઠાવ્યું હતું. તે પછી ઘણું મોટું ને કુસાદે મકાન બાઈ મોટલાબાઇ જાહાંગીર વાડયાની રૂ૮૦૦૦૦ ની સખાવતથી બંધાઈ તેમાં રોજ ૧૬ મો માહા ૨ જો ૧૨૬૪ યઝદેજરદીને દીને આતશબેહેરામમાં નુરી કેબલાને તખતનશીન કરવામાં આવ્યા હતા. એ મકાનમાં કેટલુંક રીપેર કરાવી તેમાં ઘટતો ફેરફાર મરહુમ શેઠ નવરોજી માણેકજી વાહાડયાના ટ્રસ્ટીઓએ કરાવી તેને ઇજી ખુલ્લું મેલવાની ક્રીયા રોજ ૧૨ મો માહા ૧૧ મો ય. સને ૧૨૮૨ ને દીને થઇ હતી.

(૨) આ આતશબેહેરામનું મકાન પુરાણું થવાથી દેશાઇ કાવશજી એરચજી તે ગોંડલના માજી કારભારીએ ફરીથી રોજ ૧ લો માહ ૧૦ મો શેહેનશાહી સને ૧૨૬૦ યજદેજરદીને દીને સમરાવી આપયું છે.

(૩) શેઠ માણેકજી દોરાબજી સરાફ (૧૭૩૩–૧૭૮૪) ચોપાટી ખાતે પોતાની વાડીમાં પોતાના બંગલાની પડોસમાં એક અલાહેદયુ મકાણ પોતાના ખરચે બંધાવી તેમાં આતશ આદરાન તખતનશીન કરી રોજ ૨૬ મો માહા ૨ જો શેહેનશાહી સને ૧૧૬૦ યઝદેજરદી, તા૦ ૫ મી ડીસેમબર ૧૭૯૦ ને રવીવારે પહેલવેહેલી એ દરેહમેહેર ઈજાથી ખુલ્લી મુકી હતી. ૨૬ વરસ પછી એવણના બેટા શેઠ ખરશેદજીએ (૧૭૬૩–૧૮૪૫) આ આદરાનને કોટ મધેના પોતાના રહેવાના ઘરની પછવાડે લાવી રોજ ૨૬ મો માહા ૨ જો શેહેનશાહી સને ૧૧૮૬ યઝદેજરદી, તા૦ ૨૯ મી નવેમબર ૧૮૧૬ ને શુકરવારે પાછા તખતનશીન કરયા હતા. એ મકાનબી પુરાણું થવાથી એ દરેમેહેરનાં મુતવલીઓ શેઠ સરાફનાં વારેસોએ રોજ ૨૬ મો માહ ૨ જો સને ૧૨૬૪ ને દીને યાને એ દરેમેહરની ૭૯ માં વરશની શાલગરેહને દીને ફરીથી નવેસરથી મકાન બંધાવી ખુલ્લું મેલ્યું છે.

(૪) આ પુરાતન દરેમેહરનું મકાન જુનું થવાથી શેઠ હોરમજજી રતનજી માણેકજી બનાજીની આગેવાની હેઠલ બનાજી કુટુંબના કેટલાક સાહેબોએ પોત પોતામાં ફંડ ઉભું કરી નવેસરથી બંધાવીને તેમાં રોજ ૨૦ મો માહા ૭ મો શેહેનશાહી સને ૧૨૧૪ યઝદેઝરદીને દીને જુના આદરાન સાહેમને પાછા તખ્તનશીન કીધા હતા.

(૫) આ દરેમેહેર પુરાંણી થવાથી મરહુમ શેઠ માણેકજી નવરોજી શેઠનાના મુતવલી શેઠ જાલભાઈ અરદેશર શેઠનાએ રૂપીઆ એક લાખ ખરચી ઈરાનની અસલી ઢપપર રોજ ૨૦ મો માહા ૨ જો યઝદેઝરદી ૧૨૬૧ ને દીને નવેસરથી બાંધી હતી.

(૬) આ દરેહમેહર ગોદાવરાના મોબેદોના કામ માટે રોજ ૩ જો માહ ૫ મો શેહેનશાહી ૧૧૯૫ યઝદેજરદી, તા૦ ૨ જી ફેબરવારી ૧૮૨૬ ને દીને પેહેલી રૂ૧૦૦૬૪ ને ખરચે મુંબઈની પારસી પંચાયતે જરથોસ્તીઓના ઉઘરાણાથી તથા પંચાયતના ફંડમાંથી પરઠાવી હતી, તેમાં રૂ૬૬૮૩૩ જરથોસ્તીઓના ઉઘરાણાથી મલ્યા હતા અને બાકીના રૂપયા પંચાયતના ફંડમાંથી આપયા હતા. આ મકાન પુરાણુ થવાથી મરહુમ સર જમશેદજી જીજીભાઈ પેહલા બારોનેટની પૂંજીમાંથી તેમના સાહેબજાદાઓએ નવેસરથી મકાન બંધાવો રોજ ૨૨ મો માહ ૭ મો શેહેનશાહી ૧૨૨૯ યઝદેજરદી, તા૦ ૧૩–૪–૧૮૬૦ ને દીને સર જમશેદજીની વરસીને દીને ખુલ્લુ મુકી ચાલુ ખરચ માટે રૂ૭૫૦ આપતા હતાં તેમાં ય૦ સને ૧૨૯૦ થી વધારો કરી રૂ૯૫૦ આપવામાં આવે છે.

(૭) આ દરેમેહેરનું મકાન પુરાણું થવાથી રોજ ૧૦ મો માહા ૮ મો સને ૧૨૬૪ ને દીને શેઠ પેસતનજી મેરવાનજી ગોદીવાલાએ પોતાની મરહુમ બેટી પીરોજબાઇનાં પુણ માટે નવેશરથી બાંધી આપીયું છે.

(૮) આ દરેહમેહર એરવદ સોરાબજી હો૦ રાનજીએ પોતાના મરહુમ બાવા હોરમસજીની નઈયતે રોજ ૩–૮–૧૧૩૭ ય૦, તા ૨૨–૪–૧૮૬૮ ને દીને બંધાવી હતી અને એના નીભાવ માટે કાંઈમી બંદોબસ્ત એરવદ સોરાબજી કરે તે અગાઉ મરણ પામવાથી લગભગ ૩૫ વરસો સુધી પીટીટ ખાનદાન તેમજ બીજાઓ તરફથી નીભાવ ખરચ આપવામાં આવયો હતો. એનો વહીવટ એરવદ સોરાબજી પછી એવણના કુટુંબીઓ કરતા હતા અને હાઈ કોરટની મંજુરીયાત મેળવી તા૦ ૧૭ મી અકટોબર ૧૯૧૪ ને દીને પાંચ ટ્રસ્ટીઓ નેમી દરેમહેર માટે ટ્રસ્ટ કરવામાં આવયું છે. જગાની તંગાસ પડવાથી નવેસરથી લગભગ રૂપ્યા હેંશી હજારનો ખરચ કરી દરેહમહેરનું મોટું નવું મકાન તેમાં જાહેર હોલ સાથે ફરીથી બાંધી તેને ઇજી આતસ આદરીઆનને પાછા પરથવાની ક્રીયા રોજ ૧૭ મો માહા ૧૨ મો ય૦ સને ૧૨૯૦, તા૦ ૨૨ મી આગસ્ટ ૧૯૨૧ ને સોમવારે કરવામાં આવી હતી.

(૯) આ દરેમેહેર આગળ યઝદેજરદી સને ૧૧૮૨ માં એરવદ દોરાબજી હોરમજી રાંનજીએ બંધાવી હતી.

(૧૦) એ દરેમેહેરની પાસે આવેલી મરહુમ શેઠ રૂશતમજી સોરાબજી ભરૂચા તથા ઈંડાવાલાની જુની દરેમેહેરનું મકાન તેના વારેસોએ આ વાડીયાજીવાળી દરેમેહેરની સાથે જોડી નાખીને વાપરવા માટે ધરમ ખાતે આપી દીધાથી એ

પુરાણું મકાન ઓનરેબલ શેઠ નવરોજી નશરવાનજી વાડીઆ સી. આઈ. ઈ. એ તોડાવી બંધાવીને રોજ ૮ મો માહા ૮ મો શેહેનશાહી સને ૧૨૬૮ ને દીને ઈજાવ્યું હતું.

(૧૧) આ વાડીઆજીવાલા આતશ આદરાનનાં કેબલાને પેહલવેહલા લાલબાગના મકાનમાં રોજ ૨૦ મો માહા ૧૧ મો ૧૨૦૩ ને દીને પરઠેલા હતા, તે પછી આ આદરાનના કેબલાને શેઠ વાડીઆજીના આતશબેહરામમાં થોડો વખત લઇ જઈ રાખયા હતા. એ પછી લાલબાગની પાસે આવેલી પોતાની જગામાં શેઠ મનચેરજી જમશેદજી વાડીઆએ નવું મકાન બાંધવા માંડેલું તેટલા એવણ મરણ પામવાથી એવોના બેટાઓ શેઠો નશરવાનજી અને બરજોરજી મ. વાડીઆએ રોજ ૨૦ મો માહા ૧૧ મો ય સને ૧૨૩૨ ને દીને આ નવા બંધાયલા મકાનમાં જુના આતશ આદરાનના કેબલાને પરથાવી તખતનસીન કીધા હતા.

(૧૨) એ મકાન એકસો વરસનું પુરાણું થવાથી, યઝદેજરદી સને ૧૨૬૬ ના રોજ ૧૭ મો માહા ૨ જો શેનશાહી ને દીને યાને એ અસલ આદરીયાન પરઠીયાને બરોબર ૧૦૧ મું વરસ ઉગયું હતું તે દીને એ મકાનનાં વારસોએ તે ફરીથી નવું બંધાવીને તેમાં આતશ આદરીયાન પરઠયા હતા. આ મકાન બંધાતાં સુધી તેમાનો કેબલો શેઠ હોરમજી વાડીઆજીવાળાં આતશબેહરામમાં એક વરસ વેર લઈ જઇ રાખયો હતો.

(૧૩) આ દરેહમેહર પેહલા મુંબઇના ભીંડીબજારના રસ્તા ઉપર શેઠ બમનજી મે. મેવાવાળાએ પોતાના મરહુમ બેટા સોરાબજીના પુણ માટે રોજ ૧૭ મો માહા ૪ થો ય. સને ૧૨૨૦ ને દીને પરથાવી હતી. પણ એ દરેહમેહર બીસમાર હાલતમાં આવવાથી અને એ મકાનની આજુબાજુથી જરથોસ્તીઓની વસ્તી કમી થવાથી એ દરેહમેહરનું મકાન તથા એના નીભાવવાલું મકાન કોરટની પરવાનગીથી વેચી, તેના અવેજમાંથી ભાયખલા વીકટોરીયા ગારડનસ પાસે બાંધવામાં આવેલા નવા મકાનમાં જુના આતશ આદરાનને શેહેનશાહી રોજ ૧૭ મો માહા ૪ થો ય. સને ૧૨૮૪ ને દીને પાછા તખતનશીન કરી એ દરેહમેહર જાહેર વપડાસ માટે ખુલ્લી મુકવામાં આવી હતી.

(૧૪) આ ભીંડીબજાર મધેની મરહુમ શેઠ મેરવાંનજી માણેકજી પટેલની દરેમેહરનું મકાન પુરાણું થઈ જવાથી યઝદેજરદી સને ૧૨૪૭ માં રોજ ૧૭ મો માહા ૯ મો શેનશાહીને દીને શેઠ નશરવાનજી માણેકજી પીટીટે પોતાના ધણીઆણી બાઇ દીનબાઈ તે આ દરેમેહરના અસલ બંધાવનાર મરહુમ શેઠ મેરવાંનજી પટેલના બેટીના બેટીને નામે રૂ ૨૫૦૦૦) ખરચીને નવા પાયાથી વધુ કુશાદે બાંધી આપીયું હતું અને રૂ ૩૦૦૦) એ મકાનની મરાંમતને સારૂ અનામત રાખયા છે.

(૧૫) મરહુમ શેઠ શેહેરીઆરજી કેખશરૂ ઈરાનીએ પોતાના મરહુમ બેતી બાઈ બાનુબાઈના પુણ માટે થાણા ખાતે કદમી રોજ ૬ ઠો માહા ૯ મો સને ૧૨૭૫ ને દીને આતશ દાદગાં પરઠાવ્યા હતા. થાણા ખાતે કદમી જરથોસ્તીઓની ઝાઝી વસ્તી નહી હોવાથી એ આતશ દાદગાંને મજગામની મરહુમ શેઠ ફ. ન. પટેલની દરેમેહેરમાં લાવી પરઠાવવા એનું શુકરગુજારીનું જશન રોજ ૨૬ મો માહા ૯ મો કદમી ય. સને ૧૨૮૧ ને દીને કરવામાં આવ્યું હતું.

(૧૬) આ દરેહમેહર મજગામમાં નવાબના તલાવ આગલ મરહુમ શેઠ નાનાભાઇ જમશેદજી સપલાની નઈયતે તા૦ ૪ થી મે ૧૮૬૭ યાને યઝદેજરદી સને ૧૨૩૬ ના રોજ ૧૪ મો માહા ૮ માને દીને મરહુમ શેઠ નાનાભાઈની બેહન મરહુમ બાઈ રતનબાઈ તે સર કાવશજી જાહાંગીર રેડીમનીનાં ધણીઆણીની પુંજીમાંથી બાંધવામાં આવી હતી. પાછલથી એનો સરવે વહીવત ઈ૦ સ૦ ૧૮૭૭ માં સર કાવસજી જાહાંગીરજી રેડીમની નાઇટ, સી. એસ. આઈ. એ પોતાને સવાધીન લઈ તેના નીભાવ માટે બંદોબસત કરનાર હતા, તેટલા મરણ પામવાથી એ દરેહમેહેરના જાધુક ખરચ માટે સર કાવસજીના એકઝીકયુટરોએ મરહુમની પુંજીમાંથી રૂ. ૨૩૦૦૦ નું તા૦ ૯ મી અકતોબર ૧૮૮૦ ને દીને તરસટડીડ કરી તે મરહુમના બેટા સર જાહાંગીર કાવસજી જાહાંગીરને તરસટી તરીકે સોપ્યું હતું. આ દરેહમેહરનું મકાન મુંબઈના પોરટ ત્રસટે સરવાજનીક કામ સારૂ સને ૧૨૭૫ માં ખરીદી લીધું તેમજ એ લતાના બીજા મકાનોબી લઈ લેવાથી ત્યાંથી થોડે દુર મજગામમાંજ મતારપાંખડી તરફ શેઠ પેસતનજી નશરવાનજી ગોદીવાળાએ ભેટ આપેલી જગામાં સર જાહાંગીર કાવસજી જાહાંગીર રેડીમની બારોનેટે બંધાવી આપેલાં નવા મકાનમાં બેહસતનશીન સર કાવસજી જાહાંગીરની ૩૦ મા વરસની બાજને દીવસે યાને રોજ ૩ જો માહા ૧૧ મો સને ૧૨૭૭ યઝદેજરદીને દીને જુના આદરીઆન સાહેબના નુરી કેબલાને પાછા તખતનસીન કરવામાં આવ્યા હતા. આ નવું મકાન બંધાયું તેટલા બે વરસ સુધી રેડીમનીવાલા આતશ આદરીઆનના કેબલાને મજગામની શેઠ ફરામજી ન૦ પટેલની દરેહમેહરમાં રાખવામાં આવ્યા હતા.

(૧૭) આ સોડાવાટરવાલાની દરેમેહેરની સાલગરેહ એક વરસમાં બે વાર પડે છે. તેનો ખુલાશો એમ છે કે પ્રથમમાં એ દરેહમેહેર અરદીબેહસત મહીનો ને જમીયાદ રોજે દાદગાહના કેબલા સાથે યઝદેજરદી સને ૧૨૪૪ માં સ્થાપેલી હતી. તે પછી યજદેજરદી સને ૧૨૫૪ નાં ફરવરદીન મહીનો ને ફરવરદીન રોજે એ દરેહમેહેરમાં દાદગાહનાં કેબલા સાથે આતશ આદરાન સાહેબને સ્થાપવામાં આવયા હતા.

(૧૮) આ માહીમની દરેહમેહેર શેઠ મનચેરજી બમનજી કુપરે ઈસવી સને ૧૮૬૬ માં રોજ ૪ થો માહા ૨ જો ય. સને ૧૨૩૬ ને દીને બાઇ મોટલાંબાઈનાં ભાડેના બંગલામાં સથાપી હતી. સુમારે ત્રણ વરસ બાદ શેઠ ખરશેદજી ફરામજી સુનાવાલાએ દરેમેહેરને પોતાનાં બંગલામાં લઈ જઈ તેનો બધો ખરચ કીધો હતો. ઈસવી સને ૧૮૮૮ માં રોજ ૧૧ મો માહા ૪ થો ય. સને ૧૨૫૮ ને દીને એરવદ શાપુરજી જમશેદજી દાજી જેઓ ૧૮૬૬ થી એ દરેમેહેરના બંધકી હતા તેઓએ નવું મકાન બંધાવી તેમાં એ દાદગાંને રાખેલા છે અને એવોએ ૧૮૮૧ થી એ દરેમેહેરનો ચાલુ ખરચ પોતાના મરણ સુધી કીધો હતો. એવો રોજ ૨૧ મો માહા ૪ થો સને ૧૨૮૦ ને દીને ગુજરી જવાથી અને એવણે પોતાની હઈયાતીમાં એ અગીઆરીના ચાલુ નીભાવ માટે દાદરના સટેશન આગળની ઇસટેટ ત્રસટ કરી આપી ગાય છે

(૧૯) એ દરેમેહેર પેહેલી યજદેજરદી સને ૧૧૯૧ માં મોઠ આગળ માઉંટ રોડ ઉપર બાંધેલી હતી પણ તયાંથી અસેડી દાદર ઉપર રોજ ૧૭ મો માહા ૭ મો શેનશાહી ૧૨૭૦ને દીને એના મુતવલીઓએ ફરીથી નવેસરથી બંધાવી છે.

(૨૦) આ અંકલેશરની અગીઆરીનું અસલ મકાન યઝદેજરદી સને ૯૧૯ માં શેઠ નરશંગ ધમપાસે બંધાવયું હતું જે પછી યઝદેજરદી સને ૧૨૧૭ માં શેઠ મેહેરવાનજી હોરમજી ફરેજરે તે ફરીથી બંધાવી આપયું હતું. તે પાછું બીસમાર થવાથી તે તોડી પાડાવી બીજું નવું મકાન, મરહુમ બાઈ દીનબાઇ નશરવાનજી પીટીટે પોતાની હઇયાતીમાં પોતાના બેહેશતનશીન જમાઈ શેઠ ફરામજી દીનશાજી પીટીટના પુણ માટે બંધાવવાનું શરૂ કીધું હતું પણ તેટલાં બાઈ દીનબાઈનું મરણ નીપજવાથી તેઓના બેટી બાઈ આવાંબાઈ ફરામજી પીટીટે પુરૂં કરી આપીને રોજ ૨૭ મો માહ ૨ જો યજદેજરદી સને ૧૨૬૯ માં જાહેર વપડારા માટે ખુલ્લું મેલયું છે. આ દરેહમેહરની ચાલુ નીભાવણી માટે વારશીક રૂ. ૨૦૦ બાઇ આવાંબાઈ પીટીટ આપતા હતા. પણ બાઈ આવાંબાઇના મરણ પછી તે માટેની કશી જોગવાઈ અંકલેશર અંજુમન ધરાવતી નહી હોવાથી એ આદરાનના ખરચ માટે સને ૧૨૭૯ થી ભરૂચના શેઠો ડુંગાજી કુટુંબીઓ તરફથી રૂ ૧૨૫ અને શેઠો મેરવાનજી અને હોરમસજી મંચેરજી કામાએ સથાપેલા ફંડમાંથી રૂ ૭૫ દર સાલ આપવાનો બંદોબસત થયો છે.

(૨૧) એ દરેમેહર સને ૧૨૪૬ થી અમદાવાદની અનજુમનને હસતકથી ચાલતી હતી પણ તે પુરાંણી થઈ ગયાથી અમદાવાદવાળા શેઠો નવરોજી અને જહાંગીરજી પેશતનજી વકીલે નવેશરથી રૂ ૨૦૯૭૫) ને ખરચે કુશાદે બાંધીને રોજ ૨૭ મો માહા ૭ મો શેનશાહી સને ૧૨૫૩ ને દીને ફરીથી ઈજાવી હતી.

(૨૨) આ અમરોલીની દરેહમેહેર પહેલવહેલી ઘણા વરસો અગાઉ મોબેદ દાદા હીરજી વરીઆવાળાએ દાદમાંથી સથાપેલી હતી. તે પછી એજ દાદમાવાળા ઘરમાં ઈસવી સને ૧૮૦૩ ની તા૦ ૨૪ મી નવેમબરે યાને યઝદેજરદી ૧૧૭૨ ના રોજ ૧૭ મો માહ ૨ જાને દીને મુંબઈવાલા શેઠ હોરમસજી બમનજી વાડીઆએ આદરીઆનની પરથાવી હતી. એ પછી એ આદરીયાન સુરતના આતશબેહરામમાં લઈ જવામાં આવયા હતા. તયાર બાદ ઇ. શ. ૧૮૩૪ યાને યઝદેજરદી ૧૨૦૪ માં એ જુના મકાનની પેહેલીવાર મરામત કરી ફરીથી દાદગાહ એજ વાહાડયાજીએ સથાપ્યા હતા. એ મકાન પુરાણું થવાથી શેઠ વાહાડીઆજીના સાહેબજાદાઓએ તા. ૩૦ મી અકટોબર ૧૮૩૭ યાને રોજ ૧ લો માહ ૨ જો ય. સને ૧૨૦૭ ને દીને બીજીવારની મરામત કરાવી અસલના દાદગાહ પરથાવયા હતા તે છેક ઈ. સ. ૧૮૯૩ યાને ય. સને ૧૨૬૩ સુધી દરેહમેહેર તરીકે ચાલુ વપરાસમાં હતી. એ જુની દરેહમેહેરના મકાન સામે બીજી જગા ઉપર અમરોલીવાલા શેઠ કાનજીભાઈ દોરાબજી મીઠાઈવાલાએ દરેહમેહેર માટે એક નવું મકાન બંધાવી તે ઈજાવી તેમા રોજ ૯ મો માહ ૪ થો ય. સને ૧૨૬૩ માં આદરયાન પરથાવી ખુલ્લું મુકયું હતું. એ દીનથી જુની દરેમેહેરના દાદગાહ આ નવી દરેહમેહેરમાં લાવવામાં આવ્યા હતા. એ વખતથી એ જુની દરેહમેહરનું મકાન પડત પડી રહયું હતું. તે પછી શેઠ નવરોજી કાવસજી વાડીવાલાએ એ જુની દરેહમેહરના મકાનને સમરાવી આપવાથી એ જુની દરેહમેહરનું મકાન રોજ ૨૧ મો માહ ૧૧ મો સને ૧૨૮૦ ને દીને પારસીઓના ઉતારા માટે ધરમશાલા તરીકે ખુલ્લું મુકવામાં આવયું છે.

(૨૩) આ ઈનડોરની શેઠ ભમગરાવાલી દરેહમેહરનું મકાન પેહલા ફક્ત ધરમકીયા કરવા સારૂ શેઠ હોરમજી માણેકજી ભમગરાએ પોતાના ધણીઆણી મરહુમ બાઈ નવાજબાઈનાં પુણ માટે રોજ ૧૦ મો માહા ૮ મો સને ૧૨૪૮ ને દીને બાંધી આપી ખુલ્લું મેલયું હતું. પાછલથી શેઠ હોરમજીએ પોતાના બાવા મરહુમ શેઠ માકાશાહ રૂસતમજી ભમગરાની નઈયતે એ મકાનમાં સને ૧૨૫૧ ના રોજ ૨૬ મો માહા ૯ મા ને દીને આતશદાદગાંને પરઠીને તખતનશીન કરવામાં આવયા હતા. એ દરેહમેહેર જયારથી બાંધવાનાં આવી છે તયારથી એનો ચાલુ ખરચ ઇનડોરની જરથોસતી અનજુમન તરફથી કરવામાં આવે છે. આ દરેહમેહરનાં મકાનમાં મુંબઈવાલા શેઠ પાલનજી એદલજી પલમગરે મરહુમ બેઠા દારાશાહની યાદમાં નવેસરથી સુધારો વધારો કરી હોલ બંધાવી રોજ ૧૦ મો માહા ૧૦ મો શેહેનશાહી સને ૧૨૯૦ યજદેજરદીને દીને ઇજી દરેહમેહર ખુલ્લી મુકી હતી.

(૨૪) એ દરેહમેહેર પેહલાં સને ૧૦૭૧ માં આ૦ કાવશજી ખરશેદજી કામદીન એરાવવાળાએ બંધાવેલી હતી, તે બીજી વાર સને ૧૨૧૦ માં સુરતવાલા શેઠ મેરવાનજી હોરમસજી ફરેજરે બંધાવેલી હતી. તે પાછો તીજી વાર મુંબઈવાલા શેઠ જમશેદજી બરજોરજી મીસતરીએ રોજ ૭ મો માંહા ૪ થો શેનશાહી શને ૧૨૩૯ યઝદેજરદીને દીને ફરાથી કુશાદેથી બંધાવી છે.

(૨૫) આ દરેમેહેર પુરાંણી થવાથી મરહુમ દસતુરજી નોશરવાંનજી જા૦ જામાસપઆસાનાના મુતવલી દસતુર બહમનજી જામાસપજી જામાસપઆસાનાએ રોજ ૨૪ મો માહ બીજો સને ૧૨૧૧ ને દીને નવેશરથી બાંધી છે.

(૨૬) એ દરેહમેહેર ખા. બા. પેસતનજી સોરાબજી ભુજવાલાએ પોતાના મરહુમ પીતાજીના પુણ માટે લગભગ અગીઆર હજાર રૂપીયા ખરચીને બંધાવી આપી હતી. એ દરેહમેહેર ઈજાથા આગમજ તયાંના માહારાજા રાવ શ્રી ખેંગારજી સવાઈ બાહાદરને દેખાડવામાં આવી હતી. તે પછી પારસી રીત મુજબ ઈજીને પરઠવામાં આવનાર હતી તેટલાં એ દરેહમેહેરના બાંધનાર ખા. બા. પેસતનજી ગુજરી જવાથી મરહુમના પાસીઆને દીને પહેલાં પરઠવા પ્રારંભ્યું હતું તેથી એ અગીઆરીની તખતી ઉપર રોજ ૨૩ મો માહા ૧૦ મો યઝદેજરદી સને ૧૨૭૩ લખેલા છે, પણ કાંઈક ખોસ સબબથી એ દીને દરેહમેહેર પરઠવામાં નહી આવી હતી તે પાછલથી મરહુમની વરસીને દીને યાને રોજ ૨૩ મો માહા ૯ મો સને ૧૨૭૪ ને દીને પરઠીને ખુલ્લી મેલવામાં આવી હતી.

(૨૭) આ દરેહમેહેર અસલ મરહુમ શેઠ ડોસાભાઈ મેરવાનજી વાહાડયાની યાદગારી માટે એઓના બેટીઓએ બાંધી હતી. તેમાં એક નવો ગુમબજ બાંધવા તથા તેમાં સુધારો વધારો કરવા અને મોબેદોના રહેવાના મકાનમાં રીપેર કરવા માટે યઝદેજરદી સને ૧૨૭૩ માં નજદીક રૂ ૬૦૦૦ નું એક ફંડ ભેગુ કરી તેમાંથી એ દરેહમેહરનો સઘલો રીપેર ખરચ કરવામાં આવયો હતો. મુજકુર દરેહમેહેરમાં જ્યાં અસલ આતશ દાદગાં હતા તયાં કરાંચીવાલા શેઠ કાવસજી હોરમસજી કાતરકે પોતાના મરહુમ વઝીઆણી બાઈ સુનામાઈની નઈયતે, પોતા તરફથી મોટો ખરચ કરી, રોજ ૯ મો માહા ૯ મો યઝદેજરદી સને ૧૨૭૨ ને દીને, યાને એ આદરીયાન સાહેબની ૩૫માં વરસની સાલગરેહને દીવસે, આતશ આદરીયાન સાહેબ પરઠાવેઆં છે. એ આદરયાન પરઠયા પછીનો કાઠી સુખડ, તેલ વગેરેનો જે વધુ ખરચ થાય તેને માટે એજ શેઠે બીજા વધુ રૂ ૩૦૦૦ એવી શરતે આપીયા છે કે એ રકમના વ્યાજમાથી એ ખરચ કરવો. એ અગીઆરીને બીજો ચાલુ ખરચ તો જયારથી એ અગીઆરી પરથાઈ છે તયારથી અંજુમન તરફથી કરવામાં આવે છે.

(૨૮) આ દરેમેહેર કરાંચી ખાતે રોજ ૯ મો માહા ૮ મો શેનશાહી સને ૧૨૧૮ ય., તા૦ ૩ જી મે ૧૮૪૯ ઇસવીને દીને શેઠ હીરજીભાઈ જમસેદજી બેહેરાનાએ પહેલવેહેલી શદર બજારમાં પોતાના રહેવાના મકાનવાલી જગાના અરધા ભાગપર આતશ આદરાનની પરથાવી હતી એ પછી શેઠ હીરજીભાઈના વસીયત પરમાણે એઓના વીધવા બાઈ મેરબાઈએ રૂ ૨૨૨૫૦ આપયા હતા, એમાંથી બીજી જગાપર રૂ ૩૦૦૦ની જમીન ખરીદી રૂ ૧૩૦૯૦ને ખરચે નવું મકાન બંધાવી આપી રૂ ૪૬૮૩ જુના મકાનના રીપેર માટે આપયા હતા. નવું મકાન રોજ ૯ મો માહા ૮ મો શેહેનશાહી સને ૧૨૪૪ યઝદેજરદી, તા૦ ૨૭ મી એપરેલ ૧૮૭૫ ઇસવીને દીને પરથાવી તેમાં આતશઆદરાનને પાછા તખતનશીન કીધા હતા. કરાંચીના રહીશ શેઠ ફરામજી બેરામજી કલેકટરે લગભગ રૂપ્યા પાંચ હજાર ખરચી કેટલુક સમારકામ કરી આપી રોજ ૯ મો માહા ૮ મા સને ૧૨૭૮ ને દીને આતશ આદરાનને તખતનશીન કીધા હતા. એ દરેહમેહેરનું મકાન બીસમાર થવાથી લગભગ રૂપ્યા અરધા લાખને ખરચે સુધારી વધારીને નવેસરથી બાંધવામાં આવ્યું છે. એમાં શેઠ અરદેસર હોરમજી મામાએ મરહુમ પીતાજી ખા. સા. હોરમસજીના પુણ માટે રૂ ૨૦૦૦૦ ને ખરચે માલપર એક હોલ બંધાવી આપ્યો છે જેને "હોરમસજી મામા હોલ" એવું નામ આપયું છે; તેમજ શેઠ અરદેશરે મરહુમ માતાજી હોમબાઈની યાદમાં રૂ૫૦૦૦ ને ખરચે દરેહમેહરની પુરવ-દક્ષીણ તરફ આવેલા મકાનપર નવો માલ બંધાવયો છે. મરહુમ શેઠ જમશેદજી અરદેસર હીરજીભાઈની યાદમાં માતાજી બાઈ ડોસીબાઈએ તથા મરહુમના ભાઈઓએ રૂ ૫૫૦૦ ને ખરચે એક ઓરડો પુસતકશાળા માટે માલપર બંધાવ્યો છે જેને "જમશેદજી અરદેશર હીરજીભાઈ બહેરાના લાયબરેરી તથા રીડીંગ રૂમ" એવું નામ આપ્યું છે. આ નવું મકાન તથા હોલ ને પુસતકશાળા રોજ ૯ મો માહા ૧૨ મો શેહેનશાહી સને ૧૨૮૭ યઝદેજરદી તા૦ ૧૫ મી આગસ્ટ ૧૯૧૮ ને દીને ખુલ્લા મુકયા હતા.

(૨૯) કલકતા ખાતે શેઠ ધ. બે. મેહતાએ પોતાના ખાનગી ઘેરમાં દાદગાહની દરેહમેહર ય. સને ૧૨૫૯ મા સથાપી હતા. તે પછી મરહુમના વીધવા બાઈ ખરશેદબાઈ તથા બેટા શેઠ રૂસતમજી ધ. મેહતા સી. આઈ. ઈ. અને કુટુંબે મલી આપેલા રૂ ૧૧૦૦૦૦ તેમજ કલકતાની અંજુમને તથા બીજા સાહેબોએ ભરેલા રૂ ૬૭૦૦૦ મલી રૂ ૧૭૭૦૦૦ માંથી જુનું મકાન રૂ ૪૩૦૦૦ ની કીમતે ખરીદી તે ફરાથી નવેસરથી રૂ ૪૨૦૦૦ ના ખરચે બાંધવામાં આવયું હતું. આ નવું મકાન ઈજી તેમાં આતશ આદરાન સાહેબના કેબલાને તખતનશીન કરી ખુલ્લું મેલવાની કીરીયા શેનશાહી રોજ ૧૭મો માહા ૨ જો સને ૧૨૮૨ ને દીને થઇ હતી. આ નવી દરેહમેહરમાં અસલના દાદગાહ લાવીને પરથવામાં આવ્યા છે.

(૩૦) કલીઆણી મધે અસલ એક ઘણી પુરાંણી દરેહમેહર હતી, પણ તે બીશમાર હાલતમાં આવવાથી મુંબઈવાલા શેઠ એદલજી બેરામજી મોદીએ યઝદેજરદી સને ૧૧૫૮ માં તે ફરીથી બંધાવી હતી. તે દરેમેહરમાં આતશઆદરાન નહીં હોવાથી કલીઆણીવાલા શેઠો ભીખાજી જીજીભાઈ શેઠના, ડોસાભાઈ હોરમજી ભીમડીવાલા, ફરદુનજી મેરવાનજી શરાફ અને હોરમજી માણેકજી ભીમડીવાલાએ પોતાને ખરચે એ જુની દરેહમેહરમાં ઘટતો ફેરફાર કરી રોજ ૧૭ મો માહ ૨ જો સને ૧૨૫૦ ને દીને આદરીઆન સાહેબ પરઠાવયા છે, અને તેના ચાલુ ખરચ આશરે રૂ ૭૦૦૦ હલાયદા કહાડયા છે.

(૩૧) આ કવેતાવાલી પુરાંણી અગીઆરીને માટે હેવું છે કે એ મુલતે દરેહમેહરનું મકાનજ હતું પણ તે દરેહમેહર ઇજાવામાં આવેલી નહી હોવાથી છેક યઝદેજરદી સને ૧૨૭૫ માં રોજ ૨૭ મો માહા ૩ જાને દીને કવેતાવાલા ખા૦ બા૦ બરજોરજી કેરાબજી પટેલ સી. આઇ. ઈ.ને ખરચે ઈજાવીને ખુલ્લી મેલવામાં આવો છે.

(૩૨) આ ચીખલીની દરેહમેહરનું મકાન બીસમાર હાલતમાં આવવાથી શેઠ સોરાબજી ફરામજી મજકુરે તથા એઓના બેટા શેઠ નશરવાનજીએ ફરીથી બંધાવી આપેલું નવું મકાન ઇજાવી ખુલ્લું મુકવાની કીરીયા શેનશાહી રોજ ૨૦ મો માહા ૨ જો ય. સને ૧૨૮૪ ને દીવસે કરવામાં આવી હતી.

(૩૩) એ દરેમેહરનું અસલ મકાન ઘણા વરસપર કોઈ સખી જરથોશતીએ બંધાવેલું કહેવાય છે તે પછી સને ૧૨૩૮માં શેઠ એદલજી રતનજી વ્યાજખોરાએ મકાન પાછું બંધાવી આપયું હતું. તે મકાન બીસમાર હાલતમાં આવવાથી જરથોશતી અનજુમનમાં જાહેર ઉગરાણું કરી આશરે રૂ ૯૦૦૦ માંથી એ મકાન રોજ ૩ જો માહા ૮મો શેનશાહી સને ૧૨૬૯ ને દીને આતશ દાદગાહ સથાપીને નવેસરથી બાંધવામાં આવ્યું હતું. પણ પાછલથી આદરીઆન સથાપવા માટે શેઠ કુવરજી કાવસજી તવરીઆએ પોતાના મરહુમ પુત્ર ડાકટર હોરમજીના પુણ માટે રૂ૧૦૦૦૦) દશ હજારની રકમ આપીને ફરીથી નવેસરથી એ મકાનમાં આદરીયાન સથાપીને રોજ ૯ મો માહ ૧૦ મો ૧૨૭૦ ને દીને ઈજાવીને ખુલ્લું મેલ્યું હતું.

(૩૪) એ મકાન પુરાંણુ થવાથી મુંબઈવાલા શખીવજુદ બાઈ દીનબાઈ નસરવાનજી પીટીટે પોતાના મરહુમ બેટા શેઠ જમશેદજી નશરવાનજી પીટીટના પુણને માટે રોજ ૩ જો માહા ૧૦ મો શેનશાહી ૧૨૬૪ ને દીને ફરીથી બંધાવી આપયું છે.

(૩૫) આ દરેમેહેર અશલ ય૦ સને ૧૧૫૦ ની આગમય દાદગાંની બનાવેલી હતી. ત્યાં નવેસરથી આતશ આદરાંનની દરેમેહેર શેઠ ફરાતમજી કાવશજી પટેલે પોતાના બાવા મરહુમ શેઠ કાવશજી ફરાતમજી પટેલની નઈમતે બંધાવીને રોજ ૯ મો માહા ૭ મો શેહનશાહી સને ૧૧૯૮ યઝદેજરદીને દીને પરઠાવી છે.

(૩૬) આ દમણની બાઈ રતનબાઈ કાયાવાળી દરેમેહરનું મકાન ઘણું બીસમાર થઈ જવાથી તે દરેમેહર યઝદેજરદી સને ૧૨૭૬ માં ત્યાંથી સદનતર કાઢી નાખવામાં આવેલી જણાયછે. એ વીષેની લંબાન વીગત યઝદેજરદી સને ૧૨૭૭ ના કેલેનડરમાં દમણની વીગતમાં પાણે ૧૪૯ માં છાપેલી છે.

(૩૭) આ ફુમસની દરેહમેહરનું જુનું મકાન ઘણું બીસમાર હાલતમાં આવવાથી મરહુમ શેઠ પાલનજી રતનજી કંત્રાકટરના પુણ માટે મરહુમના દીકરા શેઠ મનચેરજી પાલનજી કંત્રાકટરે તથા મરહુમના ધણીઆણી બાઇ બાઈઆઈ પાલનજીએ લગભગ રૂ૧૨૦૦૦ના ખરચે ફ્રીથી નવું મકાન બંધાવી આપ્યું હતું. નવું મકાન ઈજી ખુલ્લું મેલવાની ક્રીયા રોજ ૧૯ મો માહા ૧૨ મો ય૦ સને ૧૨૭૮ને દીને કરી તેમાં આતશ દાદગાહને પાછા તખતનશીન કીધા હતા.

(૩૮) દેશલાલીની ચીનાઈવાલી દરેહમેહરનું મકાન કેટલાક બદમાશોએ ચોરી કરવાના ઈરાદાથી મોડી રાતે અંદર જઈ અપવીત્ર કરવાથી આ મકાનને સવા વરસ પછી બાઈ રતનબાઈ જ. ચીનાઈના ખરચથી ફ્રીથી ઈજી રોજ ૧૭ મો માહા ૨ જો શેહેનસાહી ૧૨૯૦ યઝદેજરદીને દીને ખુલ્લું મુકવામાં આવ્યું હતું.

(૩૯) આ દરેહમેહેરનું પહેલવેહેલું મકાન ફકત અમપુ ક્રીયા કામ માટે યજદેઝરદી સને ૫૫૧ માં નવસારી ખાતે જરથોસતીઓએ જઈ રહયા પછી પરથવામાં આવ્યું હતું. તયાર બાદ મરહુમ બાઈ સાહેબ માહલાણબાઈ બેહેદીન બેહરામજીએ પોતાનું એક ઘર આપી તેમાં વધારો કરયો હતો. પણ વસતીના વધવાથી બંને મકાનો નાનાં પડવાને લીધે મરહુમ દેશાઈજી મીનોચેહરજી ખુરશેદજીએ તેમાં મોટો વધારો કરી એ જુનાં મકાનોની સામે પોતાનાં ખરચથી નવું મકાન રોજ ૧ લો માહા ૫ મો સને ૧૧૬૪ ને દીને બંધાવી અમપુ ક્રીયા કામ માટે ખુલ્લું મેલ્યું હતું. એ પછી બાઇ મોટલાંબાઈ જહાંગીર વાડીઆએ પોતાના મરહુમ બાવા શેઠ જહાંગીરજી નોશરવાનજી વાહાડયાના પુણ માટે લગભગ રૂપયા વીસ હજારને ખરચે એ જુની દરેહમેહરને લગતું બાજુમાં બીજુ નવું મકાન બંધાવી રોજ ૨૬ મો માહા ૮ મો સને ૧૨૨૦ યઝદેજરદી તા૦ ૨૫ મી મે ૧૮૫૧ ને દીને પરઠાવ્યું હતું. વળી એ દરેહમેહરને લગતું બીજુ જુનું મકાન પાછુ નબલી હાલતમાં આવવાથી દેશાઈ કાવશજી એરચજી ગોંડલવાલાએ લગભગ રૂપયા સાત હજારનો ખરચ કરી નવેસરથી એ મકાન બંધાવી આપ્યું હતું તથા એમાં એવણનાં ધણીઆણી બાઇ મોતીબાઈએ આતશ દાદગાહ પરઠાવી આતશ રોશન રાખવા સારૂ રૂ. ૪૦૦૦ આપ્યા હતા. આ દેશાઈ કાવસજીવાળુ નવું બંધાયલું મકાન તથા એમાં પરઠેલો આતશ દાદગાહનો કેબલો ખુલ્લો મેલવાની ક્રીયા યઝદેજરદી સને ૧૨૭૬ ના રોજ ૧૭ મો માહા ૧૨ માને દીને કરવામાં આવી હતી. મરહુમ બાઈ મોટલાબાઈ વાહાડયાજીએ બંધાવેલા મકાનનો કેટલોક ભાગ બીસમાર થવાથી તેમાં કેટલોક ફેરફાર અને મરામત મરહુમ બાઈના દીકરા મરહુમ શેઠ નવરોજી માણેકજી વાહાડયા સી. આઈ. ઈ. એ લગભગ રૂપયા ૧૫૦૦ ને ખરચે કરાવ્યો હતો, તેને ઈજીને રોજ ૧૨ મો માહા ૧૨ મો ય૦ સને ૧૨૭૮ યાને મરહુમ શેઠ નવરોજીના પહેલા મહીનાની બાજને દીને ખુલ્લો મુકવામાં આવ્યો હતો.

(૪૦) આ મીનોચેહર હોમજીવાલી દરેમેહેર જે નવસારીના આતશબેહરામની સામે આવેલી છે તેમાં પેહેલે આતશ દાદગાં હતા પણ એ પછી રોજ ૨૦ મો માહા ૨ જો શેહેનશાહી સને ૧૨૬૮ યઝદેજરદીને દીને જરથોસ્તી અનજુમનના ઉમરાતથી રૂ૩૪૦૦૦ને આશરેનું ફંડ કરીને એ મકાન નવેસરથી બાંધીને તેમાં આતશ આદરાન તખતનશીન કીધા છે.

(૪૧) આ નારગોલની દરેમેહરનું અશલ મકાન મુંબઈવાલા શેઠ દાદાભાઈ નશરવાનજી મોદીનું એકસો વરસ અગાઉ બંધાવેલું હતું, પણ તેનો રોજ માહા શને મલતો નથી. એમાં આતશનો કેબલો નહી હતો, પણ અમથાં ઘરમના ...કાનમાં મોબેદો રહીને કીરીયા કાંમ કરતા, તેવોનો ગુશારો શેઠ દાદાભાઈનાં બેટી બાઈ શુનાબાઇ દાદાભાઈ વાડીઆએ ૧૨વી સને ૧૪૧૪ સુધી આપ્યો હતો. તેજ મકાનમાં પાછલથી રોજ ૧૧ મો માહા ૧૦ મો સને ૧૨૫૨ યઝદેજરદીમાં શેઠ ...ાણેકજી ફરાતમજી અને ભાઈઓએ પોતાનાં મરહુમ માતાજી બાઈ માંણેકબાઈનાં પુણને માટે દાદગાં પરઠયાં છે અને ...ા બોય દેવાનો, કાઠો તેલ વીગરેનો ખરચ એજ ભાઇઓ ફંડ ઉભું કરીને તેમાંથી પુરો પાડે છે.

(૪૨) આ દરેમેહરમાં પેહલે આતશદાદગાં હતાં, તે પછી રોજ ૨૦ મો માહા ૯ મો શને ૧૨૧૨ ને દીને આતશ આદરાન પરઠેયા હતા, પણ તે દરેમેહર બીસમાર હાલતમાં આવવાથી પુણેવાલા મરહુમ દસ્તુરજી જામાશપજી એદલજી જામાસ્પઆશાનાના શાહેબજાદાઓએ રોજ ૨૦ મો માહા ૯ મો શને ૧૨૪૬ ને દીને ફરીથી નવેસરથી બાંધીને સ્થાપી છે.

(૪૩) દખણ હેદરાબાદ તરફ શેઠો વીકાજી તથા પેશતનજી મેહેરજીની કેટલીક દરેમેહેરો બાંધેલી છે, તેમાંની એક આગે બાલાપોરનીબી દરેમેહેર બંધાયલી હતી, પણ હાલ તે મોજુદ નથી એમ કેહવાય છે.

(૪૪) બીલીમોરામાં રોજ ૨૦ મો માહા ૧૦ મો યઝદેજરદી સને ૧૧૯૭ યાને તા૦ ૧૮ મી જુલાઇ ૧૮૨૮ ને દીને [illegible] શેઠ નવરોજી જમશેદજી વાહાડયાજીએ આતશ દાદગાંની એક દરેમેહેર બંધાવેલી છે. પણ બીલીમોરામાં એક [illegible] આદરીયાનની જરૂર જણાવાથી બાલીમોરાવાલા શેઠો દાદાભાઈ ધનજીભાઇ અને સોરાબજી શાપુરજીએ રૂ.[illegible]નો [illegible] કરી એ જુની દરેમેહરની પાસે બીજું એક નવું મકાન બંધાવી તેમાં આતશ આદરીયાન રોજ ૯ મો [illegible] ૯ મો સને ૧૨૬૮ ને દીને પરથ્યાં છે. એનો ચાલુ ખરચ અનજુમનને હસ્તકથી થાય છે પણ તેનાં નીભાવ ખરચ [illegible]૨૭૦૦૦) મજકુર શેઠો દાદાભાઈ ધનજીભાઈ તથા સોરાબજી શાપુરજીએ આપ્યા છે; તેનાં વેઆજમાંથી આદરીઆન શાહે-

બને જોઈએ દેવાનું, શુખડ તથા અતી તથા સમારકાંમ તથા સાલગરેહને દીવશે જશન બાજ એવોની તરફથી કરવા જણાવ્યું છે. એ મુજબ મકાન બાંધવાનો, અનામત મેલેલી રકમનો તથા બીજો પરચુટણ ખરચ મલીને એ નવો દરેમેહરપર રૂ ૩૦૦૦૦) તીશ હજારનો ખરચ કીધેલો જણાય છે. વળી અશલની પેલી દાદગાંવાલી શેઠ નવરોજી જમશેદજી વાહાડયાજીનો દરેમેહરનું મકાનબી પુરાણું થવાથી તે એકવાર આગલ અનજુમને સમારયું હતું તે પાછું એજ શેઠો દાદાભાઈ ધનજીભાઈ તથા શોરાબજી શાપુરજી ગબાએ ફરીથી સમારી આપીને રોજ ૨૨ મો માહા ૧૨ મો યજદેજરદી સને ૧૨૭૪ ને દીને જશન કરી ખુલ્લું મેલ્યું છે.

(૪૫) બેલગામની શેઠ બાઇસવાલી દરેહમેહેર તેમજ તેમાં મુસાફરખાનું બાંધી બંને રોજ ૨૪-૩-૧૨૬૧ ય. ને દીને ખુલ્લાં મુકયાં હતાં અને એ મુસાફરખાતું હજી ચાલુ છે. એ દરેહમેહેરનું મકાન બીસમાર થવાથી બેલગામની જરથોસતી અનજુમનના ફંડમાંથી તથા શેઠો બાઇસ કુટુંબીઓએ મલી રૂ ૬૦૦૦ ના ખરચે નવેસરથી મોટો ફેરફાર કરીને તેમાં આતશ દાદગાંને રોજ ૨૪ મો માહા ૬ ઠો ૧૨૮૫ ય. ને દીને તખતનશીન કીધા છે. એ દરેહમેહેરના અસલ હોલમાં શેઠો રૂસતમજી તથા નસરવાનજી નાનાભાઈ ખુરશેદજી બાઇસે મરહુમ ભાઈ રતનજીની યાદમા સુધારો વધારો રૂ૪૫૦૦ ને ખરચે કરી એ હોલને "રતન હોલ" નું નામ આપી રોજ ૨૩ મો માહા ૬ ઠો ૧૨૮૫ ને દીને ખુલ્લો મેલ્યો છે. એ દરેહમેહેરના મોબેદોને રહેવા માટેનું મકાન મરહુમ શેઠ પેસતનજી એદલજી બાઈસના પુણ માટે એવણના વીધવા શીરીનબાઈ તથા બેટા અદલ અને કુટુંબે દરેહમેહરના કમપાઉંડમાં બંધાવી રોજ ૨૨ મો માહા ૯ મો ય. સને ૧૨૭૬ ને દીને ખુલ્લું મુકી બેલગામની જરથોસતી અનજુમનને સ્વાધીન કીધું છે.

(૪૬) એ દરેમેહર પુરાણી થવાથી નવેસરથી બંધાવીને એ દરેમેહરના મુતવલીઓ શેઠો દીનશાહ ફરદુનજી અને ભાઈઓએ રોજ ૨૬ મો માહા ૨ જો સને ૧૨૬૭ યઝદેજરદીને દીને ખુલી મેલી છે.

(૪૭) આ ભરૂચની શેઠ નારીયલવાલાની દરેમેહર રોજ ૨૩ મો માહા ૯ મો શેહેનશાહી સને ૧૨૬૫ ને દીને એજ શેઠ શાપુરજી સોરાબજી નારીએલવાલાનાં વારશોએ મોટા ખરચે નવેસરથી બંધાવી છે. આ દરેહમહેરનું મકાન નાખવું પડવાથી તેની આઠમણી બાજુએ શેઠ હોરમજી બાનાના વારસો શેઠો રૂશતમજી, ડોશાભાઈ અને હીરાજીએ ભેટ આપેલી જગા ઉપર બાઈ વીરબાઇજી શાપુરજી નારીએલવાલાના પુણ માટે કુટુંબીઓએ આપેલા રૂપયામાંથી બાંધવામાં આવેલો બાઇ વારબાઈજી શા. નારીયલવાલા હોલ રોજ ૨૫ મો માહા ૨ જો શેહેનસાહી સને ૧૨૮૬ ય. ને દીને ખુલ્લો મુકવામાં આવ્યો હતો. આ દરેહમેહેર બીસમાર થવાથી ભરૂચના કેટલાક જરથોસ્તી શેઠોની મદદથી ફરી દુરસ્ત કરવામાં આવી છે અને ભરૂચવાલા શેઠ દારાશાજી મનચેરજી કાપડીયાએ દીકરા રૂશતમજીના પુણ માટે રૂ૨૫૦૦ના ખરચે હોલ દુરસ્ત કરાવ્યો છે તથા શેઠ અરદેશર શાપુરજી નારીએરવાલાએ મરહુમ મુરબીની નઈયતે ઘટતી ક્રીયા કરાવી આ દરેહ મેહેર રોજ ૯ મો માહા ૧૨ મો ય૦ સને ૧૨૯૦ તા૦ ૧૪-૭-૧૯૨૧ ને દીને ફરીથી પરથવામાં આવી હતી.

(૪૮) એ દરેમેહરનું મકાન પુરાણું થવાથી ભરૂચના જાણીતાં ડુંગાજીના ખાનદાનવાલાઓએ શેઠ પેસતનજી અરદેશજી ડુંગાજીને નામે રોજ ૧૦ મો માહા ૮ મો સને ૧૨૭૨ ને દીને રૂ૧૫૦૦૦) ના ખરચે ફરીથી બંધાવ્યું છે અને તેના નીભાવ ફંડને માટે બીજા રૂ૧૫૦૦૦) અલાયેદા કાઢી તરશટી નેમેલા છે. એજ ડુંગાજી ખાનદાનવાલા આ દરે-મેહરનો ચાલુ ખરચ યઝદેજરદી સને ૧૨૪૨ થી કરતા આવ્યા છે. બાઇ આવાંબાઈ ખરશેદજી મં. કામાજી કાપડયાએ એ દરેહમેહરના ત્રસ્ટીઓને દરેહમેહરની સામેનું પોતાનું મકાન બાળવાની કાઠી ભરવા માટે ય. સને ૧૨૭૯ ના ફરવરદીન મહીનામાં ભેટ આપ્યું હતું.

(૪૯) એ દરેમેહર અસલ ૧૧૭૩ નાં રોજ ૧૭ મો માહા ૬ ઠાને દીને શુરતવાલા શેઠ વીરજીભાઈ બમનજીએ દાદગાહની બાંધેલી હતી. એ દરેમહેરનું મકાન પુરાણું થવાથી નવેસરથી ફરીને શેઠો શોરાબજી તથા નવરોજી ફરામજી ધામત તથા બીજીએ બંધાવી આપ્યું હતું અને તેમાં આતશ આદરાન સાહેબને પરઠાવી તખતનશીન કરી એ આદરીઆનની શાલગરેહને દીને ય૦ સને ૧૨૩૧ માં પાછી ખુલ્લી મેલી હતી.

(૫૦) આ ભેસાણની દરેહમેહર શેઠો દાદાભાઈ તથા મનચેરજી પેસતનજી વાહાડયાએ પોતાના બંધેવી મરહુમ શેઠ સોરાબજી ફરામજી વાહાડયાની નઈઅતે પહેલવેહેલી પરથાવી હતી. એ દરેમેહર જુની થવાથી તથા વસતીથી દુર હોવાથી પારસી વસતીની નજદીકમાં બીજી જગા ઉપર બીજા લોકોનો ઉગરાણાથી અને એજ વાહાડયા સાહેબોની મદદથી મરહુમ શેઠ સોરાબજી ફરામજી વાહાડયાના વીધવા બાઈ બનુબાઇએ પોતાની મરહુમ દીકરી બાઈ ગુલબાઈની યાદગારીમાં નવેસરથી બંધાવી પોતાના ખાવંદ શેઠ સોરાબજી ફરામજી વાહાડયાની નઈએતે રોજ ૨૦ મો માહા ૯ મો શેહેનશાહી સને ૧૨૪૬ યઝદેજરદીને દીને પરઠાવી હતી.

(૫૧) આ મઉની દરેમેહર ફરીથી રોજ ૯ મો માહા ૬ ઠો સને ૧૨૨૮ ને દીને અનજુમનનાં ઉઘરાટથી સમારી હતી પણ તે પાછી સમારીને તેનું જશન રોજ ૧૯ મો માહા ૧૨ મો સને ૧૨૫૨ યઝદેજરદીને દીને કરવામાં આવયું હતું. આ મકાનમાં રૂ ૨૦૦૦ ના ખરચે બંધાયલો મુકતાદનો હોલ રોજ ૯ મો માહા ૬ ઠો સને ૧૨૮૩ ને દીને ખુલ્લો મુકાયો હતો. તે પછી અનજુમનનાં ઉઘરાટથી રૂ૧૦૦૦૦ને ખરચે દસતુરજી નોશીરવાન કેકોબાદની આગેવાની હેઠલ જુના મકાનમાં મોટો ફેરફાર કરી એ દરેહમેહેર રોજ ૯ મો માહા ૧૧ મો સને ૧૨૮૫ને દીને ખુલ્લી મુકી હતી.

(૫૨) આ મહુવાની દરેહમેહરનું મકાન બીસમાર હાલતમાં આવવાથી અંકેરીવાલા શેઠ અરદેશર ભીખાજી પહેલે પોતાના ધણીયાણી મરહુમ બાઈ રતનબાઈના પુણ માટે જુના મકાનની પાસેજ એક નવું મકાન બંધાવી આપી તેમાં

જુના આતશ દાદગાહના કેબલાને પરઠાવી ખુલ્લું મુકવાની કીરીઆ રોજ ૧૭ મો માહ ૨ જો સને ૧૨૮૦ને દીને કરી હતી. એ દરેહમેહરનો નીભાવ તથા મરામતનો ખરચ ત્યાંની અનજુમન કરે છે. જ્યારે જુના મકાનને શેઠ અરદેશરે દરસ્ત કરાવી આપવાથી એ જુનું મકાન મોબેદોના રહેવા માટે વાપરવામાં આવે છે.

(૫૩) રંગુનની શેઠ બેજનજી કાવશજી ખંબાતાની અસલ બાંધેલી દરેમેહરનું મકાન પુરાણું થવાથી તથા નાહાનુ પડવાથી શેઠો શાપુરજી અને બમનજી કાવશજી કપતાંને રૂ૩૫૦૦૦) ને ખરચે નવેસરથી બાંધી આપીને રોજ ૧૧ મો માહ ૧૨ મો સને ૧૨૭૩ યજદેજરદી એટલે કદમી રોજ ખોરદાદશાલ સને ૧૨૭૪ ને દીને પરથાવેલ છે.

(૫૪) આ દરેમેહરને ફરીથી રોજ ૨૯ મો માહા ૨ જો શેહેનશાહી સને ૧૨૬૫ ને દીને એજ શેઠ દારાશાહના ધણીઆણી બાઈ પીરોજબાઈએ સમારીને ઇજાવા છે, અને તેના ચાલુ ખરચ માટે પણ ગોઠવણ કરી છે.

(૫૫) લાહોરની શેઠ કુપરવાલી દરેમેહેરની પાસે એક ફંડ ઉભું કરી કામચલાઉ બીજી નવી દરેમેહેર ઉભી કરી તેમાં આતશ દાદગાહ સ્થાપીને રોજ ૯ મો માહ ૯ મો ય. સને ૧૨૮૨ ને દીને ખુલ્લી મુકી હતી પણ શેઠ અરદેશર બે. લોંબુવાલાએ પોતાની દરેહમેહરનો બધો વહીવટ અંજુમન ફંડ્તક સોંપવાથી નવી દરેહમેહેર રોજ ૩૦ મો માહા ૧૨ મો ય. સને ૧૨૮૩ થી બંધ થઈ હતી. આ દરેહમહેરનું મકાન તથા તેની સાથના મોબેદનું રહેવાનું મકાન, કુવો વગેરેની મરામત રંગ તથા દરેહમેહેરના ઓરડાઓને મારબલની ફરસ વગેરે રૂ૯૦૦૦ના ખરચે ય૦ સને ૧૨૯૦ ના સાલમાં શેઠ દારાબશાહ બમનજી ડુંમાસ તથા એવણના ધણીયાણીએ કરાવી આપયું હતું.

(૫૬) આ ઉમરીગરવાલી દરેહમેહર તથા તેની પાસેનું મોબેદોના રહેયાનનું અનજુમનનું મકાન ઘણી બીસમાર હાલતમાં આવવાથી વડોદરાના રહીસ શેઠ મનચેરજી પેસતનજી પટેલે પોતાને ખરચે નવું મકાન બંધાવી રોજ ૨૦ મો માહ ૯ મો સને ૧૨૭૭ ને દીને ખુલ્લું મેલ્યું હતું.

(૫૭) વડોદરામાં શેઠ સીરવાઈવાળી ધરમશાલામાં એક ઓરડામાં જુદી દરેહમેહર કરવામાં આવી છે. એ બેઉ જગો રોજ ૯ મો માહા ૯ મો સને ૧૨૩૭ યઝદેજરદીને દીને તઈયાર થયાં હતાં પણ એ બંનને રોજ ૨૦ મો માહા ૨ જો સને ૧૨૩૮ ને દીને ઇજાઇ ખુલ્લાં મેલાયાં હતાં. એની મરામત માટે રૂ ૨૦૦૦ શેઠ બેરામજીએ કાઢયા હતા, તેમાં એવણે રોજ ૧૫ મો માહા ૫ મો સને ૧૨૩૯ યઝદેજરદીને દીને મુંબઈ મધે મજગામમાં પોતાના બંગલામાં દરેહમેહેર પરથાવી તે દીને બીજા રૂ. ૩૦૦૦ ઉમેરી રૂપ્યા પાંચ હજાર કરી તેનું વ્યાજ કેટલાક વરસો સુધી વડોદરા ખાતે ખરચ કરવા મોકલાવ્યું હતું, પણ તે પછી શેઠ બેરામજી તથા એ દરેહમેહર અને ધરમશાલાના વહીવટ કરનારાઓ વચે વાંધો પડવાથી તેનો મુકદમો ચાર પાંચ વરસ ત્યાંની કોરટમાં ચાલ્યા બાદ કોરટે તેને લગતો વહીવટ કરનારા ત્યાંના ગ્રહસથોને નેમી તેઓને રૂપયા વગેરે સવાધીન કરવાનો હુકમ કીધો હતો. પણ એ મકાનોના નીભાવના રૂપયા વહીવટ કરનારાઓ પાસે નહીં હોવાથી તેઓમાંના શેઠ દાદાભાઇ શાપુરજીએ સને ૧૮૯૨ થી ૧૯૦૬ સુધી પોતાની ગીરોથી ખરચ કરી એ મકાનોનો નીભાવ કીધો હતો. એ પછી બધું સમાધાન થવાથી શેઠ બેરામજીએ તા૦ ૩૦ મી ડીશેમબર ૧૯૦૬ ને દીને એ બેઉ મકાનોના નીભાવ માટે રૂ. ૮૦૦૦ મુંબઈની પારસી પંચાએતના તરશટીઓને આપયા હતા કે તેનું વ્યાજ વડોદરાની કારોબારી કમીટી ઉપર મોકલવું અને તેમાંથી એને લગતો યોગ્ય ખરચ કરવો. ઉપર મુજબ નકકી થવા પછી એ અગીઆરી તથા ધરમશાલાની સાલગ્રહ રોજ ૨૦મો માહા ૨ જો સને ૧૨૭૭ ય૦ ને દીને પડી તે વખતે શેઠ બેરામજી તરફથી જશનની કીરીયા કરાવ્યા પછી એ બેઉ મકાનો જાહેર વપરાશ માટે પાછા ખુલ્લાં મેલવામાં આવ્યાં છે. મુંબઈની મજગામવાલી દરેહમેહર ત્યાંથી કાઢી નાખવામાં આવી છે. એ ધરમશાલા બીશમાર થવાથી તેને શેઠ બેરામજી તરફથી સમરાવીને રોજ ૧૭ મો માહા ૧ લો ય. ૧૨૮૫ ને દીને ખુલ્લી મુકવામાં આવી હતી.

(૫૮) આ વલસાડની દરેહમેહરનાં મકાનમાં અસલ ફકત યોજદાયરેગરીના કામ માટે હીંધોડા દસ્તુર જામાસપ ભાઈજીના વખતમાં હતા, તે પછી શેઠ હોરમસજી ભી. ચીનાઈએ નવું મકાન ઈ. સ. ૧૮૧૯ માં બંધાવી આપયું હતું. શેઠો ખરશેદજી તથા જાહાંગીરજી હોરમજી ચીનાઇએ એ દરેહમેહરમા આતશ દાદગાહ તા૦ ૧૩ મી મારચ ૧૮૪૭ ને દીને પરઠાવ્યા હતા. એ મકાન જુનું થવાથી શેઠ નવરોજી જાહાંગીર ગામડયાએ બીજી વધુ આજુબાજુની જગા ખરીદી તેપર નવું મકાન બંધાવી તેમાં જુના દાદગાંને રોજ ૩ જો માહા બીજો ય. સને ૧૨૮૨ ને દીને ખુલ્લા મુકયા હતા.

(૫૯) સરોડા ગામમાં યજદેજરદી સને ૧૨૩૩ ની સાલમાં મુંબઈવાલા શેઠ ખરશેદજી ફરદુનજી પારખે દરેહમેહરનું એક મકાન બંધાવી આપયું હતું અને તયાં માત્ર ધરમનું કીરીયા કામ થતું હતું પણ દાદગાં કે આદરીયાન પરથાવેલાં નહી હતા તે પછી એમ બન્યું કે–ઉમરા ગામમાં રોજ ૨૩ મો માહ ૯ મો યજદેજરદી સને ૧૧૮૫ માં શેઠ બમનજી સોરાબજી કપાવાલાને નામની અને તેમના બેશી શેઠ ફરામજી નાનાભાઈ ઉમરીગરે મરહુમ શેઠ જીજીભાઈ દાદાભાઇના ધરમખાતાના તરશટીઓને પાછલથી આપેલી એક રકમના ઉપજતાં વ્યાજનાં ખરચમાંથી ચાલતી એક આદરીયાનની દરેહમેહર હતી. પણ ત્યાં જરથોશતી વસતી ઘટી જવાથી તે ઉપયોગમાં આવતી નહી હતી તેથી તે આદરીયાન તયાંથી ઉઠાવી લઇને સુરતમાં માછલીપીઠની વાહુડયા ફલ્યાવાલી અગયારીમાં લાવી રાખવામાં આવયા હતા, જેનો ચાલુ ખરચ ઉપર કહયું તેમ મરહુમ શેઠ જીજીભાઈ દાદાભાઈના ધરમખાતાના તરસતીઓ તરફથી કરવામાં આવતો હતો. એ જગોપરની આદરીયાનની જરૂર નહી જણાવાથી તરસતીઓએ આદરીઆંનને કોઈ લાયક જગા ઉપર ગોઠવવાની તજવીજમાં હતાં. તેવોને ઉપલાં સરોડા ગામવાલા દરેહમેહરની અમથાં મકાનની ખબર પડી કે તયાં એક આદરીયાનની જરૂર છે તે ઉપરથી અથોરનાનોના ગામે ગામના હદની હદ ઉપરથી ઉદવાડેના અંધ્યારૂની એક જોડ સરોડાની અગીયારીમાં બોલાવીને તેવોની મારફતે રોજ

૪ થો. માહા ૧૦ માને દીને જશન કરયુ હતું તે પછી રોજ ૩૦ મો માહા ૩ જો સને ૧૨૭૧ યજદેજરદીને દીને પેલાં અસલ ઉમરા ગામનાં આદરાનનાં કેબલાને નવેશરથી પરઠીને સરીઠાની દરેમેહર ખુલી મેલી છે.

(૬૦) આ શીકંદરાબાદની દરેહમેહેર ય. સને ૧૨૦૮ માં શેઠો વીકાજી તથા પેસતનજી મેહેરજીએ દાદમાંહુની બનાવી હતી પણ એ નાયલી પડવાથી એજ કંપાઉંડમાં મોટી કુસાડે દરેહમેહેર શેઠો વીકાજી તથા પેસતનજી મેહરજીએ બાંધી રોજ ૨૦ મો માહા ૧૨ મો ય. સને ૧૨૧૬ ને દીને તેમાં આતશ આદરાનને પરઠીને ખુલ્લી મુકી છે.

(૬૧) આ સીગનપોરની દરેહમેહુર અસલ મુંબઈવાલા શેઠ શરજી નશરવાનજી વાહાડયાએ બંધાવી હતી, તે પછી શેઠ નવરોજી જમશેદજી વાહાડયાએ રોજ ૧૭ મો માહા ૨ જો ૧૨૧૯ ને દીને બંધાવી હતી, એ દરેહમેહરની પાસે રૂ ૧૦૦૦ ની કીમતે મોબેદોને રહેવા માટેનું ઘર શેઠ એદલજી ફ્રામજી પટેલે બેસી બાઇ પીરોજબાઈ માણેકજી પટેલના પુણ્ય માટે બંધાવી રોજ ૧૩ મો માહ ૧૦ મો ય. સને ૧૨૮૦ ને દીને ખુલ્લું મુકયું હતુ.

(૬૨) આ સુમારીની દરેહમેહર જુની થવાથી કેટલીક મુદતે ફરીથી સુરતવાલા શેઠ જમશેદજી સોરાબજી હોડીવાલાએ બંધાવી હતી. તે પછી વળી મુંબઈવાલા શેઠ ફ્રામજી માણેકજી મુફાદમે રોજ ૧ લો માહા ૮ મો સને ૧૨૬૧ માં આદરાન પરઠીને બંધાવી હતી. તે રેતીમાં પુરાઈ જવાથી તેવણના વારેસ શેઠ રૂશતમજી શાપુરજી મુફાદમે રોજ ૨૦ મો માહા ૪ થો સને ૧૨૩૮ માં પાછી બીજી જગાપર બાંધીને આતશ આદરાન પરઠેઆં છે.

(૬૩) મુંબઈવાલા મરહુમ શેઠ દોરાબજી નશરવાનજી મીશતરીએ પેહલાં માત્ર ધરમ કીરીયા માટે એક મકાન બંધાવ્યું હતું—તે વખતે ઈધારા મુકાવેલા નહી તથા દાદગાહ પરઠાવેલા નહીં હોવાથી અને એ મકાન બીસમાર હાલતમાં આવવાથી મરહુમના બેટા શેઠ દીનશાહજીએ રૂપયા દશ હજારનો ખરચ કરી નવેસરથી એક નવું મકાન બંધાવી તેણે છજી તેમાં આતશ દાદગાહ પરઠવાની કીરીયા તથા ઉપરના અરધા ભાગમાં સથાપવામાં આવેલી મી દીનશાહ દોરાબજી મીસતરી લાઇબરેરી અને રીડીંગ રૂમ ખુલ્લો મેલવાની કીરીયા રોજ ૨૧ મો માહા ૨ જો ય૦ સને ૧૨૭૯ ને દીને થઈ હતી.

(૬૪) આ શુરતની શેઠ બીશાનીવાલી દરેહમેહર બીશમાર હાલતમાં આવવાથી એ મકાનની ઉપજનાં વધારામાંથી તથા તેમાં એક મુતલવી શેઠ ફ્રામરોજ બેહરામજી બીશાનીએ પોતાની તરફના વધુ નાણા ઉમેરી લગભગ રૂપીઆ પંદર હજારના ખરચે નવું મકાન બંધાવી આપયું હતું. તે તઈયાર થવાથી તેમાં એ દરેહમેહરની ૭૦ મા વરસની સાલગરેહને દીને યાને રોજ ૧૭ મો માહા ૪ થો ય.૧૨૭૭ ને દીને આતશ આદરીયાને પાછા તખતનશીન કરવામાં આવયા હતા.

(૬૫) એ દરેહમેહુર અસલમાં જમશેદજી બાઈઆ નામના એક શુરતના પારસીએ પાલીઆ ફળીઆમાં બાંધેલી હતી જેને માટે તેવણે પોતાને તાહાં ફરજંદ આવે તો તે બાંધવાની માનતા કરેલી હતા તેથી તે બંધાઈ હતી. તે બીશમાર થવાથી મુંબઈવાલા શેઠ માણેકજી નવરોજી વાડીઆજીએ તથા ભાઈએ પોતાના બાવાજીના પુનને સારૂં બાંધી છે.

(૬૬) એ દરેહમેહેર અસલ પાલનજી હોમાજી શેઠની બાંધેલી હતી તે શુરતની શને ૧૧૯૧ યજદેજરદીની મોટી આગમાં બલી જવાથી ઉમરેવાલા શેઠો મેહેરજીભાઈ પટેલ તથા રતનજી છીબરાજી શુરતવાળાએ રોજ ૨૨ મો માહા ૧૨ મો સને ૧૧૯૨ માં બાંધી હતી અને તેબી પુરાણી થવાથી મુંબઈવાલા શેઠ પેસતનજી નશરવાનજી બાટલીવાલાએ બંધાવી છે.

(૬૭) નવશારી ખાતે અસલ કોઈ કોઈવાર બહારથી પીંડારાવો નીકલી આવી દરોડા પાડતા હતા, ત્યારે તાંહાની વશતી શુરત તરફ નીકલી જતી હતી તેવી વખતે જરથોશતી ધરમ કીરીઆ કરવા ખાતર શુરતના રૂશતમપુરામાં નવસારીના મરહુમ દેસાઈ ખુરશેદજી ટેમુલજીએ ઈ. સ. ૧૭૭૬ માં એ જગોએ પેહલાં તો અમથા ધરમનાં કામ માટે બે તરણ હીધાલા મુકાવ્યા હતા પણ તે પછી એ દેશાઈ ખુરશેદજીના બેટા દેસાઈ મનચેરજી ખુરશેદજીએ આ દરેમેહેર બાંધી હતી. તે પુરાણી થવાથી મુંબઈવાલા મરહુમ શેઠ એદલજી દાદાભાઈ શુખીઆના છોકરાઓએ રોજ ૭ મો માહા ૨ જો સને ૧૨૩૩ ને દીને નવેશરથી બંધાવી હતી. એની સાથે વળી તેઓએ એક ધરમશાલા પણ બાંધી હતી. એ મકાનના પાછલા ભાગપર એક ઓટલો અને તેની ઉંચી દેવાલ તયાંનાં દસ્તુર દારાબજી ખરશેદજી દારાબજી પાલણનાએ બાંધી છે. એ દરેહમેહેરનું મકાન બીશમાર હાલતમાં આવવાથી શેઠ કેકોબાદ હોરમજી રાવે પોતાના મરહુમ બાબા હોરમજી તથા મરહુમ માતાજી બાઇ માણેકબાઈનાં પુણ્ય માટે લગભગ રૂપયા ૧૫૦૦૦ ને ખરચે બંધાવી આપેલું નવું મકાન ઈજવી ખુલ્લું મેલવાની કીરીયા રોજ ૨૧ મો માહા ૯ મો સને ૧૨૯૭ ને દીને કરવા પછી વળી શેઠ કેકોબાદ રાવે પોતાના મરહુમ માતાજી બાઇ માણેકબાઇના પુણ્ય માટે મરહુમની બાજને દીને યાને રોજ ૩ જો માહા ૧૨ મો સને ૧૨૭૭ ને દીને એ દરેહમેહેરમાં આતશ દાદગાહ તખતનશીન કરાવી પાંચે ગેહમાં બોય દેવાનું શરૂ કરાવ્યું હતું.

(૬૮) એ દરેમેહર આગલ શેઠ શાપુરજી બચાભાઈ દેટીવાલાની બાંધેલી હતી પણ તે યજદેજરદી શને ૧૧૯૧ માં શુરત ખાતે લાગેલી મોટી આગમાં બલી ગયાથી તેમના આ બેશીંએ પાછી બાંધી છે. આ દરેહમેહેર પાછી બીસમાર હાલતમાં આવી પડવાથી બાઈ દીનબાઈ નશરવાનજી માણેકજી પીટીટે મરહુમ બેટા શેઠ જમશેદજીના પુણ્ય માટે તે નવેસરથી બંધાવી તેને ઈજવાની કીરીયા રોજ ૩ જો માહ ૭ મો શેનશાહી સને ૧૨૬૨ને દીને કરવામાં આવી હતી.

(૬૯) આ આદરીઆન ઘણું પુરાણું છે, તેના અસલ બાંધનારનું નામ જણાતું નથી પણ તે ગોતીના આદરીઆનને નામે ઓળખાય છે. હાલ શુધી તેના મકાનની મરામત જુદા જુદા સખી મરસથોએ કેટલીકવાર કીધી છે.

(૭૦) એ દરેહમેહેરને ફરીથી શેઠ જીવણજી જામાશજી મીશતરી–શુમારીવાલાએ યજદેજરદી સને ૧૨૬૬ માં રોજ ૯ મો માહા ૯ મા ને દીને રૂ૧૫૦૦૦) ખરચીને નવેશરથી બંધાવી વધારી આપી છે.

(૭૧) મુંબઇના શેઠ હોરમજી વાહાડીઆજીવાળાં આતશબેહેરામના મુતવલીઓને નવસારીના ભગર ઝાથના મોબેદો વચે ખીનાકેશો થવાથી વાહાડીઆજીવાલાઓએ પોતાને લગતા નવસારીના મોબેદોની સગવડ કાજે એક નવી દરેહમેહેર નવસારીમાં બાંધી હતી પણ નવસારીના ભગરીઆ મોબેદોએ ગાયકવાડીમાં ફરીઆદ માંડીને તે દરેહમેહેર ઉઠાવી ઉઠાવી જવાનો હોકમ મેલવવાથી—વાહડીઆજીવાલાઓએ તે દરેમેહેરનાં આતશને શુરત ખાતે બરશનુંમવાલા મોબેદો સાથે પવીતરાઇથી લઇ જઇને તયાંના શેઠ દાદાભાઇ મોદીવાલા આતશબેહેરામનાં મકાનમાં બાંધેલી એક હુલાયદી દરેમેહેરના ગુંબજમાં યજદેજરદી સને ૧૨૬૯ નાં જમશેદી નોરોજને દીને પરઠયા છે.

(૭૨) શુરતમાં બીબીની વાડી આગલ એટલે શેનશાહી આતશબેરાંમની નજદીક શુમારે દોઢસો વરસની પુરાણી દરેમેહેર અનંજુમનની બાંધેલી છે, તેનો ચોકસ દાહાડો વાર મલતો નથી. એ દરેમેહેર અસલ એક મોબેદ ખુરશેદ કાવશને કુરાતક હોવાથી માતર ખરશીની અગીઆરી તરીકે ઓળખાય છે. કેટલાક જરથોસતીઓની મદદથી એક ફંડ ઉભું કરી તેમાં રૂ. ૨૨૦૦) ભરાયા છે, તેમાંથી જેમ તેમ એનો વહીવટ મોબેદ હોરમજી દાદાભાઇ ખરશીના બીજા ટરસટીઓની સાથે ચલાવે છે.

(૭૩) આ સતારાની દાદગાહની દરેહમેહેરનું મકાન ઘણુંજ પુરાણુ થવાથી ઇ. સ. ૧૮૯૨ માં સરકાર તરફથી જમીનનો કટકો મુફત મેલવી તયાં નવું મકાન સતારાની અનજુમને બાંધવાનો ઠરાવ કીધો હતો પણ ફંડ પુરતું નહી ઉઘરાવાથી તેમ થઇ શકયું નહી, તેટલા બાઇ નવાજબાઇ દીનસાહજી ખાને પોતાને ખરચે એક નવું મકાન બંધાવી આપી તેના નીભાવ વગેરે માટે સારી રકમ આપી છે. એ મકાન ઇજાવી રોજ ૨૩ મો માહા ૧૦ મો સને ૧૨૮૦ ને દીને ખુલ્લું મુકી તેમાં આતશ દાદગાહ પરથવામાં આવયા છે.

(૭૪) આ દરેમેહેર અસલમાં યજદેજરદી શને ૧૨૧૪ ના રોજ ૯ મો માહા ૫ મો શેનશાહીને દીને શેઠ બીકાજી તથા પેશતનજી મેહેરજી તથા અનજુમન મલીને બંધાવેલી હતી. તે બીશમાર હાલતમાં આવવાથી યજદેજરદી સને ૧૨૪૮ માં રોજ ૯ મો માહા ૧૨ મો શેનશાહીને દીને અનજુમનને ખરચે નવેસરથી બાંધી છે.



# જરથોસ્તીઓએ બંધાવેલા દુખમાઓ.

---

## મુંબઇ મધેનાં દુખમાંઓ.

| કોણે પરઠેલાં યાને બંધાવેલાં | રોજ. | માહા. | ય. સને |
|---|---|---|---|
| કાવસજી એદલજી બીશની ... ... ... ... ... | ૧૨ | ૮ | ૧૨૧૩ |
| દાદાભાઇ નોશેરવાન (પોતાની વાડીમાં ) (કદમી) ... ... ... | ૧૬ | ૮ | ૧૧૬૭ |
| [આ દોખમું ફકત દાદીશેઠના કુટુંબીઓને માટે છે.] | | | |
| ફરામજી કાવસજી બનાજી (કદમી) ... ... ... ... | ૫ | ૯ | ૧૨૦૧ |
| મનચેરજી જીવણજી રેડીમની [આ દોખમું પોતાનાજ ઉપયોગ સારૂ એવોએ બાંધીયું હતું] | ૩ | ૧૨ | ૧૧૫૫ |
| માણેકજી નવરોજી શેઠના ... ... ... ... ... | ૧૯ | ૧ | ૧૧૨૫ |
| મુંબઇની પારસી પંચાયતે બંધાવેલું ... ... ... ... | ૨૬ | ૭ | ૧૧૪૮ |
| મોદી હીરજીભાઇ વાછાગાંધી ... ... ... ... ... | ૧૯ | ૧ | ૧૦૩૯ |

---

## દેશાવરો ખાતેનાં દુખમાંઓ

| ઠેકાણાં. કોણે પરઠેલાં યાને બંધાવેલાં. | રોજ. | માહા. | ય. સને |
|---|---|---|---|
| અંકલેશર—નરસંગ ધનપાલ (હાંસોટવાલા) .... ... ... | | | |
| ,, પેશતનજી બમનજી વાડીઆ ... ... ... ... | ૧૯ | ૬ | ૧૧૭૯ |
| અજમેર—અનજુમને બંધાવેલું ... ... ... ... | ૨૬ | ૬ | ૧૨૫૭ |
| આબુરોડ—મોટાભાઇ ભી. કંટરાકટર ને અંજુમન મલીને ... ... | ૧ | ૭ | ૧૨૫૮ |
| અમદનગર—અમદનગરની અનજુમને બંધાવેલું ... ... ... | ૧૮ | ૬ | ૧૧૯૬ |
| ,, અંજુમને બંધાવેલું ... ... ... ... | ૧૫ | ૪ | ૧૨૧૧ |
| અમદાવાદ—અમદાવાદની અંજુમને બંધાવેલું ... ... ... | ૨૫ | ૮ | ૧૨૧૨ |
| ,, સર જમશેદજી જીજીભાઇ નાઇટ ... ... ... | ૨૩ | ૮ | ૧૨૧૯ |
| ,, અનજુમને બંધાવેલું ... ... ... ... | ૧૮ | ૬ | ૧૨૩૫ |
| ,, ,, ,, ... ... ... ... | ૧૯ | ૭ | ૧૨૯૦ |
| અમરેલી—અનજુમને બંધાવેલું... ... ... ... ... | ૩૦ | ૬ | ૧૨૨૭ |
| આલપાઇ—નવરોજી કાવસજી નરીએલવાલા ... .... ... | ... | | ... |
| આકોલા—અંજુમનને બંધાવેલું ... ... ... ... | ૩ | ૬ | ૧૨૬૪ |
| ઇગતપુરા—અંજુમને બંધાવેલું ... ... ... ... .. | ૧૬ | ૯ | ૧૨૫૪ |
| ઇંદોર—અનજુમને બંધાવેલું ... ... ... .... ... | ૧૫ | ૬ | ૧૨૬૭ |
| ઉદવારા—ઉદવારાની અનજુમને બંધાવેલું ... ... ... | ૨૪ | ૭ | ૧૦૬૬ |
| ,, પેસતનજી ખરશેદજી મોદી ... ... ... ... | ૨૯ | ૭ | ૧૨૦૦ |
| ઉરન—અનજુમને બંધાવેલું ... ... ... ... ... | ૨૩ | ૪ | ૧૨૭૧ |
| એડન—અનજુમને બંધાવેલું ... ... .... ... ... | ૧૩ | ૧૨ | ૧૨૩૫ |
| ,, મેરવાનજી સોરાબજી ખરેઘાત ... ... ... ... | ૭ | ૭ | ૧૨૧૬ |
| એલાવ—અનજુમને બંધાવેલું ... ... ... ... | ૨૭ | ૭ | ૧૨૬૮ |
| ઓરંગાબાદ—વીકાજી અને પેસતનજી મેરજીભાઇ ... ... ... | ૧૫ | ૪ | ૧૨૧૨ |
| ફરંજ—દીનબાઇ તે પુજીઆજી મનાજીના વીધવા ... ... ... | ૨૪ | ૩ | ૧૧૯૬ |

| ઠેકાણું. કોણે પરકેલા યાને બંધાવેલાં. | રોજ. | માહા. | ય. સને |
|---|---|---|---|
| કરાંચી–હોરમજી દાદાભાઇ ઘડીયાલી | ૩૦ | ૪ | ૧૨૧૭ |
| ,, કરાંચીના અનજુમને બંધાવેલું | ૧૯ | ૫ | ૧૨૪૪ |
| કલકતા–નવરોજી શોરાબજી ઉમરીગર | ૨૭ | ૪ | ૧૧૫૧ |
| ,, કલકતાની અંજુમને બંધાવેલું | ૨૧ | ૭ | ૧૨૮૬ |
| કલીઆણી–નવાજબાઇ તે નશરવાનજી મોદીના વીધવા. | ... | ... | ૧૧૬૦ |
| ,, નવરોજી બાલાભાઇ કલીઆણીવાલા | ૧૫ | ૭ | ૧૨૫૫ |
| કુંડીઆણા–અનજુમને બંધાવેલું | ૬ | ૩ | ૧૨૬૫ |
| ખંબાત–હીરજી આશા | ... | ... | ... |
| ,, પેશતનજી ખરશેદજી મોદી | ૨૯ | ૭ | ૧૧૫૫ |
| ખેરગામ–મોતીબાઇ તે આ૦ બ૦ જ૦ મુલ્લાંના વીધવા. | ૫ | ૯ | ૧૨૫૧ |
| ગંનદેવી–ગનદેવીની અનજુમને બંધાવેલું | ૧૯ | ૧ | ૧૦૯૪ |
| ,, અનજુમને બંધાવેલું | ૪ | ૭ | ૧૧૫૯ |
| ,, જમશેદજી નાનાભાઇ ગજદર–સપલાના | ૧૯ | ૭ | ૧૧૮૬ |
| ,, ગંનદેવી અનજુમને બંધાવેલું | ૨૦ | ૭ | ૧૨૩૯ |
| ચીકલી–અંજુમને બંધાવેલું | ૧૩ | ૬ | ૧૨૪૨ |
| જાલના–અનજુમને બંધાવેલું | ૪ | ૮ | ૧૨૪૦ |
| તવરી–અનજુમને બંધાવેલું | ૨૯ | ૭ | ૧૨૩૩ |
| તારાપોર–દોરાબજી ફરદુનજી લશકરી [આ દોખમું ફાટી જવાથી પડત પડયું છે.] | ... | | ... |
| ,, અંજુમને બંધાવેલું | ૨૭ | ૬ | ૧૨૩૫ |
| થાણા–કાવસજી તથા દોરાબજી રૂશતમજી પટેલ | ... | | ૧૧૪૯ |
| ,, રૂશતમજી કાવસજી પટેલ | ૧૯ | ૭ | ૧૨૧૨ |
| દમણ–માણેકબાઇ તે જમશેદજી બેરાંમજી લશ્કરીના વીધવા | ૧૩ | ૮ | ૧૨૦૧ |
| દવીએર–અનજુમને બંધાવેલું | ૧૩ | ૪ | ૧૨૦૮ |
| દીવ–જાહાંગીરજી નશરવાનજી વાડીઆજી | ૧૧ | ૬ | ૧૨૦૨ |
| દીશા–અનજુમને બંધાવેલું | ... | | ... |
| દેવલાલી–બેરાંમજી નાનાભાઇ મીસ્તરી | ... | | ૧૨૪૯ |
| ,, અંનજુમને બંધાવેલું | ૧૯ | ૩ | ૧૨૭૭ |
| નવસારી–માણેક ચાંગા આશા | ... | | ૯૭૦ |
| ,, માણેકજી નવરોજી શેઠના | ૧૧ | ૪ | ૧૧૧૬ |
| ,, હોરમજી મનચેરજી કેરાવાળા (ભાભા) | ૪ | ૬ | ૧૧૯૨ |
| ,, નસરવાનજી રતનજી તાતા | ૨૦ | ૬ | ૧૨૪૭ |
| નારગોળ–માણેકજી નવરોજી શેઠના | ... | | ૧૧૧૫ |
| ,, મનચેરજી ખરશેદજી શેઠના | ... | | ૧૧૩૬ |
| ,, અનજુમને બંધાવેલું | ૧૫ | ૫ | ૧૨૫૭ |
| પુણા–સોરાબજી રતનજી પટેલ | ૨૯ | ૭ | ૧૧૯૪ |
| ,, પુણાની અનજુમને બંધાવેલું | ૩૦ | ૭ | ૧૨૦૪ |
| પારડી–અનજુમને બંધાવેલું | ૨૦ | ૫ | ૧૨૫૦ |
| બડનેરા–અનજુમને બંધાવેલું | ૬ | ૭ | ૧૨૬૨ |
| બાલાપુર–વીકાજી તથા પેસતનજી મેરજીભાઇ (હાલમાં મોજુદ નથી). | ૨૮ | ૭ | ૧૧૦૯ |
| બીલીમોરા–રૂસ્તમજી બમનજી બાટલીવાલાના ધણીઆણી | ૬ | ૩ | ૧૧૭૧ |

પેશોતનજી ધનજીશાહ પટેલ, ૧૯૦૭
પેશતનજી પીરોજશાહ ડાકટર, ૧૯૧૨
પેશતનજી સોરાબજી કોટવાલ, ૧૮૯૯
પેસતનજી એચ. જે. રૂસતમજી, ૧૮૯૬
પીરોજશાહ નશરવાનજી દારૂવાળા, ૧૯૧૧
પીરોજશાહ બેરામજી મલબારી, ૧૮૯૯
ફરદુનજી દાદાભાઈ મુલ્લાં, ૧૯૧૫
ફરદુનજી પેસતનજી જા. તાલયારખાન, ૧૮૯૪
ફરેદુન પીરોજ તારાપોર, ૧૯૧૩
ફરદુનજી બરજોરજી મોતીવાલા, ૧૯૦૬
ફરદુનજી સોરાબજી જા. તાલયારખાન, ૧૮૯૪
ફરામજી પેસતનજી ડાકટર, ૧૮૯૧
ફરામરોજ મનચેરજી દાદીના, ૧૮૯૪
ફરામરોજ રતનજી બમનજી, ૧૯૦૩
ફરામરોજ એમ. શેઠના, ૧૮૯૩
ફીરોઝ જીજીભાઇ, ૧૯૧૮
ફીરોઝ દોરાબજી ગોળવાળા, ૧૯૧૨
ફીરોજશાહ બેજનજી વાચ્છા, (એડવોકેટ)૧૯૧૩
ફીરોજશાહ રતનજી માણવાલા, ૧૮૯૫
ફીરોજશાહ હોરમજી જડજ, ૧૯૧૨
બમનજી કાવસજી કેપટન, ૧૮૯૧
બમનજી જમશેદજી વાહાડયા, ૧૯૦૬
બમનજી ડોસાભાઈ આલબલેસ, ૧૯૧૪
બમનજી રતનજી બમનજી દુબાશ, ૧૮૯૪
બરજોરજી જમશેદજી અરદેશર દલાલ, ૧૮૯૪
બાપુજી દોરાબજી વાછા, ૧૯૦૫
બેરામજી રૂસતમજી મેહેતા, ૧૮૯૯
ભીખાજી બેરામજી કાંગા, ૧૯૦૮
મનચેરજી ખરશેદજી લાલકાકા, ૧૮૯૨
મનચેરજી દાદાભાઇ દાદીશેઠ, ૧૮૮૩
સર મનચેરજી મે. ભાવનગરી, ૧૮૮૫
મરઝબાન મનચેરજી મરઝબાન, ૧૮૯૪
માણેકજી પેસતનજી મોદી, ૧૮૯૨
સર માણેકજી બેરામજી દાદાભાઇ, ૧૮૮૭
માણેકજી રૂસતમજી મેહેતા, ૧૮૯૫
મીનોચેહર જમશેદજી દસ્તુર, ૧૯૧૨
મેરવાનજી કાવસજી શેઠ, ૧૯૧૧
મેરવાનજી જમશેદજી આંટીયા, ૧૯૧૪
મેરવાનજી રૂસતમજી બાઇશ, ૧૮૯૯
મેરવાનજી હોરમસજી હકીમ, ૧૯૧૦
રતનજી સોરાબજી દાદાચાનજી, ૧૯૧૨
રૂસતમજી ખરશેદજી તારાચંદ, ૧૯૦૦
રૂસતમજી જીવણજી જમશેદજી મોદી, ૧૯૦૮
રૂસતમજી ડોસાભાઇ ન. વહાડયા, ૧૮૯૯
રૂસતમજી દીનશાહ બાટલીવાલા, ૧૯૧૦
રૂસતમજી ધનજીભાઇ શેઠના, ૧૮૮૪
રૂસતમજી પેશતનજી થાનેવાલા, ૧૯૧૫
રૂસતમજી પેસતનજી વેલેસ, ૧૯૧૭
રૂસતમજી ફરામજી બહાદુરજી, ૧૮૯૫
રૂસતમજી એ. સોનાવાલા, ૧૮૯૦
રૂસતમજી બેરામજી કોલાબાવાલા, ૧૮૮૮
રૂસતમજી મેરવાનજી આલપાઇવાલા, ૧૯૧૨
રૂસતમજી સોરાબજી દાંતરા, ૧૮૯૬
રૂસતમજી સોરાબજી બીલીમોરીયા, ૧૯૧૧
વીકાજી ફરદુનજી તારાપોરવાલા, ૧૯૦૬
વીકાજી એફ. વીકાજી, ૧૯૧૭
શપલ મનચેરશાહ ચોઠયા, ૧૯૧૪
શીયાવક્ષ આદરજી ધોબીવાલા, ૧૯૦૭
શીયાવક્ષ કેખશરૂ એનજીનીયર, ૧૯૧૬
શીયાવક્ષ રૂસતમજી માસ્તર, ૧૮૯૧
સોરાબજી આદરજી દલાલ, ૧૯૦૮
સોરાબજી ખરશેદજી દસ્તુર, ૧૯૧૨
સોરાબજી દાદાભાઇ ભેદવાર, ૧૯૦૯
સોરાબજી પેસતનજી વેલેસ, ૧૯૨૨
સોરાબજી બેહેરામજી બનાજી, ૧૯૧૦
સોરાબજી માણેકજી, ૧૯૧૨
સોરાબજી રૂસતમજી દાવર, ૧૯૧૦
સોરાબજી લીમજીભાઇ દાવર, ૧૯૦૯
શાપુરજી જમશેદજી શાપુરજી, ૧૯૧૧
સર હોરમજી અરદેશર વહાડયા, ૧૮૭૦
હોરમજી અરદેશર વકીલ, ૧૯૧૦
હોમી જાહંગીર રૂસતમજી, ૧૯૧૯
હોરમજી પી. મોદી, (એડવોકેટ) ૧૯૧૦
હોમી બમનજી મોટાફરામ, ૧૯૧૫
હોરમજી મનચેરશા મહેતા, ૧૯૦૯
હોરમજી સોરાબજી કેપટન, ૧૯૧૦
હોરમજી લસ્કરી, ૧૮૯૨ [વોકેટ)
હોરમઝદીઆર કુંવરજી કોહયાજી, ૧૯૦૮(એડ
હોરમઝદીઆર ફીરોઝ હોશંગ દસ્તુર, ૧૯૧૧
હીરજીભાઇ હોરમજી હી. વહાડયા, ૧૮૯૯

# પોસ્ટ ખાતાંને લગતી જાણવાજોગ વીગતો.



હીંદુસ્તાનમાં પોસ્ટ કારડો, કાગલો, બુક પોસ્ટથી ચોપડીઓ, સેમપલો, તથા રેજીસ્ટર કરેલાં વરતમાનપત્રો, અને પારસલો ઉપર મશાતાં સ્ટાંપનો દર નીચે પ્રમાણે છે:—

**પોસ્ટ કારડ.***

| | |
|---|---|
| એકવડો ... ... | ૨ દોહોડયાં |
| જવાબ સાથનો... ... | ૪ દોહોડયાં |

**કાગલો.**

| | |
|---|---|
| અઢી તોલા સુધી વજનના | ૧ આનો. |
| અઢી તોલા ઉપરાંત બીજા દરેક અઢી તોલા અથવા તેની અંદરના વજન માટે વધુ... ... | ૧ આનો. |

**રેજીસ્ટર કરેલા વરતમાનપત્રો.**

| | |
|---|---|
| આઠ તોલા સુધી ... .... | ૧ દોહોડયું |
| આઠથી વધુ અને વીસ તોલા સુધી | ૨ દોહોડયાં |
| તે ઉપરાંત દર વીસ તોલા દીઠ | ૨ દોહોડયાં |

**બુક પોસ્ટથી ચોપડી, ચોપાન્યાં અને નમુના મોકલવા માટે.**

દરેક પાંચ તોલા અથવા તેની અંદરના વજન માટે ... ... ... ૨ દોહોડયાં.

બુકપોસ્ટ કરવામાં આવેલા પેકેટની સાઇઝ બે ફુટ લાંબી અને એક ફુટ પોહોળી તથા એક ફુટ ઉંડી હોવી જોઇશે એથી વધારે મોટી સાઇઝમાં લેવામાં આવશે નહીં.

**પારસલો.**

| | |
|---|---|
| વીસ તોલા સુધી ... ... ... ... ... ... ... | ૨ આના |
| વીસ તોલાથી વધુ અને ચાલીસ તોલા સુધી ... ... ... ... | ૩ આના |

તે ઉપરાંતના દર ચાલીસ તોલા માટે ૩ આના વધુ પડશે તે ૪૪૦ તોલા સુધી અને

૪૪૦ તોલાના વજનના પારસલના થશે ... ... ... ... રૂ ૨–૧–૦

૪૪૦ તોલા અથવા તેથી ઓછા વજનના કોઇપણ પારસલને રેજીસ્ટર કરાવવાની ફી આના ૨

૪૪૦ તોલાથી વધુ તે ૮૦૦ તોલાજ સુધીના પારસલો લેવામાં આવશે અને એથી વધુ વજનના પારસલો સવીકારવામાં આવશે નહીં પણ ૪૪૦ તોલાથી વધુ વજનનું દરેક પારસલ તેમજ વીમો ઉતારેલું પારસલ ફરજ્યાત રેજીસ્ટર કરાવવુંજ જોઇશે અને તે માટે બે આના વધુ થશે. પારસલો માટે લવાજમ આંગ ઉપર ભરવો જોઇશે.

૪૪૦ તોલાથી ૪૮૦ તોલા સુધીના વજનના પારસલના રૂ૩ અને તે ઉપરાંત દર ચાલીશ તોલાના ૪ આના વધુ પડશે તે ૮૦૦ તોલા સુધી અને ૮૦૦ તોલાના પારસલના રૂ૫) પાંચ પડશે.

કાગલો, પોસ્ટ કારડો, બુક પોસ્ટ, સેમપલો અને પારસલ રેજીસ્ટર કરવાની ફી ૨ આના વધુ પડશે અને રેજીસ્ટર કરેલી દરેક ચીજ માટે પોસ્ટ કરવાના ખરચના તથા રેજીસ્ટર કરવાની ફીના પઇસા આગળથી આંગ ઉપરજ ભરવા જોઇશે અને લેનાર ધણીએ સહી કરી આપયા પછી તે ચીજ લેનાર ધણીને આપવામાં આવશે.

રેજીસ્ટર કરેલી દરેક ચીજ હીંદુસ્તાનમાં જે ધણી ઉપર મોકલવી હોય, અને તેના હાથની સહી પોંહોચ તરીકે મોકલનાર ધણીને જોઇતી હોય તો એક આનો વધારે પડે છે.

જે કાગલ, પેકેટ યા ખાનગી બનાવટના પોસ્ટ કારડ ઉપર લવાજમ આગલથીજ સુદલજ ભરયો નહી હશે તો તે માટે બેવડો લવાજમ લેવામાં આવશે, તથા અધુરો ભરયો હશે તો અધુરી રકમ બેવડી માંગવામાં આવશે.

## ખાનગી બનાવટના ટપાલના પોસ્ટ કારડો.

* ખાનગી બનાવટનાં સીંગલ તથા રીપ્લાઇ પોસ્ટ કારડની સરનામાવાળી બાજુએ જે કાંઈ લખાણ, જાહેર ખબર વગેરે મુકવું હોય તે સરનામાવાળી બાજુના ફક્ત ડાબા હાથપરના અરધા ભાગપર હોવું જોઇએ તથા માલેકના નામ અને સરનામાં શીવાય જમણા હાથ પરના અરધા ભાગપર કંઇ પણ લખેલું છાપેલું અથવા બીજી રીતે દરશાવેલું હોવું જોઇએ નહી. એવા કારડની સરનામાવાળી બાજુનો જો લખાણ વગેરે માટે ઉપયોગ કરવો હોય તો તે બાજુનો એક ઉભી લીટી દોરી એવી રીતે વીભાગ કરવો કે લીટીની જમણી બાજુએ આખી જગાનો ઓછામાં ઓછો અરધો ભાગ રહે. ખાનગી બનાવટના પોસ્ટ કારડો વધુમાં વધુ સાડાપાંચ ઈંચ લાંબા અને સાડાત્રણ ઇંચ પોહલા અને કમીમાંકમી પોણા પાંચ ઇંચ લાંબા અને ત્રણ ઈંચ પોહલા સાઇઝમાં હોવા જોઇએ અને તે ટીકીટવાલા કારડો જેટલાજ જાડા હોવા જોઇએ.

---

## ટપાલની ટીકીટો, પોસ્ટ કારડો, પરબીડાંઓ તથા રેપરો નીચલા ભાવે વેચવામાં આવે છે.

### ટીકીટો.

૦|, ૦||, ૦||| આનો, ૧ આનો, ૧|| આનો, ૨ આના, ૨|| આના, ૩ આના, ૪ આના ૬ આના, ૮ આના, ૧૨ આના તથા રૂ૧, રૂ૨, રૂ૫, રૂ૧૦, રૂ૧૫, અને રૂ૨૫.

**ઉપલી બધી જાતની છુટી ટીકીટો ઉપર જણાવવામાં આવેલા ભાવેજ વેચવામાં આવે છે.**

પઇસા મલ્યા બદલની રસીદ ઉપર તેમજ બીલો ઉપર મારવા માટે અરધા આનાવાલી અને એક આનાવાલી પોસ્ટની ટીકીટોનો ઉપયોગ કરવામાં આવે છે.

### પોસ્ટ કારડો.

ટીકીટવાલા સીંગલ પોસ્ટ કારડો (પ||×૩|| ઇંચની સાઇઝના) હીંદુસતાનમાં વાપરવા માટે ... ... ... ... ... ... ૬ પાઇ

રીપલાઇ ટીકીટવાલા દબલ પોસ્ટ કારડો ... ... ... ... ૧૨ પાઇ

ઇનટરનેશનલ ટીકીટવાલા સીંગલ પોસ્ટ કારડો (પ||×૩|| ઇંચની સાઇઝના) હીંદુસ્તાનની બહારના યુરોપ વગેરેના ફોરેન દેશાવરો ખાતે વાપરવા માટે ... ૧ આનો ૬ પાઇ

રીપલાઇ ટીકીટવાલા દબલ પોસ્ટ કારડો (૪|||×૩|| ઇંચની સાઇઝના) ૩ આના

ઉપલા પોસ્ટ કારડો તેની ઉપર છાપેલી કીંમતેજ વેચવામાં આવે છે.

### પરબીડાંઓ તથા રેપરો.

**એક આનાવાળા કમરસીયલ પરબીડાં (૬×૩|| ઇંચની સાઇઝના)**

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧ | પરબીડાંના | ... | આ. | ૧ | પાઈ | ૨ |
| ૨ | ,, | ... | ,, | ૨ | ,, | ૪ |
| ૩ | ,, | ... | ,, | ૩ | ,, | ૬ |
| ૪ | ,, | ... | ,, | ૪ | ,, | ૬ |
| ૫ | ,, | ... | ,, | ૫ | ,, | ૬ |
| ૨૦ | ,, | રૂ ૧ | ,, | ૬ | ,, | ૦ |

**એક આનાવાળા જાડાં ચોરસ પરબીડાં (૪|||×૩||| ઇંચની સાઇઝના)**

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧ | પરબીડાંના | ... | આ. | ૧ | પાઇ | ૩ |
| ૨ | ,, | ... | ,, | ૨ | ,, | ૬ |
| ૩ | ,, | ... | ,, | ૩ | ,, | ૯ |
| ૪ | ,, | ... | ,, | ૫ | ,, | ૦ |
| ૫ | ,, | ... | ,, | ૬ | ,, | ૦ |
| ૨૦ | ,, | રૂ ૧ | ,, | ૮ | ,, | |

## એક આનાવાલા લંબ ચોરસ પરબીડાંઓ (૪။×૨။ ઇંચની સાઇઝના) એક આનાને ભાવેજ મલશે.

### બે આનાવાલાં ચોરસ પરબીડાં.

| | આ. | પાઈ. |
|---|---|---|
| ૧ પરબીડાંના ... ... | ૨ | ૨ |
| ૫ પરબીડાંના ... ... | ૧૦ | ૬ |
| ૨૦ પરબીડાંના ... ૩૨ | ૧૦ | ૦ |

### રેજીસ્ટર ટીકીટવાલાં નાના પરબીડાં (૫။×૩။ ઇંચની સાઇઝના)

| | આ. | પાઈ |
|---|---|---|
| ૧૬ થી ઓછી સંખયા માટે દર પરબીડાં દીઠ ... ... | ૩ | ૦ |
| ૧૬ પરબીડાના દર પેકેટ દીઠ ૩૩ | ૦ | ૦ |

### રેજીસ્ટર ટીકીટાવાળાં મોટાં પરબીડાં (૧૦×૪। ઇંચની સાઇઝના)

| | આ. | પાઇ. |
|---|---|---|
| ૮ થી ઓછી સંખ્યા માટે દર પરબીડા દીઠ ... ... | ૩ | ૬ |
| ૮ પરબીડાના પેકેટ દીઠ ૩૧-૧૨ | | ૦ |

### અરધા આનાવાળી ટીકીટવાલા રેપરો.

૬ થી ઓછી સંખયા માટે દર રેપર દીઠ પઇ ૭

૬ રેપરના દર પેકેટ દીઠ ... આ. ૩ પઇ ૬

### એક આનાવાળી ટીકીટનાં રેપરો.

૬ થી ઓછી સંખ્યા માટે દર રેપર દીઠ આ૧પૈ૧

૬ રેપરના દર પેકેટ દીઠ ... આ. ૬ પઇ ૬

## ચીજો પોસ્ટ કરયા બદલની સરટીફીકેટ.

પોરટ મારફતે જતી જે ચીજ માટે પોસ્ટ ઓફીસ તરફથી રશીદ આપવામાં આવતી નથી એવી દરેક ચીજ પોસ્ટ કરયા બદલનું સરટીફીકેટ મળી શકે છે કે તે ચીજ પોસ્ટ ઓફીસમાં બરાબર નાખવામાં આવી છે. એ સરટીફીકેટ કાગલના કટકાપર યા ચોપડીમાં સહીથી લખી જે ચીજ પોસ્ટ કરવાની હોય તેની સાથે પોસ્ટ ઓફીસમાં રજુ કરવું. જે ચીજો માટે સરટીફીકેટ જોઇતું હોય તે ઉપરના શરનામાની બરાબર નકલ તેમાં હોવી જોઇએ અને જેટલી ચીજો બદલ સરટીફીકેટ જોઇતી હોય તે ચીજોની સંખ્યા શબદોમાં સરટીફીકેટની નીચે લખવી અને તે ઉપર નીચે મુજબ ટીકીટ મારવી:—(૧) રજીસ્ટર નહીં કરાવેલી બેંગી માટે એકીજ વખતે પોસ્ટ કરવા સારૂ એમાંની કોઇ પણ જાતની દરેક છ અથવા તેથી ઓછી ચીજોને માટે ૦। આનો, (૨) રજીસ્ટર નહીં કરાવેલા કાગળ, પોસ્ટ કારડ, બુક પેકેટ, (રેજીસ્ટર નયુસ પેપર સુધ્ધા) અને નમુનાના પેકેટ માટે એકીજ વખતે પોસ્ટ કરવા માટે એમાંની કોઇ પણ જાતની દરેક ત્રણ અથવા તેથી ઓછી ચીજને માટે ૦। આનો. ઉપર જણાવેલી બેઉ જાતની ચીજો માટે દરેકની અકેકી જુદી જુદી સરટીફીકેટ રજુ કરવી જોઇશે અને તે સરટીફીકેટ ઉપર "બેંગી પોસ્ટ કરયા બદલનું સરટીફીકેટ" અથવા "કાગળ પોસ્ટ કરયા બદલનું સરટીફીકેટ" એ પ્રમાણે જે જોઇતું હોય તે મથાળું લખી રજુ કરવાં. દરેક સરટીફીકેટમાં કેટલી આઇટમ છે તે હેઠે લખવી તેમજ એકજ સરટીફીકેટમાં છ ચીજોના નામોજ લખવા દેવામાં આવશે. પોસ્ટ ઓફીસ ટીકીટ અથવા ટીકીટો રદ કરી સરટીફીકેટ ઉપર તારીખની છાપ મારી જે ધણીએ રજુ કરયું હશે તેને પાછું આપશે.

---

## સાધારણ સ્થાનીક મની ઓરડર તથા વેલ્યુ પેએબલ પોસ્ટથી જણસો મોકલવા માટેની સરકારની હકસાઇ.

હીંદુસ્તાનમાં એક ઠેકાણેથી બીજે ઠેકાણે ટપાલ મારફતે મનીઓરડરથી નાણું વાલવા તથા વેલ્યુ પેએબલ પોસ્ટથી જણસો મોકલવા માટે નીચલા ભાવે કમીશન લેવામાં આવે છે.

દશ રૂપયા સુધી ... ... ૨ આના | દશથી વધુ અને પચીસ રૂપયા સુધી ૪ આના

રૂ ૨૫ થી વધુ રકમોના ઓરડરો ઉપર કમીશન લેતા દર રૂપયા પચીસની આખી રકમ દીઠ ચાર આના ગણવામાં આવે છે પણ દશ રૂપયાથી ઓછી હોય તો તે ઉપર બે આના લેવામ આવે છે. એકજ મની ઓરડરમાં ૩૬૦૦ થી વધુ રૂપયા લેવામાં આવતા નથી.

**વેલ્યુ પેએબલ પોસ્ટ મારફતથી** ફક્ત રેજીસ્ટર કરેલાજ પારસલો, કાગળો, બુક પેકેટો, વગેરે જે ધણીને પોંહોચાડી તેની પાસેથી તેનાં નાણું મેળવવાં હોય તો તે ઉઘરાવી આપવાનું કામ પોસ્ટ ખાતું બજાવે છે. હીંદમાં રૂ૧૦૦૦ સુધીની મોકલવાની વસ્તુ ઉપર તેને જોઈતી ટપાલની ટીકીટ લગાડ્યા પછી અને તેની જેટલી કીંમત વસુલ કરવી હોય તેના આંકડા સાથે ટપાલ ખાતાંને સ્વાધીન કરયા બાદ, ટપાલ ખાતું તે વસ્તુ તે ધણીને પોંચાડી આંકડા પ્રમાણે તેની પાસેથી પઇસા વસુલ કરે છે અને તે પઈસા તે વસતુ મોકલનાર આસામીને લાવી આપે છે, અને તેના ઉપર પોસટ ખાતું કમીશન લે છે. તે કમીશનનો દર ઉપર જણાવવા મુજબ મનીઓરડરના કમીશનના દરની બરાબરજ છે અને એ કમીશનના જેટલા પઇસા થાય તેટલી કીંમતની વધુ પોસટની ટીકીટો મોકલવાની વસતુ ઉપરજ મારવી જોઈશે. જો મોકલેલી વસતુ લેનાર ધણી નહીં રાખે તો તે મોકલનાર ધણીને પાછી પુગાડમાં આવે છે, અને તે માટે કશું દામ લેવાતું નથી પણ તેના ઉપર ટપાલનો જે દર ભરયો હોય તે રદ થાય છે. વેલ્યુ પેએબલ માટે કાંઇબી દાવો કરવો હોય તો તે મોકલ્યાની તારીખથી ૬ મહીનાની અંદર કરવો જોઇએ, પોસ્ટ ઓફીસ એ પછી કોઇબી રીતે જોખમદાર રહેતી નથી. વેલ્યુ પેએબલ માટે કાંઇબી ફરીયાદ પોસ્ટ હાફીસમાં કરતી વખતે તે માટે લખેલા કાગળ ઉપર એક આનાની ટીકીટ મારી તે કાગલ પોસટ હાફીસમાં આપવું જોઇસે

**વેલ્યુ પેએબલ ટપાલ મારફતે** મોકલવાની રૂ. ૪૦૦ સુધીની ઈંગલંડ માટેની અને ૩૬૦૦ સુધીની બીજા દેશો માટેની ચીજો નીચે મુજબ હવેથી સવીકારવામાં આવશે. ઈંગલંડ માટે રેજીસ્ટર કીધેલાં પારસલો, સીલોન, પોરચુગીઝ હીંદ, સેશેલીસ, સોમાલી લેંડ પ્રોટેકટોરેટ અને સ્ટેટસ સંસ્થાન માટે રેજીસ્ટરડ પારસલો, રેજીસટર પત્રો અને રેજીસટર બુક પેકેટો.

**તાર મારફતે મોકલવાના મનીઆરડર માટે તારના સંદેશાનો તથા હકસાઈનો દર.**

હીંદુસ્તાનમાં એક ઠેકાણેથી બીજે ઠેકાણે તાર મારફતે મોકલવામાં આવતો મનીઓરડર જેટલી રકમનો હોય તેટલી રકમ ઉપરનું કમીશન એક સાધારણ સ્થાનીક મનીઓરડરનું જે કમીશન હોય (ઉપર જણાવવા મુજબ) તે પરમાણે લેવામાં આવે છે. તે ઉપરાંત તારનો વધુ લવાજમ બી લેવામાં આવશે. તે એમ કે તારના સંદેશામાં જેટલા શબ્દો મોકલવા લખ્યા હોય તેટલા શબ્દો ગણીને જો તારનો સંદેશો એક્ષપરેસ હોય તો તેના હીસાબે અને ઓરડીનરી હોય તો તે પરમાણે લવાજમ લેવામાં આવે છે.

ઉપલા તારના સંદેશામાં મની ઓરડર મોકલનાર આસામી પોતા તરફનો ખાનગી સંદેશો પણ તેવા તારમાં ઉમેરી શકશે અને તેવા વધારાના શબ્દો માટે તે એક્ષપરેસ તાર હોય તો શબ્દ દીઠ બે આના અને ઓરડીનરી હોય તો શબ્દ દીઠ એક આનાનો વધારાનો દર લેવામાં આવે છે.

---

## વીમા માટે પોસ્ટ ખાતાની હકસાઈ.

રેજીસ્ટર કરેલાં કાગળો, વેલ્યુ પેએબલ રેજીસ્ટર કાગલો, રેજીસ્ટર કરેલા પારસલો અને વેલ્યુ પેએબલ રેજીસ્ટર પારસલો માટે બાંચ પોસ્ટ ઓફીસ ખાતે રૂ. ૬૦૦ ની કીંમત સુધીનો અને બીજી મોટી પોસ્ટ ઓફીસો ખાતે રૂ ૨૦૦૦ની કીંમત સુધીનો વીમો ઉતારી શકાય છે. પોસ્ટેજ અને રેજીસ્ટરેશનની ફી ઉપરાંત વીમા માટે નીચે મુજબ હકસાઇ લેવામાં આવે છે:—

રૂપયા ૫૦ સુધીની કીંમતની જણસ માટે ૧ આનો

તે ઉપરાંત દર રૂપીઆ ૫૦ સુધીની કીંમતની જણસ માટે એક આનો વધુ પડશે.

પોસ્ટ હાફીસ મારફતે જે ચીજો રવાના કરવામાં આવી હશે તેનો વીમો પુરેપુરી રકમનો ઉતરાવયો હશે તોજ પોસ્ટ હાફીસમાંથી તે ચીજ ખોવાઈ જશે તો તેના નાણું પુરેપુરા આપવામાં આવશે.

**નોટ**—કોઇપણ પરબીડાં કે બેંગીમાં શરકારી ચલણી નોટ અથવા સીક્કા કે રોકડ નાણું હોય ત્યારે તેનો વીમો ઉતરાવવોજ જોઇએ એમ ઠરાવવામાં આવ્યું છે. વીમા વગરના કોઇ કાગળ કે બેંગીમાં ચલણી નોટ કે નાણું જણાશે તો તે સ્વીકારવામાં આવશે નહીં અને સ્વીકારવામાં આવ્યા પછી જણાશે તો તે મોકલનારને પાછું વાળવામાં આવશે અથવા તો શરનામાંના મથકે મોકલી એક રૂપ્યા જેટલો ખાસ લવાજમ લઇને પછી તે ડીલીવર કરવામાં આવશે.

## હીંદની બાહેરના અંગરેજી શેહેનશાહતના બીજા ભાગો સાથનો ટપાલનો દર.

યુનીવરસલ પોસ્ટેજ યુનીયનમાં અંગ્રેજી શેહેનસાત સાથે યુરોપના જે દેશો જોડાયલા છે તેની સાથેનો પોસ્ટેજનો દર નીચે મુજબ છે

**કાગળો.**

| | |
|---|---|
| દર એક આઉંસ સુધી ... ... | બે આના |
| તે ઉપરાંત દર એક આંઉસ માટે | ૧।। આનો |

**પોસ્ટ કારડ.**

| | |
|---|---|
| એકવડો ... ... ... ... | ૧।। આનો |
| જવાબ સાથે... ... ... ... | ૩ આના |

**વરતમાન પત્રો ચોપડી વગેરે.**

| | |
|---|---|
| દર બે આઉંસ માટે... ... ... | ૦।। આનો |

**કાયદાના અને વેપારી દસ્તાવેજો.**

| | |
|---|---|
| દસ આઉંસ સુધી ... ... | ૩ આના |
| તે ઉપરાંત દર ત્રણ આઉંસ માટે | ૦।। આનો |

**નમુના.**

| | |
|---|---|
| ચાર આઉંસ સુધી ... ... | ૧ આનો |
| તે ઉપરાંત દર બે આઉંસ માટે ... | ૦।। આનો |

## બીજા પરદેશો સાથનો ટપાલનો દર.

અંગરેજી શેહેનશાહતના જુદા જુદા ભાગો વચ્ચેનો ટપાલનો દર માત્ર એકજ બાબતમાં બીજા પરદેશો માટેના ટપાલના દરથી જુદો પડે છે, અને તે કાગજના દરની બાબતમાં છે, પરદેશો ખાતે મોકલવાના કાગજો માટે દર એક આઉંસ દીઠ ત્રણ આના અને એક આઉંસ ઉપરાંતનાં દર આઉંસ માટે દોઢ આનો લેવામાં આવે છે.

**એડન, સીલોન તથા પોરટુગીઝ હીંદુસતાન** માટેનો ટપાલનો દર સ્થાનીક ટપાલના દર જેટલો રાખવામાં આવ્યો છે.

**વેલાત મોકલવાના** કાગળો, પોસ્ટ કારડો અથવા પેકેટો રેજીસ્ટર કરવાની ફીના ૩ આના વધુ પડશે તથા રેજીસ્ટર કરેલી દરેક ચીજ જે ધણી ઉપર મોકલી હોય અને તેના હાથની પોંહચ મોકલનારને જોઇતી હોય તો બીજા વધુ ત્રણ આના પડે છે.

પાંચ પાઉન્ડ સુધીના વીમાની હકસાઇ ત્રણ આના લેવામાં આવે છે અને એ ઉપરાંત દરેક ૫ પાઉન્ડ યા તેની અંદરની રકમ માટે ત્રણ આના વધુ લેવામાં આવશે.

**બ્રીટીશ પોસટલ ઓરડરો**—૬ પેની, ૧ શીલીંગ, ૧ શી. ૬ પે., ૨ શી. અને એ પ્રમાણે ૨૦ શી. સુધી દરેક વધુ ૬ પે.ની કીંમતના તેમજ ૨૧ શીલીંગની કીંમતના પોસ્ટલ ઓરડરો એકસચેંજના ભાવ પ્રમાણે કીંમત લઇ તે ઉપરાંત થોડી હકસાઇ લઈ પોસ્ટ ઓફીસમાં વેચાય છે. ૨ શી. ૬ પે. થી વધુ નહી એવી કીંમતના ઓરડરની હકસાઇ એક આનો, ૩ શી. થી ૧૫ શી. સુધીના ઓરડરની હકસાઇ દોઢ આનો અને ૧૫ શી. થી વધુ કીંમતના ઓરડરની હકસાઇ બે આના લેવામાં આવે છે. બ્રીટીશ પોસ્ટલ ઓરડરના નાણું યુનાઇટેડ કીંગડમમાં તથા બીજા સંસ્થાનો અને બ્રીટીસ પોસ્ટ ઓફીસ એજંસીઓમાંજ તેમજ હીંદુસ્થાનમાં પણ અપાય છે.

**હીંદી ચલણમાં મનીઆરડરો** નીચલા દેશો ખાતે મોકલી શકાય છે:—બ્રીટીસ ઇસ્ટ આફ્રીકા, બ્રીટીશ નોરથ બોરનીઓ, સીલોન, કોરયાના કેટલાક ભાગ, ફોરમોસાના કેટલાક ભાગ, જરમન ઇસ્ટ આફ્રીકા, હાંગકાંગમાંની બ્રીટીશ આફીસો, જેપાન, લેબોઆન, મોરીશીયસ, સેશેલ્સ, સ્ટેટસના સંસ્થાનો, જંઝીબાર, પોરટુગીઝ હીંદુસ્તાન, ચમ્બા ફરીદકોટ, ગોવાલીયર, ઝીંદ, નાભા અને પતીઆલા.

## વીજલીક તારને લગતી જાણવાજોગ વીગતો.

સરવે તારો " સ્ટાનડરડ " વખત પ્રમાણે નોંધી લીધામાં આવશે, જે વખત હીંદમાં ગ્રીનીચના વખત કરતાં સાડા પાંચ કલાક આગળ, તથા મદરાસ વખત કરતાં નવ મીનીટ આગળ છે. બરમાંહમાં ગ્રીનીચના વખત કરતાં સાડા છ કલાક આગળ અને હીંદના 'સ્ટાનડરડ' વખત કરતાં એક કલાક આગળ છે.

તાર અંગરેજી કે દેશી, કોઇપણ ભાષામાં મોકલી શકાય છે પણ તેનું લખાણ તો ઇંગ્રેજી અક્ષરોએજ કરવું જોઇએ. તાર બહુજ ખોલાં અક્ષરે લખવો જોઇએ, કે જેથી ભુલચુક થવાનો સંભવ રહે નહી. તાર મેલવામાં કાંઇપણ ભુલચુક, ઢીલ વગેરે તાર ખાતું વટીક કરે તો તેનો જોખમ લેનાર તથા મોકલનારનેજ માથે છે. જે મથક ખાતે તાર મુકયો હોય ત્યાંની તાર ઓફીસમાંથી પાંચ માઈલ સુધીની હદમાં સઘળા સંદેશા તાર ખાતું પોતાનાં માણસ જોડે પોંહોંચાડી આપે છે પણ તેથી દુરની હદનાં સંદેશા ટપાલ મારફતે મોકલે છે. તેવા દુરની જગાએ મોકલેલા "એક્ષપ્રેસ" અથવા "ઓરડીનરી" સંદેશા, જો મોકલનાર તેને લગતો ખરચ આપે તો, તાર ખાતું ખાસ ખેપીયાં કે બીજી ગોઠવણથી પુગાડે છે. મોકલનારની મરજી હોય તો સંદેશા પરબીડામાં બીડયા વીના ખોલ્લા તાર આફીસ પુગાડે છે કે જો લેનાર ધણી તે લેવાને ના પાડે છતાં તેની મતલબથી વાકેફ થાય. એક સંદેશો કોઇ પણ કારણથી ઘટતે ઠેકાણે પુગી શકતો નથી ત્યારે મોકલનાર ધણીને તે બાબેની ખબર આપવામાં આવે છે. તાર ઓફીસમાં એક સંદેશો આપ્યા પછી તે ઘટતે ઠેકાણે મોકલાતો અટકાવી શકાય છે પણ જો સંદેશા ઉપરની તારની ટીકીટ સ્ટાંપ મારયાથી રદ થએ હોય તો તેના પઇસા પાછા આપવામાં આવતા નથી. તાર ઓફીસમાંથી જો સંદેશો રવાના થએ ચુકેલો હોય છે, તે રદ કરવા માટે બીજો તારનો સંદેશો મેલવો પડે છે. તાર મુકનાર તથા પહોંચાડનાર ઓફીસમાં ૭૨ કલાક સુધી તારની નકલ રહે છે તે પછી એ નકલો કલકત્તે "ચેક ઓફીસ" મા જાય છે જ્યાં ચાર માસ સુધી તે રાખવામાં આવે છે. તાર મેલનાર અને લેનાર ધણીને દર ૧૦૦ શબ્દો દીઠ ચાર આના લઇ તેની નકલ આપવામાં આવે છે. વળી તારનો જવાબ મેળવવા માટેથી રીપલાઇ ટેલીગ્રામ મોકલી શકાય છે, તેની સમજણ એવી છે કે, જેવી જાતનાં તારમાં જવાબ મંગાવવો હોય તે પ્રમાણે પઇસા આગલથી તાર આફીસમાં લેવામાં આવે અને તે વીશેની ચેતવણી તાર લેનાર ધણીને તારની સાથેજ આપવામાં આવે છે, જો લેનાર ધણી ઉતર નહી મોકલે તો ભરેલા પઇસા તે લેનારનેજ રોકડા પાછા આપવામાં આવે છે.

### હીંદુસ્તાનમાં એક શહેરથી બીજે શેહેર મોકલવા માટેના તારના સંદેશાના દરેક.

**તાકીદના (એક્ષપ્રેસ) સંદેશા**—સરનામાં સહીત બાર શબ્દો માટે દોઢ રૂપીયો અને તે ઉપરના દરેક વધારાના શબ્દ દીઠ બે આના વધુ લીધામાં આવશે.

**સાધારણ ઓરડીનરી સંદેશા**—સરનામાં સહીત બાર શબ્દો માટે બાર આના અને તે ઉપરના દરેક વધારાના શબ્દ માટે એક આનો વધુ લેવામાં આવશે.

ઓરડીનરી કલાસના તારો રવીવાર અને તહેવારના દીવસોએ લેવામાં આવતા નથી.

### વરતમાનપતરો માટેના ખાસ દર નીચે મુજબ છે.

**તાકીદના (એક્ષપરેસ) સંદેશા**—ઉડતાળીશ શબ્દો માટે એક રૂપીયો અને તે ઉપરાંતના દર છ શબ્દો દીઠ બે આના વધારે અને શરનામું મુફત લેવામાં આવશે.

**સાધારણ (ઓરડીનરી) સંદેશા**—ઉડતાળીસ શબ્દો માટે આઠ આના અને તે ઉપરાંતના દર છ શબ્દો દીઠ એક આનો અને સરનામાનાં શબ્દો મુફત લેવામાં આવશે.

વરતમાનપત્રો માટેનો એક સંદેશો એકજ મથકનાં ગમે તેટલાં વરતમાન પત્રોને પોંહોચાડવામાં આવે તોપણ તે ઉપર એકજ વખતનો દર અને નકલ કરવાનો સો શબ્દો દીઠ ચાર આના લેખે લવાજમ પડે છે.

# કલકતાના જરથોસ્તી અંજુમનના ધરમનાં ફંડોની વીગત.

ટ્રસ્ટીઓ—શેઠ નવરોજી જામાસપજી અરજાની, અને શેઠ એદલજી પેસ્તનજી ગજદર એવોને હસ્તક નીચલાં ફંડો ચાલે છે અને તેની બાકી રકમ સને ૧૯૨૧ના સાલની નીચે મુજબ છે.

| | | | |
|---|---|---|---|
| ૨૬૪૨૦ | ૧૪ | ૩ | કલકતાની જરથોસ્તી અનજુમનના ધરમનું ફંડ. |
| ૧૪૩૮૫ | ૧ | ૪ | દોખમાની આસપાસની તથા તેની બહારના બગીચાવાલી અનજુમનની જગાપર પુરણી કરવા, દોખમાં તથા દીવાલ વીગેરેની મરામતનું ફંડ. |
| ૨૨૬૫૭ | ૧૧ | ૩ | મરહુમ શેઠ રૂસ્તમજી કાવસજી બનાજીના ગહમબારનું ફંડ |
| ૧૬૧૫૭ | ૯ | ૨ | શેઠ બેહેરામજી જીજીભાઇ કલકતાના રવાનોને અવલમંજલ પહોંચાડવાનું ફંડ. |
| ૮૫૦૦ | ૦ | ૦ | સર દીનશાહ માણેકજી પીટીટ બારોનેટના ધરમ ખાતે. |
| ૧૦૦૦ | ૦ | ૦ | બેહેસ્તનશીન શેઠ કાવસજી દીનશાહ પીટીટના પુનને સારૂ તેવણના છોકરાઓ શેઠો હોરમસજી, ખરશેદજી, અરદેશર તથા સોરાબજીને નામે તેઓના બપાવા સર દીનશાહજી માણેકજી પીટીટ, બારોનેટે આપેલી નોટ. |
| ૫૦૦ | ૦ | ૦ | બેહેસતનશીન શેઠ મેહેરવાનજી કાવસજી દીનશાહ પીટીટના પુણ સારૂ તેવણના બપાવા સર દીનશાજી માણેકજી પીટીટ બારોટેને આપેલી નોટ. |
| ૧૦૦૦ | ૦ | ૦ | શેઠ બેરામજી જીજીભાઈ સી. એસ. આઇ. ના ધરમખાતે. |
| ૧૦૦૦ | ૦ | ૦ | શેઠ ફરામજી મનચેરજી બુમલાએ પોતાની દીકરી બેહેશતનશીન બાઇ ગુલબાઇના પુણ સારૂ આપેલી નોટ. |
| ૧૦૦૦ | ૦ | ૦ | મુંબઇવાલા શેઠ કાવસજી બેજનજી કરાણીએ મરહુમ દીકરી બાઇ જીવનાઇજી તથા તેવણના દીકરા મરહુમ શેઠ બમનજી અરદેશર મોદીના પુણ સારૂ આપેલી નોટ. |
| ૧૦૦૦ | ૦ | ૦ | શેઠ કાવસજી ધ. પાઉંવાલાના પુણ સારૂ દીકરા શેઠ સોરાબજીએ આપેલી નોટ |
| ૨૨૨૦૨ | ૧૨ | ૦ | શેઠ બેરામજી જીજીભાઇ સી. એસ. આઇ. એ આપેલી નોટ. |
| ૧૦૦૦ | ૦ | ૦. | શેઠો અરદેશરજી તથા જાહાંગીરજી નસરવાનજી મોદીએ પોતાના બેહેસતનશીન મુરંબીજી નસરવાનજી બમનજી મોદીના પુણ સાર આપેલી નોટ. |
| ૧૦૦૦ | ૦ | ૦ | શેઠ કાવસજી બેજનજી દસ્તુરે આપેલી નોટ. |
| ૧૦૦૦ | ૦ | ૦ | સર દીનશાજી માણેકજી પીટીટ બારોનેટે પોતાના નબીરા બેહેસતનશીન શેઠ અરદેશર કાવસજી પીટીટના પુણ સાર કીધેલા ધરમખાતે. |
| ૨૫૦૦ | ૦ | ૦ | હાંગકાંગ, કનતાંન અને મકાઉના જરથોસતી અનજુમનના ધરમખાતે. |
| ૧૦૦૦ | ૦ | ૦ | સર દીનશાજી માણેકજી પીટીટે પોતાના ધણીઆણી લેડી સાકરબાઇ તે મરહુમ શેઠ ફરામજી ભીખાજી પાંડેના બેટીના પુણ સાર કીધેલાં ધરમખાતે. |
| ૧૫૦૦ | ૦ | ૦ | શેઠ ફરામજી મ. બુમલાએ માતાજી બાઇ રતનબાઇ તે મરહુમ શેઠ મનચેરજી બુમલાબાઉના વીધવાની યાદગારી કાયમ રાખવા સારૂ કીધેલા ધરમખાતે. |
| ૪૦૨૧ | ૧૩ | ૪ | ઓનરેબલ સર દીનશાહજી મા. પીટીટ બારોનેટ ઝોરાસ્ત્રીયન લાયબરેરીનું ફંડ. |
| ૧૨૬૦૦ | ૦ | ૦ | સર દીનશાજી માણેકજી પીટીટ બારોનેટે લાઇબરેરીના આશરા માટે આપેલી નોટ. |

| | | | |
|---|---|---|---|
| ૩૫૦૦ | ૦ | ૦ | મરહુમ લેડી સાકરબાઇ દી. પીટીટ તે શેઠ ફરામજી ભીખાજી પાંડેના બેટીના પુણ સારૂ ધણી સર દી. મા. પીટીટ બારોનેટે તથા છોકરાઓએ કીધેલાં ધરમખાતે. |
| ૧૭૦૦ | ૦ | ૦ | કલકતા જરથોસ્તી અનજુમન તરફથી લાયબરેરીના ફંડમાં ભરાયેલા નાણાં મધેથી લીધેલી નોટ. |
| ૫૦૦ | ૦ | ૦ | શેઠ નશરવાનજી મા. પીટીટના પુણ સારૂ તેવણુની પુંજીમાંથી વીધવા બાઇ દીનબાઇ તે મરહુમ શેઠ મેરવાનજી જીજીભાઇ મુંગાના બેટીએ આપેલી નોટ. |
| ૧૦૨૬ | ૦ | ૦ | બેહેસતનશીન બાઇ નવાજબાઇ તે શેઠ રતનજી પાલનજી મીસતરીના બેટીના પુણ સારૂ કીધેલાં ધરમખાતે. |
| ૧૮૨૧૭ | ૦ | ૯ | કલકતાના જરથોસ્તી રવાનોને અવલમંજલ પહોંચાડવા વધુ માણસો બોલાવી રાખવા અતરેની અનજુમને ઉભું કીધેલું ફંડ. |
| ૧૦૦૦ | ૦ | ૦ | સર દીનશાજી મા. પીટીટ બારોનેટે કલકતાના રવાનોને અવલમંજલ પહોંચાડવા વધુ માણસો રાખવાના અનજુમને ઉભા કીધેલાં ફંડમાં આપેલીનોટ. |
| ૭૧૫ | ૦ | ૦ | બાઇ પીરોજબાઇ જમશેદજી માદને પોતાના મરહુમ માતાજી બાઈ દીનબાઇ તે ગુ૦ શેઠ નવરોજજી કાવસજી મીનવાલાના ધણીઆણીના પુણ સારૂ આપેલી નોટ. |
| ૨૬૫૧૮ | ૭ | ૦ | મરહુમ શેઠ રતનજી બેરામજી બીશનીના પુણ સારૂ કીધેલા ધરમ ખાતે. |
| ૧૦૦૦ | ૦ | ૦ | શેઠ મેરવાનજી નાનાભાઇ મેહેતાએ પોતાના બેહેશતનશીન ધણીઆણી બાઇ નાલીબાઇના પુણ સાર આપેલી નોટ. |
| ૫૦૦ | ૦ | ૦ | મરહુમ શેઠ રતનજી પા. મીસતરીના પુણ સારૂ તેવણુની પુંજીમાંથી તેવણુના વીધવા બાઇ ગુલબાઇ તે મરહુમ શેઠ જી. ઉ. દારૂવાલાના બેટીએ આપેલી નોટ. |
| ૫૦૦ | ૦ | ૦ | મરહુમ શેઠ રૂસ્તમજી નવરોજજી પટેલની યાદગીરી કાયમ રાખવા સારૂ એવણુના વીધવા બાઇ ડોશીબાઇએ આપેલી નોટ. |
| ૭૧૫ | ૦ | ૦ | શેઠ જમશેદજી ફરામજી માદને પોતાના મીત્ર મરહુમ શેઠ કુંવરજી બમનજી ગજદરના પુણ માટે આપેલી નોટ. |
| ૨૬૯ | ૧૨ | ૬ | કલકતાના જરથોસ્તી રવાનોને અવલમંજલ પહોંચાડવા સારૂ ગાડી મંગાવી તેનું ફંડ |
| ૨૦૦૦ | ૦ | ૦ | બેહેશતનશીન બાઇ શીરીનબાઈ તે શેઠ રૂસતમજી ધનજીભાઇ મહેતા સી. આઈ. ઇ. ના ધણીઆણીના પુણ સારૂ આપેલી નોટ. |
| ૫૦૦ | ૦ | ૦ | શેઠો ફરામજી મનચેરજી તથા હીરજીભાઇ મનચેરજીએ મરહુમ માતાજી બાઇ રતનબાઇ તે ગુ૦ શેઠ મનચેરજી બુમલાખાઉના ધણીઆણીના પુણ સારૂ આપેલી નોટ. |
| ૭૦૦ | ૦ | ૦ | મરહુમ શેઠ માણેકજી રૂસતમજી તથા તેવણુના ધણીઆણી બાઇ શાકરબાઈ મા૦ રૂસતમજીના પુણ સારૂં કીધેલાં ધરમ માટે. |
| ૮૧૫ | ૦ | ૦ | મરહુમ શેઠ કેખશરૂ દાદાભાઇ રૂ. બનાજીના પુણ માટે તેવણુની પુંજીમાંથી બાઇ શેઠ ફરામજી દાદાભાઇ બનાજી તથા બેહનો બાઇ શીરીનબાઇ સોરાબજી શાતીન તથા બાઇ જરબાઇ કાવસજી માણેકજી રૂસતમજીએ આપેલી નોટ. |

| | | | |
|---|---|---|---|
| ૫૦૦ | ૦ | ૦ | શેઠ ફરામજી મનચેરજી બુમલાખાઉએ પોતાના વહુ મરહુમ બાઇ શીરીનબાઇ તે શેઠ રૂસતમજી ફરામજી બુમલાખાઉના ધણીઆણીના પુણ સારૂ કીધેલાં ધરમખાતે. |
| ૧૩૦૫૫ | ૯ | ૨ | શેઠ માણેકજી રૂસતમજી બનાજીની યાદગારી રાખવા કલકતાની ધરમશાળાનું ખાતું. |
| ૨૬૬૫ | ૦ | ૦ | શેઠ જમશેદજી ફરામજી માદને, ખેશીઓએ તથા દોસ્તોએ પોતાના સગા તથા મીત્ર મરહુમ શેઠ રતનજી નવરોજજી મીનવાલાના પુણ માટે આપેલી નોટ. |
| ૫૦૦ | ૦ | ૦ | મરહુમ શેઠ અરદેશરજી નસરવાનજી મોદીના પુણ સારૂ ધરમશાલા માટે કીધેલાં ધરમ ખાતે. |
| ૫૦૦ | ૦ | ૦ | મરહુમ શેઠ અરદેશરજી નશરવાનજી મોદીના પુણ સારૂ કીધેલા ધરમખાતે. |
| ૭૬૯ | ૪ | ૩ | બાઇ પીરોજબાઇ જમશેદજી માદને પોતાના મરહુમ ભાઇ રતનજી નવરોજી મીનવાલાની યાદમાં આપેલી નોટ. |
| ૧૦૦૦ | ૦ | ૦ | મરહુમ શેઠ દીનશાજી ભીખાજી બામજીના પુણ માટે આપેલી નોટ. |
| ૭૦૨૯ | ૭ | ૧૦ | શેઠ ફરામજી મનચેરજી બુમલાખાઉ અસલ નવસારી મલેસરવાડી મોહલાના વતની તે હાલ કલકતાના રહીશે મરહુમ સખીવજુદ પરદુખભંજન મુરબીજી રૂસતમજી જમશેદજી જીજીભાઈની યાદગીરી કાયમ રાખવા કીધેલા ધરમખાતે. |
| ૫૦૪૪ | ૧૨ | ૬ | શેઠ જમશેદજી ફરામજી માદને દારજીલીંગની આરામગાહની જગાના ખરચ યાને નીભાવ ફંડ માટે આપેલા રૂ. ૩૦૦૦ના ધરમખાતે. |
| ૧૦૬૫ | ૦ | ૦ | શેઠ કાવસજી માણેકજી રૂસતમજી તથા એવણની દીકરીઓ બાઇઓ ભીખાઇજી, ખરશેદબાઈ તથા મેહેરબાઇએ મરહુમ બાઈ જરબાઇ તે શેઠ કાવસજી માણેકજી રૂસતમજીના ધણીઆણીના પુણ સારૂ આપેલી નોટ. |
| ૫૦૦ | ૦ | ૦ | મરહુમ શેઠ હોરમસજી નસરવાનજી કુપરના પુણ સારૂ આપેલા રૂ૫૦૦ના ખાતે |
| ૩૬૨૭ | ૩ | ૪ | બાલીઆગતાની આરામગાહની જગાપર અશો ફરોહરની આરાધનાનું ફંડ. |
| ૨૦૦૦ | ૦ | ૦ | મરહુમ શેઠ કાવસજી ધનજીભાઇ ગજદરના પુણ સારૂ આપેલા રૂ૨૦૦૦ના ખાતે |
| ૩૦૦૦ | ૦ | ૦ | મરહુમ શેઠ પેશતનજી એદલજી ગજદરના પુણ સારૂ આપેલી રૂ૩૦૦૦નીનોટ. |
| ૨૦૦૦ | ૦ | ૦ | મરહુમ શેઠ પેશતનજી એદલજી ગજદરના પુણ સારૂ આપેલા રૂ૨૦૦૦નીનોટ |
| ૫૦૦ | ૦ | ૦ | શેઠ માણેકજી દીનશા માજુ તથા કુટુંબે મરહુમ શેઠ સોરાબજી દોરાબજી માજુના પુણ સારૂ કીધેલાં ધરમ ખાતે. |
| ૫૦૦૦ | ૦ | ૦ | મરહુમ શેઠ સોરાબજી દોરાબજી માજુના પુણ સારૂ કીધેલાં ધરમખાતે. |
| ૧૦૦૦ | ૦ | ૦ | શેઠો કુંવરજી દો. માજુ તથા સોરાબજી દો. માજુના પુણ સારૂ કીધેલાં ધરમખાતે |
| ૫૦૦ | ૦ | ૦ | મરહુમ શેઠ સોરાબજી દોરાબજી માજુની યાદગારી કાયમ રાખવા એઓના ખેશીઓએ કીધેલા ધરમખાતે. |
| ૧૪૩૦ | ૦ | ૦ | મરહુમ શેઠ ફરામજી પેસતનજી નાલાદારૂ તથા શેઠ બેરામજી ફરામજી નાલાદારૂના પુણ સારૂ કીધેલાં ધરમખાતે. |
| ૬૦૦ | ૦ | ૦ | શેઠ કાવસજી પાલનજી ખટાઉએ પોતાની યાદગીરી રાખવા માટે કીધેલાં ધરમખાતે. |
| ૩૦૦૦ | ૦ | ૦ | મરહુમ શેઠ કુંવરજી એદલજી ગજદરના પુણ સારૂ કીધેલાં ધરમખાતે. |

| | | | |
|---|---|---|---|
| ૭૧૫ | ૦ | ૦ | શેઠ જમસેદજી ફરામજી માદને પોતાના મીત્ર ડા૦ નશરવાનજી નવરોજી પારખના ધણીઆણી બાઇ આવાંબાઇ તે મરહુમ શેઠ સોરબજી જીવાજી નાજરના બેટીના પુણ સાર કીધેલાં ધરમખાતે. |
| ૩૯૧૩૮ | ૧૦ | ૯ | મરહુમ શેઠ પેસ્તનજી એદલજી ગજદરની યાદગીરી કાયમ રાખવાના ધરમખાતે. |
| ૭૧૫ | ૦ | ૦ | મરહુમ શેઠ ફરામરોજ કાવશજી પાઉવાલાનાં પુણ સાર કીધેલાં ધરમખાતે. |
| ૧૪૩૦ | ૦ | ૦ | મરહુમ બાઇ પીરોજબાઇ ફરામજી નાલાદારૂ તથા મરહુમ બાઇ મેરબાઇ બેરામજી નાલાદારૂના પુણ સાર કીધેલાં ધરમખાતે. |
| ૫૦૦ | ૦ | ૦ | મરહુમ શેઠ બેરામજી જીજીભાઇ સી એસ. આઇ ના પુણ સાર તેઓના નબીરા શેઠ રૂસતમજી બેરામજી જીજીભાઇએ પડાવેલાં ધરમખાતે. |
| ૨૮૫૦ | ૦ | ૦ | મરહુમ બાઇ નવાજબાઇ શોરાબજી માંજુનાં ધરમખાતે. |
| ૮૬૫ | ૦ | ૦ | મરહુમ બાઇ આવાંબાઇ દારાશા ઇનશપેકટરના પુણ સાર કીધેલાં ધરમખાતે. |
| ૧૦૬૫ | ૦ | ૦ | મરહુમ શેઠ ફરામજી હોરમસજી અરજાનીના પુણ સાર કીધેલાં ધરમખાતે. |
| ૫૫૩૪ | ૧૨ | ૦ | બાઇ પીરોજબાઇ જમશેદજી માદને ભાઇ શેઠ રતનજી નવરોજી મીનવાલાની યાદમાં આપેલી નોટો. |
| ૭૧૫ | ૦ | ૦ | શેઠ જમશેદજી ફરામજી માદને બેહેશતનશીન શેઠ પાલનજી શોરાબજી કરવાના પુણ સાર કીધેલાં ધરમખાતે. |
| ૩૦૩૫ | ૦ | ૦ | બાઇ જરબાઇ એદલજી ગજદરે પોતાના દીકરા મરહુમ શેઠ મીનોચેર એદલજી ગજદરના પુણ સાર કીધેલાં ધરમખાતે. |
| ૫૦૦ | ૦ | ૦ | મરહુમ બાઇ ધનબાઇજી તે ઇનિડીઅન મેડીકલ સરવીસનાં મરહુમ લેફટેનંટ કરનલ કેખશરૂ શોરાબજી નરીમાનનાં બેટીનાં પુણ સાર કીધેલાં ધરમખાતે. |
| ૧૬૨૫૭૯ | ૬ | ૦ | મરહુમ બાઇ ખોરશેદબાનું રૂશતમજી માનેકજી મેહેતા તે શેઠ જમશેદજી ફરામજી માદન ઓ. બી. ઇ. ના બેટીનાં પુણ સાર જરથોસ્તીઓ માટે સસતાં ભાડાનું મકાન બાંધવા માટે કીધેલાં ધરમ ખાતે. |
| ૭૦૩ | ૮ | ૦ | મરહુમ શેઠ ખરશેદજી એદલજી કેરાંવાલાના પુનને શાર કીધેલાં ધરમ ખાતે. |
| ૧૦૦૦ | ૦ | ૦ | મરહુમ બાઇ મેહેરબાઇ માનેકજી દીનશાહ માંજુનાં પુનને સાર કીધેલાં ધરમખાતે |
| ૪૭૬,૩૫૪ | ૧૨ | ૧ | |

**પારસી કોમના સખી અગ્રેસર અને શાહ સોદાગર**
**સર હોરમસજી કાવશજી દીનશાહ, નાઈટ,**
એમ. બી. એ., ઓ. બી. ઈ.



**જન્મ**—રોજ ૧૨મો, માહ ૭મો, શેહેનસાહી સને ૧૨૨૭ યઝદેજરદી, તારીખ ૪થી એપ્રીલ ઈ. સને ૧૮૫૭ ને દીને મુંબઈમાં થયો હતો.

**સર નાઈટ થયા**— તારીખ ૩જી જુન ઈ. સને ૧૯૨૨.

પારસી કોમના સખી અગ્રેસર અને શાહ સોદાગર

# સર હોરમસજી કાવસજી દીનશાહ, નાઇટ,

એમ. વી. ઓ., ઓ. બી. ઇ.

## સાહસિક શેઠયાની કીરતીવંત જીંદગીની ટુંક નોંધ.



પારસી કોમના માનવંત લોકપ્રીય અગ્રેસર તથા સખાવતી શેઠયા અને મુંબઈ તેમજ એડનના એક પારસી શાહ સોદાગર શેઠ હોરમજી કાવશજી દીનશાહ, એમ. વી. ઓ., ઓ. બી. ઇ. જેવણુ ઉપર નાઇટ હુડના માનવંત ખેતાબની લાયક નવા જેશ નામદાર શેહેનશાહ જયોરજ પાંચમાની તા૦ ૩ જી જુન ૧૯૨૨ ને દીને પડેલી ૫૮ મી સાલગ્રહની ખુશાલીમાં કરવામાં આવી છે. એવણુને મલેલા આ મોટા માન માટે ખરા જીગરથી મુબારકબાદી આપ્યે છીએ અને ઇચ્છીએ કે ભવીશયમાં એવાં ઘણાં ઘણાં માનપાન મેલવવાને ભાગયશાળી થાય આમીન.

આલમપનાહ પાદશાહે આ માનવંત ગ્રહસ્થને આ મોટા માનથી નવાજી લાયક નરની લાયક કદર બુજી એવણુની લાંબી ખાનગી તથા જાહેર સેવાઓની વાજબી કદરશનાશી કરી છે. સર હોરમજીને મલેલું નાઇટ હુડનું માન પારસી કોમે વખાણુ વહાલ અને મગરૂરી સાથે વધાવી લીધુ છે. એવો શેઠ પોતાના વડીલોની કીર્તીને વધારે ઝળકાવવાને દીરધાયુશ ભોગવે, અને એમણે પોતે મેલવેલી કીરતીમાં વધારે ઉમરો કરવાને તેમજ પોતાનો સખાવતી હાથ ચાલુ રાખવાને લાંબી જીંદગી ભોગવે એવી દુવા ચાહીએ છીએ.

## સર હોરમજીનું કુટંબ.

સર હોરમજીના પીતા મરહુમ શેઠ કાવશજી દીનશાહ ગરીબ મા બાપના ફરજંદ હતા અને પંદર વરસની નાધાની વયે મુંબઇમાં નોકરીએ રહયા હતા. તે વખતે એવણુના પીતાજી શેઠ દીનશાજી એડનમાં સોપારીવાલાની કંપનીમાં વેલાતી માલની દુકાનમાં મેનેજર તરીકે કામ કરતા હતા. શેઠ કાવશજી અઢાર વરસની વયે એડન જઇ પોતાના પીતાજીના હાથ હેઠલ દુકાનમાં રહયા હતા. ત્યા એવણુની કામ કરવાની ઝડપ, ચપલાઇ તથા ઉમંગ જોઇ માલ લેવા આવનારા ઘણા ખુશ થતા હતા. એવણુની આવી હોશીયારીને લીધે કપતાન લુક થોમસ (Luke Thomas) નામના ઇગ્રેજે પોતાની સાથે ધંધામાં શેઠ કાવશજીને ભાગયા તરીકે જોડી એડનમાં સ્ટીમરોને કોલસો અને પાણી પુરૂ પાડલાનું બીઝનેસ શરૂ કીધું હતું. કપતાન લુક થોમસ મોટી ઉમરે રીટાયરડ થવા પછી શેઠ કાવજીના ભરૂસા ઉપર પોતાનુ ખાંનગી બીઝનેસ

ચાલુ રાખ્યું હતું. એ પછી આ ખાનગી બીઝનેસ Messrs Luke Thomas & Co., Ltd. ને નામે ફેરવી આજ સુધી મરહુમ શેઠ કાવશજીના વારેસો તેના વહીવટમાં ભાગ લીયે છે.

મરહુમ શેઠ કાવશજીના વખતમાં એડન ઘણો ઉજાડ અને ગરમ મુલક હતો તેમજ ત્યા પાણીની ઘણી તંગી તથા પાક્કી સડક વગેરેની મુદત સગવડ નહી હતી. આવી મુશકેલી છતાં એવણે એડનની ખીલવણી માટે તનમન સાથે ધનને ભોગે બહુ જેહમત ઉઠાવીને કામ કીધું હતું અને ધંધો રોજગાર બોહલા વીસતારમાં વધારી દીધો હતો. એવણની ઓફીશનું ઘર અસલ પેહલા ઘણું નાઘલું હતું તેજ ભાગયશાળી બખતાવર મકાનમાં આજદીન સુધી એવણના બેટાઓ દર રોજ હજારો બલકે લખો રૂપ્યાની ઉઠળપાઠળ કરી બોહલા પ્રમાનમાં ધંધો કરે છે. શેઠ કાવશજીએ પોતાનો ધંધો મોટા ધીકતા પાયા ઉપર લાવવા માટે જે શ્રમ અને જોખમ ઉપાડયો તે માટે એવણની હીમત અને કુનેહ સ્તુતીને પાત્ર છે. નામદાર સરકાર તેમજ જાહેર પ્રજાની બજાવેલી અમુલ્ય સેવાઓની પીછાનમાં ઇસ્વી સને ૧૮૯૪ માં એવણને સી. આઈ. ઈ. ના નામીચા ખેતાબથી નવાજવામાં આવ્યા હતા. લોરડ મેઓ હીંદના વાઈસરોય તરીકે આવ્યા ત્યારે એડનની પ્રજા તરફનું માનપત્ર વાંચવાનું માન શેઠ કાવશજીને ફાળે આવયું હતું, જે હક આજ દીન સુધી એવણના કુટંબમાં જલવાઈ રહયો છે. એડનમાં હાલમાં ધંધા રોજગારના સાંધનની જે આબાદી જોવામાં આવે છે તથા વેપાર વણજ માટે સેહલાઇથી જે સવગતા મલે છે તેમજ જરથોસ્તીઓને હરેક કીસમની જે સુખ સગવડ મળે છે એ સરવે શેઠ કાવશજી અને એવણના બાહોશ બેટાઓની કુનેહ તથા દીલસોજીનેજ આભારી છે.

શેઠ કાવશજી બહુ ભલા ધરમી તથા દીન ચુસ્ટ હતા અને પોતાની કોમના લાભ માટે હમેશા તતપર રહેતા હતા. એવણનો દીલ ગુરડો ઘણો સખાવતી હતો તેથી જરથોસતીઓ તેમજ બીજી કોમો માટે એવણે ઘણા ધરમી સખાવતી ખાતાંઓ સ્થાપી બંધાવી ખુલ્લાં મુકયાં છે. એમણે એડનમાં શેહેનશાહી રોજ ૨૦ મો માહા ૧ લો યઝદેજરદી સને ૧૨૫૩ ને દીને એક દરેહમેહર તેમજ લાનોલીમાં બીજી દરેહમેહર રોજ ૨૨ મો માહા ૯ મો ય. સને ૧૨૬૮ ને દીને પરથાવી ખુલ્લી મુકી હતી. એડનમાં સ્ટીમર પોંઇટ ઉપર ૧૮૯૫ થી બાઈ જરબાઈ ચેરીટેબલ ડીસપેનસરીને નામે ધરમનું દવાખાનું ચાલુ કરી એડન કેમ્પની સીવીલ હાસપીટલ તથા કીંગ એડવર્ડ ચેરીટેબલ (આગળ પ્રીનસ ઓફ વેલસ) ડીસપેનસરી વગેરે જાહેર સંસ્થાઓને મદદ આપી પોતાનું નામ એડનમાં અમર કરી ગયા છે. એ ઉપરાંત રાજકોટ ખાતે અંજુમનની સાથે મલી એક દોખમું બંધાવ્યું છે તે રોજ ૧૨ મો માહા ૯ મો ય. સને ૧૨૭૦ ને દીને ઇજી ખુલ્લું મુકવામાં આવ્યું હતું. મુંબઈ ખાતે વરસો અગાઉ કાવશજી દીનશાહ લાયબ્રેરી સ્થાપી હતી જે પછવાડેથી પુણે લઇ જવામાં આવી હતી તે સને ૧૯૦૧ માં આલબરત એડવરડ ઈનસ્ટીટયુટ સાથે

જોડી નાખી છે અને તેને માટે ઇ. સને ૧૯૦૬ માં એવણુના છોકરાઓએ એક મકાન "કાવશજી દીનશાહ હોલ" ને નામે બંધાવી આપ્યું છે. એવણે પોતાના હમદીનોના તથા પરકોમના લાભ માટે બંધાવી આપેલા ધરમ ખાતાંઓ સારૂ સારી રકમ નીભાવ માટે કાઢી આપેલી છે. શેઠ કાવશજી પોતાની હૈયાતીમા ઘણી છુપી સખાવતો નાત જાતના તફાવત રાખ્યા વગર કરતા હતા અને પોતાના ગરીબ તેમજ હાજતમંદ હમદીનો તરફ હમેશા માયાથી વરતી તેઓને મદદ આપી સાહે થતા હતા. એવણુ સાહેબની જાહેર તેમજ ખાનગી સખાવતનો આંકડો લખો રૂપ્યાનો થવા ગયો છે. એવણુ શેઠ એટલા બધાતો ભલા હતા કે કોઈનુંબી ભલું થતું હોય તે કરવાને ચુકતા નહી તેમજ પોતે સાદાઈમાં રહી ઉદ્યોગી જીંદગી ગુજારતા હતા, જે એવણુની અતી શાનત નેકી નીતીમાન જીંદગીની મુળ નેમ હતી. શેઠ કાવશજી પોતા પાછલ ચાર બેટાઓ સર હોરમજી અને શેઠો કેકોબાદ, સોરાબજી તથા શીયાવક્ષ:ને મેલી ગયા છે જેઓ હાલ સરવે એવણુના ધીકતા ધંધામાં ભાગીદારીમાં કામ કરે છે. આ ચારો માનવંત ભાઈઓએ પોતાના ફરજંદોને વેલાત ખાતે રાખી ત્યા પશ્ચીમની ઉંચી કેળવણીનો પુરતો લાભ આપી સારો અભયાસ કરાવી ઘણી સરસ રીતે કેળવી વેપાર ધંધા સંબંધી સારી તાલીમ આપી સંસાર સોભવતા ફરજંદો તરીકે ઉધારયા છે. આ છોકરાંઓ પોતાના કુટંબી રેવાજ મુજબ ઘણા સાડા અને સાલેસાઈ ભરેલાં છે અને ઘર સંસારી સારી તાલીમ મેલવી પોતાના કુટંબને જેબ આપે તેવાં છે. મરહુમ શેઠ કાવશજીના ચાર છોકરાવો ઉપરાંત એવણુની ત્રણ છોકરીયો છે, તેમાં બાઈ કુવરબાઈ રતનજી દોરાબજી જેવણુ બે વરસ થયાં ગુજર પામીયાં છે, બીજા બેટી બાઇ બાઈમાય રૂશતમજી દોરાબજી જેવણુ હાલ પોતાના કુંતુંબ સાથ વેલાતની શફર કરે છે અને ત્રીજા બેટી બાઈ શીરીનબાઇ દારબશા પેશતનજી જેવણુ હાલ વીધવા છે.

## સર હોરમજી કાવશજી દીનશાહની જીંદગીનો ટુંક હેવાલ.

હમદીનોના એક ભલા રાહબર તરીકે આજે પારસી શેઠયાઓના અંતઃકરણમાં "મારી કોમ અને મારો ધરમ" એ મુદ્રા લેખ કોતરાયલો છે તેઓમાં આ માનવંત શેઠયા સર હોરમસજી આગેવાન જગા લેય છે. પોતાના સ્વરગવાસી મુરબીઓની નામના જાળવીને તેમને પગલે ચાલવાથી આ શાહ સોદાગર સર હોરમજી કાવસજી દીનશાહનું મુબારક નામ અને કીરતીવંત કામ એમના અતી ઉતમ ગુણુ અને લક્ષણુથી પારસી કીરતીની તવારીખમાં પહેલી પંકતીનો યાદગાર સફો રોકે છે, જે ઉતમ ગુણુ ને ખસલતને આધારે વધેલી વડીલ પીતા કાવશજીની કારકીરદી એવણુથી વધુ ઝલકતી થઇ છે. એવણુ ખવાસે ઘણાજ સાડા અને સભાવે ઘણા રાંક છે તેમજ કોઇનો પણુ ચાહ જીતી લેય તેવા નેક ને ભલા છે. એમનો ધંધાનો પાકટ અનુભવ અતી ફળદદુપ અને ઉંચ પ્રકારનો છે, એમનો ધારમીક જુસ્સો, પારસીપણુ જાળવવાની ઉંચ નેમ, અને કોમ હીતકારી થવાની ફરજનો ખ્યાલ, એવા તો ઉતમ અને નેકી ભરેલા નીરમળ છે કે એક શેઠયાના બુલંદ નામને જેબ આપે તેવું એવણુની

જી'દગીનું વરતણુ છે. દેશના ઉદ્યોગ હુનર અને વ્યાપાર ધ'ધાને ફળદરૂપ બનાવી પોતાના કુટ'બની કારકીરદી ઝવાદા ઝળકતી કરી પોતાની નેકી નીતીમાન જી'દગી ગુજારી તેમાં વધારો કરયો છે. એવણુની પોતાની રેહણી કરણીથી તેમજ જાહેર તથા કોમી સેવાથી આ માનવ'ત નર એડનમાં પારસી કોમના મુખી (શરનશીન) ને સઘળી દેશી કોમના એક અવાજે સ્વીકારાયલા વડા છે અને સરકાર દરબારમાં માન પામેલા નામીચા ગ્રહસ્થ છે. એવણુ સાહેબ પોતાના મુર'બીજીને પગલે ચાલીને એડનના વેપાર વણજની ખીલવણી માટે ભારે કાલજી રાખે છે અને તેના સુધારા વધારા માટે હરહમેશ આગેવાની ભરયો ભાગ લે છે. વળી એડનના બારાને આજની ચઢતી હાલતમાં મુકવા માટે એવણે મોટો હીસ્સો આપ્યો છે.

સર હોરમજીનો જન્મ મુંબઈમાં રોજ ૧૨ મો મોહર માહ ૭ મો મેહર ય૦ સને ૧૨૨૭ યાને તા૦ ૪ થી એપ્રીલ ૧૮૫૭ ને દીને થયો હતો. એવણુની શેહાડી એવણુના માસીના દીકરી બાઈ માણેકબાઈ નશરવાનજી આરસીકન સાથે તા૦ ૨૦ મી જાનેવારી ૧૮૭૫ ને દીવસે થઈ હતી. એવણુ સાહેબને ત્રણ બેટાઓ ભાઈઓ ફરામરોજ, નશરવાનજી તથા દીનશાહ અને એકપુરા બેટી બાઇ આવાબાઈ મલી ૪ ફરજ'દોની વૃધી થઈ છે. સરવે બચ્ચાંઓની શેહાડી કરી તેઓને સ'સારી જી'દગીમાં સારી રવેશે ગોઠવેલા છે. સર હોરમજીના નેક બખત અને અશરાફ ધણીયાણી બાઈ માણેકબાઈ ઈ૦ સને ૧૯૧૫ ના અકટોબરમાં લેનોલી ખાતે બેહસ્ત મુકામ પામ્યા છે. આ સખી અને દયાલુ' બાનુના મરણથી ઘણાઓને દયા દીલસોજી માટે હમેશની મોટી ખોટ ગઇ છે. મરહુમ બાનુ ઘણા ભલાં ને નેક હતાં અને પોતાના ખાવી'દ સાથે મુસાફરીએ ગયાં હતાં. એવણુના વડા દીકરા શેઠ ફરામરોજના નેક ધણીયાણી બાઇ પીરોજબાઈનું મરણ એડન ખાતે રોજ ૧૪ મો માહા ૭ મો ય૦ સને ૧૨૯૧ દીને નીપજયુ' છે. એવણુ શેઠે પોતાના બેટાઓ શેઠો ફરામરોજ, નશરવાનજી, અને દીનશાહને થોડા વરસો સુધી ઇંગલાંડમાં રાખી ધ'ધાને લગતી પુરતી કેળવણી આપી છે અને પોતાની પેહડીમાં પોતા સાથ જોડયા છે. એવણુના એક પુરા બેટી બાઈ આવાબાઈ એદલજી સકલાતવાલાને પણ મુંબઈમાં શરૂઆતની કેળવણી આપી યુરોપમાં રાખી સારો અભ્યાસ કરાવ્યો હતો.

સર હોરમજી પોતાના મરહુમ ધણીયાણી બાઈ માણેકબાઇ અને ફર'ઝદો સાથે યુરોપ, જરમની, ઓસ્ટ્રીઆ, ઇટાલી, બેલજીઅમ, ટરકી, એબીસીનીઆ, વગેરે ઠેકાણે છ વખત મુસાફરીએ ગયા હતા. પોતાની મુસાફરી દરમયાન ઘણા શેહેરો તથા મુલકોની મુલાકાત લઈ જોવા લાયક ઠેકાણે ફરી હરી સારો અનુભવ મેલવ્યો છે.

## સર હોરમજીએ લીધેલી કેલવણી.

એવણે બાળવયમાં કોટની શાપુર શેઠના ચકલાપર આવેલી મધુરામ મેહતાજીની નીશાળે જઇ કેળવણીની શરૂઆત કીધી હતી. એ પછી મી૦ મનચેરજી ભતુસાની ફોર્ટ હાઇ સ્કુલમા અને એલફીનસ્ટન હાઇ સ્કુલમાં કેળવણી લઈ ૧૮૭૫ ના સાલમાં ૧૮ વરસની વયે મેટ્રીકયુલેશનની

પરીક્ષા પસાર કરી ૧૮૭૬ માં એલફીનસ્ટન કોલેજમાં વધુ અભયાસ માટે જોડાયા હતા. મુંબઇમાં અંગ્રેજીનો સારો અભયાસ કરેલો હોવાથી અને વેપાર ધંધાને લગતી કેળવણીની વધુ જરૂર જણાવવાથી સને ૧૮૭૭ માં મુંબઇથી વેલાત ગયા હતા. લંડનની જાણીતી વેપારી પેઢી Messrs James Barber Son & Co., માં વેપારી કામની માહીતી સારૂ એક એપ્રેનટીશ દાખલ દોઢ વરસ રહીયા પછી પેરીસમાં Messrs. Leopold Bing Fils & Gans નામની ફ્રેનચ પેઢીમાં જોડાઈ ૬ માસ સુધી કામ કરી ફ્રેનચ ભાષા પણ શીખ્યા હતા. વેપાર ધંધાને લગતી વધુ માહીતી મેલવવાની એઓની ખાહેસ હોવાથી વેલાતની King's College Evening Class માં દાખલ થઈ ઇંગ્રેજી તથા ફ્રેનચ ભાષાનો વધુ અભયાસ કરી ધંધા હુનરને લગતી સારી તાલીમ મેલવી દરેક બાબદમાં પુરતા પ્રાવીન થયા હતા. એવણનું ફ્રેનચ ભાષાનું જ્ઞાન ઘણુ સંગીત છે અને એ ભાષા ઉપર એવણનો એટલો બધો કાબુ છે કે એવણ સાહેબ ઘણી છટાદાર રીતે બોલી લખી શકે છે.

## સર હોરમજીએ પોતાના બાવાની પેહેડીમાં જોડાઇ શરૂ કીધેલો ધંધો

સર હોરમજી ૧૮૭૯ ના સાલમાં વેલાતથી એડન આવી ૨૨ વરસની જવાન વયે પોતાના પીતાજી શેઠ કાવશજી સાથ ધંધામાં જોડાયા હતા. સને ૧૮૯૨ ના સાલમાં એવણના પીતાજીએ પોતાની સાથે પેહેડીમાં એક ભાગયા તરીકે રાખી એવણને આ પ્રખ્યાત પહેડીનો સરવે કારોબાર સોંપયો હતો. પોતાની બાહોશી તથા ચાલાકીથી આ ધીકતો ધંધો વધારવા માટે ભારે શ્રમ તથા ઉમંગથી કામ કરી સખત જેહમત ખેંચી પોતાની પેહડીને આજની માનવંત હાલતપર મુકી છે. એવણના નેક પીતાજી શેઠ કાવશજી ૧૯૦૦ ના સાલમાં બેહેસતનશીન થયા પછી પેહેડીના વડા તરીકે સર હોરમજીની નેમણુક થઈ હતી અને એવણ સાથે બીજા ભાગયાઓ તરીકે એમના ભાઈઓ શેઠો કેકોબાદ, સોહરાબજી અને શયાંવક્ષા તથા એવણના કાકાજી શેઠ દોરાબજી તથા તેમના સાહેબજાદાઓ આ નામાંકીત પેહેડીમાં જોડાયલા છે.

મરહુમ શેઠ કાવશજી તેમજ એવણના મરહુમ ભાઈ શેઠ દોરાબજીના બેટાઓ અને તેમાના બેટાઓ તથા બેટીઓના બેટાઓ, એવો સરવે એડનવાળા કુટંબીઓ ઘરની પેહેડીપર સાથે મલી એકસંપીથી "કાવશજી દીનશાહ એન્ડ બ્રધરસ" ને નામે અતી બોહલા પાયા ઉપર હીંદ તેમજ દુર દરાજના બીજા દેશોમાં બહુ બોહોલા વીસતારમાં ધંધો ચલાવી લખોની ઉઠળપાઠળ કરે છે. આ પણોતી પેહેડી હીંદુસ્થાનમાની બીજી અનેક દેશી પેહડીઓમાં મોટી આંટ ધરાવતી એક આગેવાન પેહેડી તરીકે ગણાય છે. ૧૯૧૪ ની જરમની સાથની માહાભારત લડાઇ વેલાએ એડનવાલા ભાઇઓની જાણીતી પેહેડીએ નામદાર બ્રીટીશ સરકારની તેમજ વેપારીઓની ઘણી અમુલ્ય સેવાઓ બજાવી હતી તેથી સતાધીશોએ એ સેવાઓની સ્તુતી કરી શાબાસી આપી હતી. એજ મુજબ આગલી

લડાઇઓ એબીસીનીયન વોર, સુડાન, અને બરબરા એકસપીડીશન ૧૯૦૨ માં તથા ૧૯૦૯ માં થઇ હતી, તે વખતે પણ એવણુની પેહેડી તરફથી વેપાર વનજમાં કીમતી મદદ આપવામાં આવી હતી.

શેઠો એડનવાલા ભાઇઓ તરફથી બાહુ મોટા પાયા ઉપર ધંધો ચલાવવામાં આવે છે તેની સાબેતી એ છે કે દુન્યાના ઘણા મુલકો જેવાં કે આફ્રીકા, અરેબીઆ, ઓસ્ટ્રેલીઆ, યુરોપ, અમેરીકા વગેરે દુરના દેશાવરો સાથે એવણુની પેહેડીને વ્યાપારનો સંબંધ છે. એક ડજન કરતાં વધુ જાણીતી કંપનીઓની એજંસીઓ તેઓના હાથમાં છે. પોતાની ધણીયાતી ૬ સ્ટીમરો ધંધા માટે બાંધી વપડાસમાં ચાલુ રાખી છે અને સ્ટીમરો દરૂસત કરવા એક તરતી ગોડી બાંધી છે. મેસરસ કાવશજી દીનશાહ એંડ બ્રધરસની પેહેડીની પોતાની એડનમાં હેડ હાફીશ સીવાય બીજી શાખાઓ મુંબઈ, હોડેડા, બરબરા (સોમાલી કોસ્ટ), જીબુટી, ઝંઝીબાર, બીનાડીર અને કીશામાયુમાં છે. એ ઉપરાંત પેરીશ, લંડન, મારસેલસ, જીનોવા, ટ્રએસ્ટ, એમસટરડામ, રોટરડામ, ન્યુયોરક, કોલંબો, હોંગકોંગ, જાપાન, કોબે, મોરીશીઅસ, સ્ટોકહોમ, કલકતા, અને રંગુન સાથે વેપાર સંબધી વહીવટ કરે છે. બ્રીટીશ ઇનડીયા સ્ટીમ નેવીગેશન કંપની તથા બોમબે પરશીયા સ્ટીમ નેવીગેશન કંપનીની એજંનસીઓ ઉપરાંત બીજી અંગ્રેજી, ઇટાલયન, વલનડા, અને નોરવેજીઅન કંપનીઓના પણ તેઓ એજન્ટ છે. તેમજ બ્રીટીશ નેવલ એજનટસ છે.

શેઠો એડનવાલા ભાઈઓની પેહેડીમાં નોકરીએ રહેલા જરથોસ્તીઓને નોકરીનું તેમજ મુફ્ત રહેવા ખાવાનું જે સુખ મળે છે તેવી સગવડ બીજે ઠેકાણે થોડીજ મલતી હુશે. આ ભાગયસાલી પેહેડીપર લગભગ એકસો કરતા વધુ જરથોસ્તીઓ તથા બીજી ઝાતના મલી લગભગ ૨૦૦ જણાઓ કલારીકલ કામ કરે છે અને તેઓને રૂ. ૫૦ થી રૂ. ૩૦૦ સુધીનો દરમાયો મલે છે. પોતાના જરથોસ્તી મદદનીસો સાથે એડનવાળા કુટુંબના એક નબીરા સારા પ્રસંગો ઉપર જમે છે. આ પેહેડીપરના ઘણા માણસો સુખી હાલતે પુગી બુઢાપામાં નોકરી છોડી ગયા છે અને હાલનો મોટો સ્ટાફ બહુ સંતોષી હાલતે શેઠોની તાબેદારીમાં પોતાની ફરજ અદા કરે છે.

## સર હોરમજીને મલેલા ખેતાબો તથા માનપાનો.

સર હોરમજીને નામદાર બ્રીટીશ સરકાર તરફથી એમ. બી. ઓ. યાને મેમબર ઓફ ધી રોયલ વીકટોરીયન ઓરડરનો ખેતાબ સને ૧૯૧૧ માં; ઓ. બી. ઈ. યાને ઓફીસરસ ઓફ ધી ઓરડર ઓફ ધી બ્રીટીશ એમપાયરનો ખેતાબ સને ૧૯૧૮ માં અને સર નાઇટનો નામીચો ખેતાબ નામદાર શેહેનશાહ જયોરજ પાંચમાની ૫૮ મી સાલગ્રહની ખુશાલીમાં સને ૧૯૨૨ માં એનાયત કરવામાં આવ્યો હતો.

નામદાર પોરચુગીઝ સરકાર તરફથી ધી કવાલીયર ઓફ ધી રોયલ મીલીટરી ઓરડર ઓફ અવર લેડી ઓફ કનસેપશન ઓફ વીલાવીકાઝોનો ખેતાબ સને

૧૮૯૨ ના સાલમાં એનાયત કરવામાં આવ્યો હતો. એજ ખેતાબ એવણુના મરહુમ કાકા શેઠ હોરાબજી દીનશાહુ એડનવાલાને સને ૧૮૯૨ માં એનાયત થયો હતો. બેઉ માનવંત કાકા ભતરીજાને આ ખેતાબ ચાંદ સાથે એકજ વખતે સાથે મલ્યો હતો.

પોરટુગીઝ સરકારના એવણુ એડન ખાતેના કોનસલ તરીકે કામ કરે છે અને પોરટુગીઝ મનવારોની આમદ વખતે એડન ખાતે કોનસલ તરીકે મનવારોની મુલાકાત લેય છે ત્યારે સર હોરમજીને ૯ તોપોની સલામતીનું માન આપવામાં આવે છે. એવણુની આગમજ એવણુના કાકા શેઠ હોરાબજી દીનશાહુ એડનના પોરટુગીઝ કોનસલ હતા.

રાજવંશી કુટંબોને હીંદુસતાન તરફ જતાં એડનની ભુમીપર આવકાર આપવાનું તેમજ તેઓ નામદાર તરફથી ત્યા થતાં બાદશાહી ખાણુના મેલાવડામાં બીરાજવાનું અનુપ માન સર હોરમજીએ ભોગવ્યું છે. એવણુના પીતાજી શેઠ કાવશજીના મરણ પછી નામદાર રાજા તથા તેમના પ્રતીનીધીઓને આપવામા આવેલા માનપત્રો એવણે વાંચી સભલાવ્યાં છે. નામદાર શેહેનશાહુ એડવડ Duke of York & Lancaster તરીકે ૧૯૦૧ ના સાલમાં શેહેનશાહુ બાનુ સાથે આસતરેલીયાની સફરે ગયા તે વખતે, નામદાર શેહેનશાહુ જયોરજ તથા નામદાર શેહેનશાહુ બાનું સને ૧૯૧૧ માં હીંદમાં તાજપોશીની ક્રીયા માટે પધારયા ત્યારે અને નામદાર શાહુજાદા પ્રીનસ ઓફ વેલસ સને ૧૯૨૨ માં હીંદના પ્રવાસે આવ્યા હતા તે ટાંકણે એ નામદારોને આવકાર દેવાની ગોઠવણો કરવામાં તથા તેમને ફતેહમંદીથી પાર ઉતારવામાં એવણે પોતાનો મોટો હીસ્સો આપ્યો હતો અને એડનની સઘળી પ્રજા તરફથી માનપત્રો વાંચી સભલાવ્યાં હતાં. એક વખત એડન ખાતે નામદાર શેહેનશાહુ સાથે અને તે પછી બીજી વખત નામદાર પ્રીનસ ઓફ વેલસ સાથ ખાણુ લેવાનું અનુપમાન એવણુને આપવામાં આવ્યું હતું. એ ઉપરાંત નામદાર ડયુક ઓફ કોનાટને તેમજ હીંદના વાઈસરાયો અને ગવરનરોને પોતાને દેશ જતી વખતે માનપત્રો આપવાનું માન અનેકવાર મલ્યું છે.

વડોદરાના નામદાર ગાયકવાડ તેમજ હીંદના બીજા ઘણાં રાજવંશીઓ, સરદારો, વીઝવાનો ને જાગીરદારો, તેમજ બીજા ઘણા ગ્રહસ્થોએ યુરોપ જતાં આવતાં એ માનવંત નરની પરોણાગત ચાખી છે. યુરોપ જતાં કે ત્યાથી આવતા અદના કે આલા જરથોસ્તીને એવણુની પેહેડી તરફથી સારો આવકાર આપી આદરમાન આપવામાં આવે છે.

સને ૧૯૧૨ ના સાલમાં અમેરીકા ખાતે ભરાયલી Boston Congress of Chamber of Commerce નાં એડનના વેપારી મંડળના પ્રતીનીધી તરીકે સર હોરમજીની નેમણુક કરવામાં આવી હતી તેથી પોતાના કુટંબ સાથે અમેરીકા ગયા હતા.

એડનના પોરટ ટ્રસ્ટના એક ટરસ્ટી તરીકે સને ૧૮૯૦ થી આજ દીન સુધી એવણુની આહ્ નેમણુક થતી રહી છે અને એવણુની ગેરહાજરીમાં એવણુના વડા

દીકરા શેઠ ફ્રામરોજને નેમવામાં આવે છે; વળી એડનની ચેમબર ઓફ કોમર્સ, ડીસપેનસરીઓ, વીગેરે સરકારી તેમજ જાહેર ખાતાઓમાં એવણુની નેમણુક કરવામાં આવે છે અને એવો શેઠ પોતાના કીમતી વખતના ભોગે દરેક કામમાં આગેવાની ભરચો ભાગ લઇ પોતાની શહુલા તથા મદદ આપતા રહયા છે એ ઘણુ શોભા તથા માન ભરેલું છે.

મુંબઇની ઘણી મંડળીઓ, સોસાયટીઓ, કંપનીઓ તથા ધરમખાતાઓના ટ્રસ્ટી યા મેમબર છે અને આ સંસ્થાઓને એમની શહુલા ઘણી કીમતી થઇ પડે છે. એ ઉપરાંત જરથોસ્તીભાઈ મંડલીના પ્રમુખ, ઝોરાશતરીયન એશોશીએશનના ઉપ–પ્રમુખ, પારસી સેંત્રલ એશોસીએશનની હાઉસીંગ સોસાયટીના ઉપ–પ્રમુખ છે અને સીડનહેમ કોલેજ ઓફ કોમરસના યુનીયનના આ સાલ માટે પ્રમુખ તરીકે નેમણુક થઇ છે.

## સર હોરમજીએ કરેલી સખાવતો

સર હોરમજીની સખાવત ઘણી દુર અંદેશીભરી અને પારસી કોમને ધંધા વ્યાપારમાં ઉતેજન તથા લાભ આપનારી છે. કેટલીક સખાવતો એવણુની પેહેડીને નામે થાય છે અને બીજી કેટલીક સખાવતો એવો શેઠ પોતાની ખાનગી પુંજીમાંથી કરે છે જેમાં નીચલી મુખ્ય છે.

છેલ્લા સતર વરસ થયા દર સાલ એવણુની સાલગ્રેહના મુબારક દીવસે પોતાની ગીરોથી પોતાની પેહેડીના સટાફના પ્રમાણીક જરથોસ્તીઓ તેમજ બીજા કોમના કારભારીઓને રૂપ્યા પાંચ હજારથી નવ હજાર સુધીની બક્ષેશ આપે છે, જે રકમ આજદીન સુધીમાં એક લાખ રૂપ્યા કરતાં વધુની થવા ગઇ છે.

એડનની જરથોસ્તી અંજુમનના ફંડમાં સર અવસરે વારનવાર આપેલા રૂ૩૦૦૦૦, એડન ખાતે એંગલો વરનેકયુલર સ્કુલ સ્થાપવા માટે આપેલા રૂ૨૫૦૦૦, (એ સ્કુલ સ્થાપી તેનો ચાલુ નીભાવ એવણુ કરે છે), મુંબઇના જરથોસ્તી કોમના લાભ સાચવનારી મંડળીને સંપુર્ણ દીલસોજીથી સંગીન મદદ આપી આ મંડળીના કોમી લાભ સાચવનારાં કામમાં ઘણુ વાજબી ઉતેજન આપ્યું છે. આ મંડળી હસ્તક ગરીબ બેકાર હમદીનોને ધંધે રોજગારે લગાડવા માટે મદદ કરવા આપેલા રૂ૨૫૦૦૦, ગવાલીયર સ્ટેટમાં જરથોસતી છોકરાઓને ખેતીના કામપર રોકવા માટે મદદ કરવા આપેલા રૂ૧૦૦૦૦ અને બીજા ધરમ ખાતાંઓ તથા ફંડોમાં એવણુ શેઠે પોતાની ગીરોથી આપેલી નાધલી મોટી રકમો મલી કુલે રૂપ્યા ૩ લાખને સુમારે થાય છે. એ ઉપરાંત એવણુની નામીચી પેહેડી "કાવશજી દીનશાહ એંડ બ્રધરસ"ને નામે મુંબઈ તેમજ બીજા દેશાવરો, શેહરો વગેરે મઠકોના ધરમ ખાતાઓ, ફંડો વગેરેને દર સાલ લગભગ રૂપ્યા ચાલીસ હજાર જેટલી રકમ વરસો થયાં સખાવતમાં આપવામાં આવે છે તે સાથે ગણુતા એડનવાલા કુટંબ તરફની સખાવત કુલે વીસથી પચીસ લાખ રૂપ્યાની બાદશાહી રકમની થવા જાય છે.

સર હોરમજીની કોમી સેવાઓ કાંઇ થોડી નથી તે મુગે મોઢે કાંઈબી બડબડ કરયા વગર બજાવવામાં આવી છે જેની કીમત તથા કદર માત્ર તેમન સમાગમમાં આવેલા હમદીનોજ આંકી યા બુજી શકે એમ છે. પોતાની કોમના ગરીબ બચાંઓને કેળવીને ધંધામાં રોકવાનો એમનો હેતું ઉમદા છે અને તેઓ નફટ નોકરી કરતાં સ્વતંત્ર ધંધા વેપાર તરફ ઢલતા રહે તે જોવા એવણ આતુર છે ને તેવા સાહસીક જવાનોને મદદ કરવા હમેશા તૈયાર રહે છે. તેમજ પારસી ધરમ તૃથા તવારીખની ખીલવણી માટે પણ એવણ સદા ઉતેજન આપતા આવ્યા છે. મધ્યમ વરગના જરથોસ્તીઓ માટે રહેઠાણ પુરા પાડવાના કામમાં વગર માગવે પોતાના દીલની લાગણીથી હમદીનોની સેવા બજાવવા ખાતર તન મન સાથ ધનનો ભોગ આપીને અથાગ શ્રમ ઉઠાવ્યા જઈ પારસી કોઓપરેટીવ હાઉસીંગ સોસાયટીના ફરેનડ, ફીલોસોફર અને તે સાથ નાણાવતી શરોફ તરીકે મદદ આપતા રહયા છે. એહનની જરથોસ્તી અંજુમનનો આજનો સંપ એવો શેઠને તથા એવણના ખાનદાનને આભારી છે અને અંજુમનના સુખ દુઃખમાં એવણની પેહેડી હંમેશા મદદ કરતી આવી છે.

સર હોરમજીની ઉતમ પ્રકારની ઝળકતી કારકીરદી, ઉતમ પ્રકારની સંસારી જીંદગી, સંસાર વહેવાર અને ધંધા રોજગારમાં સાચવેલા ઉતમ નીયમ. ફરજંદોને રૂડી તરબીયત, રંક કે રાય દરેકે દરેક સાથે એક સરખી નમનટાઇ, એવાં તો શ્રેષ્ટ અને સંપુર્ણ છે કે સર હોરમજી એક શેઠયાના મુબારક નામને ઇંચે ઇંચ લાયકના છે અને પારસી કોમને એવણ જેવા શેઠયાની દીલસોજીની બહુ જરૂર છે.

એડનવાળા કુટંબની તમામ દીલસોજી પોતાના હમદીનો તરફ હમેશા દેખા ડવામાં આવે છે અને ચોમેર ધીકતા ધંધાઓ ચલાવી મોટી નામના મેળવી માનપાન ભરી જાહોજલાલી ભોગવવા છતા તેઓની અસલની સાદાઈ સાલેસાઈ અને નમનતાઈ તેના અખંડ રંગ-રૂપમાં સંપુર્ણ રીતે સચવયલી છે. કુટંબનું દુન્યામાં ચોમેર પંકાએલું મુબારક નામ અને સખાવતી કામો દુન્યાની સપાટી ઉપર હજી વધુ વીખ્યાતી મેળવતા રહે અને એવોનો બહુ બોહલો વ્યાપાર પુથવી ઉપર વધુ ઝળકાવતો રહે. આમીન.

## સર હોરમજીને મલેલા માનપત્રો.

સર હોરમજીને મલેલા નાઇટ હુડના ખેતાબ માટે એવણને મુબારકબાદી આપી માનપત્ર એનાયત કરવા માટે એક મેલાવડો તા૦ ૨૭ મી જુલાઇને દીને તારદેવ ઉપરના એવણના એડનવાળા બાગમાં કરવામાં આવયો હતો. એ માનપત્ર :બરહાનપુર તાપતી મીલના સેલીગ અને પરચેસીંગ એજંટો અને: હારીશ સટાફના સભાસદો તેમજ મેસરસ કાવસજી દીનશાહ એંડ બ્રધરશના સટાફ તરફથી શેઠ રામદાસ નારાયણદાસના પ્રમુખપણા હેઠળ આપવામાં આવ્યું હતું. શેઠ રામદાસે સર હોરમજીની ઘટા શબદોમાં સ્તુતી

કરવા પછી બુરાનપુર મીલના સેક્રેટરી શેઠ પીરોશાહ કાવશજી બામજીએ માનપત્ર વાંચી સંભલાવ્યું હતું અને એ માનપત્ર એક સુંદર કાસકેટ સાથ સર હોરમજીને એનાયત કીધું હતું. સર હોરમજીએ પોતાને આપેલા માન માટે સરવેનો ઉપકાર માની જણાવયું કે તમો સઘળાઓને મીત્ર તરીકે ગણ્યા છે અને મીત્રો તરીકેની મદદ તમો તરફથી મલી છે. એ પછી હાજર રહેલાઓએ રીફ્રેશમેંટ લેવા બાદ મેળાવડો વીસરજન થયો હતો.

બ્રીટીશ ઇસ્ટ આફ્રીકાના મોમબાસામાં વસ્તા જરથોસ્તીઓ ઉપર સર હોરમજીએ કરેલા બેહદ ઉપકાર માટે ત્યા વસ્તા કેટલાક જરથોસ્તી ભાઇઓએ તાં૦ ૧ લી સપટેમબર ૧૯૨૨ ને દીને સવારના ૯-૩૦ અમલે સર હોરમજીના તારદેવ ખાતેના બંગલામાં એવણુ શેઠને એક માનપત્ર ચાંદીના કાસકેટ સાથે એનાયત કીધું હતું. આ માનપત્ર મોમબાસામા વસ્તા પારસી અંજુમનના સરવે બીરાદરોની સમતીથી આપવામાં આવ્યું છે. સર હોરમજીએ હાજર રહેલાઓનો ઉપકાર માની જણાવ્યું કે આજના જુવાન છોકરાઓ મુંબઇ જેવાં ગીચ શેહેરમાં ટુંક પગારે પડી રહે છે તેના કરતાં દુર દરાઝ મુલકમાં જવાને આગ્રહ કરયો હતો અને ત્યા જઈ આબાદ રહે એવુ ઇચ્છયું હતું.



પારસી કોમના સખાવતી સખી વજુદ બાનુ
લેડી ફ્રેની ધનજીભાઈ બમનજી.



એવણ પોતાના પતીના પરમાર્થી કામોમાં દીલસોઝ ભાગ હમેશા લે છે.

પારસી કોમના લખેશરી શેહેરી અને મોટા વેપારી
સર ધનજીભાઈ બમનજી, નાઈટ.



રાજ કરતી કોમના નવા વરસની ખુશાલીમાં સર નાઈટનો નામીચો ખેતાબ
મેળવનાર માનવંત સખી અગ્રેસર.

પારસી કોમના લખેશરી શેહેરી અને મોટા વેપારી

# સર ધનજીભાઈ બમનજી નાઇટ,

એવણની કીરતીવન જીંદગીની ટુંક નોંધ.



પારસી કોમના નામીચા સપુત, શાહ સોદાગર તથા મોટા વેપારી અને માનવંત સખાવતી શેઠયા શેઠ ધનજીભાઈ બમનજી ઉપર નાઇટ હુડના ઉંચા ખેતાબની લાયક નવાજેસ આપણી રાજ કરતી બ્રીટીશ કોમના નવા વરસની ખુશાલીમાં માનવંત શેહેનશાહ જ્યોરજ પાંચમા તરફથી કરવામાં આવી છે. એ ખેતાબની સનદ નામદાર શેહેનશાહે પોતાના હાથે ફેબરવારી ૧૯૨૨ માં લંડન ખાતે એવણને એનાયત કરી હતી. સર નાઇટનો માનવંત ખેતાબ મેલવનાર શેઠ ધનજીભાઈ બમનજીને મલેલા આ માન માટે મુબારકબાદી આપી ઇચ્છીએ કે ભવીશયમાં એથી જાદા માન મેલવવાને ભાગયશાલી થાય.

સર ધનજીભાઇનું માનવંત નામ, એવણની નમુનેદાર જીંદગી, વેપારી તરીકેની કુનેહ અને મોટી સખાવતોને લીધે આપણી કોમમાં તેમજ પરકોમમાં મોટું માન ધરાવે છે, તેવોજ એવણનો સરકાર દરબારમાં વગ વસીલો બહુ મોટો અને ઓહોલો છે. માનવંત શેહેનશાહે જે મોટું માન આ સખી શેઠયાને આપ્યું તેથી લાયક નરની વાજબી કદર બુજેલી કહેવાશે અને પારસી કોમે એવણને મલેલા આ મોટા માનને પોતાનું ઘણી ઘણા વાહાલ અને માનથી વધાવી લીધું છે. આપ બળથી આગળ વધીને આવા ઉંચ દરજાએ પોહોચેલા આ સખી વજુદ શેઠયાના પરમારથની આવી કદર બુજાયલી જોઈ આપણને સંતોષ ઉપજે છે. સર ધનજીભાઈ અને એવણના નેક મોહરદાર લેડી ફ્રેનીને મુબારકબાદી આપ્યે છીએ અને આ કરતા વધારે માન સાથ જાહોઝલાલી ભોગવી એવોએ મેલવેલી કીરતીમાં વધારો કરવાને અને પોતાનો સખાવતી દસ્ત લંબાવતા રહી, પોતાના અમીરી દીલ ગુરદાનો લાભ કોમને આપતા રહી, કોમનું ભલુ કરવાને લાંબી જીંદગી, સુખવાસી તંદરેસ્તી ભોગવે એવી દુવા ચાહીએ છે તે આમીન હોજો.

સર ધનજીભાઈની શેહાડી પુણાના જાણીતા શેહેરી શેઠ કુંવરજી અરદેશર કન્ટ્રાકટરના સખી દીકરી બાઈ ફ્રેની સાથે ઇસ્વી સને ૧૯૧૪ ના સાલમાં બીજી વાર થઈ હતી.

## સર ધનજીભાઇને મળેલું માનપાન.

સર ધનજીભાઇને વેલાતની વીંડસર ખાતેની બ્રીટીશ લીજનના વાઇસ પ્રેસીડંટ તરીકે આ વરસે નેમી માન આપ્યું છે.

મુંબઈના નામદાર ગવરનરની લેવીમાં હાજર થવાનું માન આજ વરસો થયા એવણ ભોગવતા આવ્યા છે.

નામદાર પ્રીનસ ઓફ વેલસ હીંદની મુસાફરીએ નીકલેલા મુંબઈમાં તા૦ ૧૭ મી નવેમબર ૧૯૨૧ ને દીને પધારયા હતા ત્યારે બીજે દીવસે થયલા બાદશાહી ખાણાના મેલાવડામાં પારસીઓમાં સર ધનજીભાઇ અને લેડી ફરેનીને હાજર થવાનું માન મલ્યું હતું અને લેડી ફરેની નામદાર શાહાજાદાના દાબા હાથ ઉપર બીરાજ્યાં હતાં.

સર ધનજીભાઇ અને લેડી ફરેનીની યુરોપ ખાતેની મુસાફરી દરમ્યાન જુન ૧૯૨૨ માં લંડન ખાતે ભરાયલી લેવી હીઝ મેજેસટીક કોરટમાં લેડી ફરેનીને હાજર થવાનું માન મલ્યું હતું જ્યાં બધા લેડીસો હાજર થાય છે. તેમજ નામદાર મહારાણીના ભાઈ ડયુ ઓફ એથલોન (Athlon) ને ત્યાં ટી પારટી ઉપર સર ધનજીભાઈ તથા લેડી ફરેનીને નોતરવામાં આવ્યાં હતાં.

પુણા અને ખડકીના જરથોસ્તીઓની એક જાહેર સભા તા૦ ૪ થી જાનેવારી ૧૯૨૨ ને દીને સર દીનશાહ માણેકજી પીટીટ પુણા પારસી જીમખાના હોલમાં સરદાર દસ્તુર કેકોબાદ આદરબાદ દસ્તુર નોશીરવાનના પ્રમુખપણા હેઠળ મલી હતી. એ વખતે હાજર રહેલા ગ્રહસ્થોએ સર ધનજીભાઇને મલેલા ખેતાબ માટે પોતાની ખુશાલી દરશાવી એક માનપત્ર ચાંદીના કાસકેટ સાથે એવણને આપવાનો ઠરાવ કીધો હતો. આ માનપત્ર સર ધનજીભાઇને એવણની પુણાની મુલાકાત દરમ્યાન એનાયત કરવામાં આવ્યું હતું જેનો એવો શેઠે માયાકુલ શબ્દોમાં જવાબ વાળયો હતો.

સુવાલી ગામના જરથોસ્તીઓની એક સભા તા૦ ૮ મી જાનેવારી ૧૯૨૨ ને દીને સહવારે ત્યાની અગીયારીમાં શેઠ રતનજી ભીખાજી જીજીનાના પ્રમુખપણા હેઠળ મલી હતી. શરૂઆતમાં જશન કરવા પછી સર ધનજીભાઇને મુબારકબાદી આપનારૂ માનપત્ર વાંચવામાં આવ્યું હતું જે એવણ સાહેબ ઉપર મુંબઇ મોકલી આપવામાં આવ્યું છે.

ભરૂચની જરથોસ્તી અનજુમન તરફથી માનપત્ર આપવાનો એક મેળાવડો તા૦ ૧૨ મી જાનેવારી ઈસ્વી સને ૧૯૨૨ ને દીને સાંજે સર ધનજીભાઈની કોટની આફીસમાં કરી એવણને માનપત્ર એનાયત કરવામાં આવ્યું હતું. એ વેળા ભરૂચની જરથોસ્તી અંજુમનના અકાબર ખાનબહાદુર આદરજી મનચેરજી દલાલ અને અંજુમનના બીજા ત્રસ્ટીઓના એક ડેપ્યુટેશને એવણની મુલાકાત લઇ માનપત્ર વાંચી સંભળાવ્યું હતું.

એવણ શેઠને મુબારકબાદી આપનારા તારના સંખ્યાબંધ સંદેશાઓ, કાગળો જુદા જુદા શહેરો ખાતેથી આવ્યા હતા, તેમાં નામદાર પ્રીનસ ઓફ વેલ્સ, નામદાર વાઈસરાય લોરડ રેડીંગ, મદરાસના નામદાર ગવરનર લોરડ વીલીંગડન, નામદાર ગાયકવાડ મહારાજા, બીકાનેરના નામદાર મહારાજા, અને પતીયાલાના નામદાર મહારાજા તેમજ ઉદવાડા, પુણા, ભરૂચ, સકર, કરાંચી વગેરે શેહરોની જરથોસ્તી અંજુમન તરફથી હતા.

સખી વજુદ શેઠયા સર ધનજીભાઇ બમનજી અને એવણુના ધણીયાણી લેડી ફ્રેની તા૦ ૧૪ મી જાનેવારી ૧૯૨૨ ને દીવસે પી. એંડ ઓ. કંપનીની મેલ સ્ટીમર કયસરે હીંદમાં યુરોપની સફરે ગયાં હતાં. આ ભાગયશાળી જોડાને વીદયાગીરીનું માન આપવાને અને એવોએ મુંબઇના છેલા હુલડ વેળાએ જે કીમતી મદદ પોતાની કોમને આપી હતી તેની કદરસનાસીમાં પારસી બાનુઓ અને ગ્રહુસ્થો ઘણી મોટી સંખ્યામાં બેલારડ પીયર ઉપર હાજર થયાં હતાં, જેઓએ પોતાના આ માનીતા સખી શેઠયા અને એવણુના બાનુને ફુલોના ગજરા અને તોરાઓથી વધાવી લઈ સફર સફળ ઈચ્છી ખુશાલીના જોશબંદ અવાજોથી બારાને ગજાવી મુક્યું હતું. પોતાને આપવામાં આવેલા આવા અસાધરણુ મોટાં માન માટે સર ધનજીભાઈએ અને લેડી ફ્રેનીએ હસ્તે મુખડે સરવેનો આભાર માન્યો હતો અને પારસી કોમની વધુ ઉપયોગી અને સંગીન સેવાઓ બજાવવાની પોતાની ઉમેદ દરશાવી હતી. સેંકડો જરથોસ્તીઓના હુરરેના અવાજોની ચાલુ ગરજનાઓ વચે એઓ મુંબઈનો કીનારો છોડી ગયાં હતાં.

સર ધનજીભાઈ અને લેડી ફ્રેની મુંબઈથી ઉપડેલા ઇંગલંડમાં વીંડસર ખાતેની "ધી વીલોજ" વાલી પોતાની એસટેટ ઉપર તા૦ ૨૯ મી જાનેવારીએ જઈ પુગતાં ત્યાં તેઓને દીલોજાન આવકાર મલ્યો હતો. લંડનમા તેઓ સાંજે સાડા ચાર વાગતે જઈ પોહોંચતાં તેઓને સંખયાબંધ મીત્રો અને પારસી કોમ તરફનાં ડેપયુટેશને આવકાર આપયો હતો. તે પછી તેઓ મોટરમાં બેસી "ધી વીલોઝ" વાળાં પોતાના મકાનમાં સાંજે જઇ પોહોંચયાં હતાં. મીલકતને મોખરે વીજળીક રોશની સાથનું આરકુ ઉભું કરવામાં આવ્યું હતું, જયાં તયાંનાં લોકોનું મોટું ટોલું તેઓને આવકાર આપવાને ભેગું મળયું હતું. મકાનના હોલમાં ઘર ખટલાનો સ્તાફ ભેગો મળયો હતો જેણે તેઓને આવકાર આપયો હતો અને સર ધનજીભાઇ અને લેડી ફ્રેનીએ તેઓ સાથે શેકહેંડ કીધી હતી. વળી બહાર ભેગાં મળેલાઓને ચા પુરી પાડવામાં આવી હતી, તથા દરેક પરોણાને દશ શીલીંગની નોટ ભેટ આપવામાં આવી હતી.

લંડન ખાતે યુરોપના પારસી એસોસીએશન તરફથી રીઝ હોટલમાં જમશેદી નવરોઝે સર મનચેરજી મે૦ ભાવનગરીના પ્રમુખપણા હેઠળ કરવામાં આવેલા ખાણાના મેલાવડામાં એસોસીએશન તરફથી સર મનચેરજીએ સર ધનજીભાઈ અને લેડી ફ્રેનીને હુલડવેલા મદદ આપવા માટે ઉપકાર માનનારો તથા નાઇટ હુડના ખેતાબ માટે મુબારકબાદી દરશાવનારો એક "એનગ્રોસ" કીધેલો ઠરાવ ભેટ આપ્યો હતો. તેમજ. ફીલડ મારશલ અરલ હેગે મુંબઈમાંથી હીંદીઓને દક્ષીણુ આફ્રીકા ખાતે તથા મહાન લડાઇ માટે તઇયાર કરીને મોકલાવવામાં સર ધનજીભાઈએ બજાવેલી ઘણી કીમતી સેવાઓની તારીફ કરી હતી. લેડી ફ્રેનીએ પોતાની તથા પોતાના ધણી તરફથી જવાબ આપતાં જણાવ્યું કે અમોં ફક્ત હમારી ફરજ બજાવ્યે છીએ.

## સર ધનજીભાઇએ કરેલો ધંધો.

સર ધનજીભાઇએ પોતાના આપ બળથી અને જાતી મહેનતથી આગળ વધી મુંબઈ નગરીમાં પોતાનો ધંધો ચલાવી ઘણી નામના અને કીરતી મેળવી વેપારી વરગમાં સારી આંટ ધરાવે છે. એવણુના મરહુમ પીતાજી શેઠ બમનજી ધનજીભાઈએ સને ૧૮૫૨ ના સાલથી ધંધો ચલાવવાનો શરૂ કીધો હતો તેમાં સર ધનજીભાઈએ વરસો થયાં જોડાઈ પોતાની બાહોશીથી પોતાનું બીઝનેસ મોટા પાયા ઉપર વધારી મેલ્યું છે. મુંબઈની સુકી ગોદીનું કંત્રાકટ એવણુ શેઠ હસ્તક ચાલે છે અને બ્રીટીશ ઇંડયા કંપનીની તેમજ બીજી ઘણી કંપનીઓની આગબોટને ખોરાકી કોલસો વગેરે દરેક ચીજો મોટા જથામાં પુરી પાડે છે. સ્ટીમરોને રંગવાનું કામ ઘણુા બહોલા પાયા ઉપર ચલાવવામાં આવે છે. હરરોજ દોઢથી બે હજાર કામદારો એવણુ હસ્તકથી રોજી મેળવે છે અને પોતાના કામકાજ ઉપર દેખરેખ રાખવા માટે એવણુની કોટની હેડ આફીશ ઉપરાંત મુંબઇમાં બીજી પાંચ આફીસો રાખી છે તેથી દરેક જગાઓનું કામકાજ ઘણી સહેલાઇથી તેમજ ચોકસાઈથી બજાવી શકાય. એવો શેઠની આફીસોમાં લગભગ દોઢસો જરથોસ્તીઓ કામ કરે છે અને સારી રોજી મેળવે છે. એવણે જરમન તથા બોયર લડાઈઓ વખતે તથા બીજી જુદી જુદી લડાઇઓ વખતે નામદાર સરકારની ઘણી કીમતી સેવાઓ બજાવી સારી મદદ આપી છે. એવણે જરમન મહાન લડાઈ વખતે તેમજ દક્ષીણ આફ્રીકા ખાતે ઘણા હીંદીવાનોને તઇયાર કરી મુંબઇથી મોકલી આપી સરકારની સારી સેવા બજાવી છે.

## સર ધનજીભાઇએ કરેલી સખાવત.

સર ધનજીભાઇએ યુરોપ ખાતેના જાહેર ધરમ ખાતાઓને, લશકરી સંસ્થાઓને તેમજ દુખ નીવારણ ફંડોમાં હજારો પાંઉડની બખક્ષેસ કરી પોતાની ઉદારતા બતાવી આપી છે, તેમજ આ દેશમાં પણ કોમી તથા પરકોમી ફંડો અને ધરમ ખાતાંઓને દુલ્લાં દીલથી ઘણી સારી મદદ કરી છે. એવણુ શેઠની કોમી સેવાઓ પણ બહુ બહોલા પ્રમાણુમાં થયલી છે. આ સખી શેઠયાએ કેળવણીનો ફેલાવો કરનારા ખાતાઓ તથા અંગ બળની ખીલવણી કરનારી સંસ્થાઓને તથા બીજા અનેક ખાતાઓને હાતમ દીલથી નાણાની મદદ આપી છે. વળી એ પરોપકારી શેઠયાએ ૧૯૨૧ માં મુંબઈમાં થયલાં છેલ્લાં હુલડ દરમ્યાન કટોકટ વખતે પોતાના હમદીનોની મદદે હીમતથી બહાર પડી નાણાની મદદ કરી કોમની જે અમુલ્ય સેવાઓ બજાવી હતી તે કદી વીસરાઈ શકાશે નહી.

પારસી કોમનાં મધ્યમ વરગના છોકરાઓને ધરમ કેળવણી આપી તેઓનું પાલન પોશન કરી ઉદયોગ હુનર શીખવવા માટે એક કરોડ રૂપ્યાની બાદશાહી રકમ સખાવતમાં આ વરસે આપવાનો એવણુ શેઠનો વીચાર છે એમ જાહેર કરવામાં આવ્યું હતું જેને લગતી સંપુણ વીગતો હજી બહાર પાડવામાં આવી નથી.

નામદાર પ્રીનસ ઓફ વેલસને મુંબઈમાં આવકાર આપવાના ફંડમાં રૂ૩૫૦૦૦ આપ્યા હતા અને એ નામદારને લઇને હીંદુસ્તાન ખાતે આવેલી બાદશાહી મનવાર રીનાઉડના હાફીસરો તથા સેલરોને હીંદના જુદાં જુદાં શેહરો જોવાની ગોઠવણ સર ધનજીભાઇની ઉદારતાના પરીણામે કરવામાં આવી હતી. લગભગ

૧૧૬૦ જણાઓને મુંબઇથી સ્પેશીયલ ત્રેનોમાં મોકલી દીલ્હી વગેરે ઠેકાણે ફેરવ્યા હતા અને એવોની મુસાફરી પાછલ સુમારે એક લાખ રૂપ્યાનો થયલો ખરચ એવણે આપ્યો હતો. એવણની આ ઉદ્દારતા માટે નામદાર પ્રીનસ ઓફ વેલસ હીંદની મુસાફરી પુરી કરી પોતાને વતન યુરોપ ગયા ત્યારે લંડનના સ્ટેશન ઉપર હાજર થવાનું તેડુ સર ધનજીભાઇને કીધું હતું અને ત્યા એવણનો નામદાર પ્રીનસે આભાર માન્યો હતો.

પુણાની સરદાર દસ્તુર હોશંગ બોયઝ હાઈસ્કુલ માટે મકાન બાંધવા સારૂ રૂ૫૦૦૦૦ અને સ્કોલરશીપો માટે રૂ૧૦૦૦૦ તેમજ પુણાની સરદાર દસતુર નોશેરવાન ગરલસ હાઈસ્કુલના હોસટલ માટે રૂ૨૫૦૦૦ અને પુણાના સર દીનશાહ માણેકજી પીટીટ પારસી જીમખાના માટે એક મોટો હોલ તથા બેડમીટ઼ંન માટે રૂ૧૦૦૦૦ આપ્યા છે. તેમજ માહાબલેસ્વર ખાતેની અંગરેજોની કલબના મકાન ઉપર એક માલ ચડાવી તેની અંદર સુધારો વધારો લગભગ લાખ રૂપ્યાને ખરચે કરી આપવા સર ધનજીભાઇએ જણાવ્યું છે.

સુરત જીલ્લાના સુવાલી ગામમાં એક ધરમનું દવાખાનું ઇસ્વી સને ૧૯૨૦ ના સાલમાં સર ધનજીભાઈએ બંધાવી જાહેર વપરાસ માટે ખુલ્લું મુકયું છે.

સર ધનજીભાઈએ યુરોપ ખાતેની પોતાની મુસાફરી દરમ્યાન મારચ ૧૯૨૨માં વીંડસર ખાતેની બ્રીટીશ લીજન કલબ સ્થાપવા માટે ૫૦૦૦ પાઉંડ તથા તેના જનરલ ફંડમાં ૫૦૦૦ પાઉડ અને વીંડસરની કીંગ એડવરડ હાસપીટલમાં ૫૦૦૦ પાઉંડ બક્ષેશ આપ્યા છે.

આપણી કોમના અરધો દજન સભાસદોને પાછા હીંદ ખાતે મોકલાવવા માટેનો લગભગ ૨૦૦ પાઉંડ જેટલો ખરચ લંડન ખાતેની યુરોપની પારસી એસોસીએશને કીધો હતો તેથી એવણે એ એસોસીએશનને ડોનેશન તરીકે આ વરસે ૨૦૦ પાઉંડ આપ્યા હુતા તેમજ એ ખાતાને અગાઉ ૫૦૦૦ પાઉંડની તથા બીજી નાણાની ઘણી ધરખમ મદદ કીધી હતી.

છેલ્લી લડાઈ વેળાએ ફ્રાનસમાંના બ્રીટીશ લશકરના એક વેળાના વડા ફીલ્ડ મારશલ હેગને ઘોડા ઉપર બેઠેલા બતાવનારૂં પુતલું એડીનબરગ શહેરને સર ધનજીભાઈ ભેટ આપનાર છે તે તઇયાર કરવાનું કામ મી૦ જી. ઇ. વાડીને સોંપવામાં આવ્યું છે, જેમણે બાદશાહી કુટંબનાં ઘણાં નામાંકીત લડવઇયા અને રાજદવારી–ઓનાં પુતલાં તઈયાર કીધાં છે. આ બાવલુ કાંસાંનું બનાવવામાં આવશે અને તેની બેઠક સંગે મરમરની રહેશે. સર ધનજીભાઈ ફીલ્ડ મારશલ હેગના ભારે વખાણનાર છે.

સર ધનજીભાઈના ઉતમ પ્રકારની ઝગકતી કારકીરદી, સંસાર વેહવાર અને ધંધા રોજગારમાં સાચવેલા ઉતમ નીયમ, રંક કે રાય દરેકે દરેક સાથે એક સરખી નમનટાઈ, એવાં તો સરેષ્ટ છે કે સર ધનજીભાઈ એક શેઠયાના મુબારક નામને લાયકના છે અને પારસી કોમને એવણ જેવા સખી શેઠયાની દીલસોજીની ઘણી જરૂર છે. એવણ શેઠ તથા એવણના નેક ધણીયાણી લેડી ફરેની પોતાની હમદીન કોમ તરફ હમેશા દીલસોજી દેખાડી સદા મદદ કરતાં આવ્યાં છે. એવોનું દુન્યામાં ચોમેર પંકાયલું મુબારક નામ અને સખાવતી કામો દુન્યાની સપાટી ઉપર હજી વધુ વીખ્યાતી મેળવતા રહે અને એવોનો બહુ બોહોળો વ્યાપાર પુરથવી ઉપર વધુ ઝળકાવતો રહે આમીન!

# મુંબઇની એરીસ્ટોક્રેટીક સોસાયટીનું પનોતું મંદીર.

**રેશમી કાપડની આ સઉથી મોટી આગેવાન પ્રખ્યાત દુકાનમાં જ્યારે પણ દાખલ થશો ત્યારે હંમેશાં દરેક માલનો ગંજાવર સ્ટોક તમો જોશો.**

**એમપાયર બીલ્ડીંગ**




**હોરનબી રોડ, કોટ, મુંબઈ.**

**પઇસા થોડા કમાવા, પણ ઘરાકોને રાજી રાખી ઘરે મોકલવા એ અમારો નીયમ છે. અમારી દુકાને જુનો માલ બીલકુલ રાખતાજ નથી.**

**જ્યારે પણ જોશો તો બસ બધો તાજોજ સ્ટોક**

છેલ્લામાં છેલ્લી વેરાયટીઝ, લેટેસ્ટ ફેશનની સાડીઓનો સ્ટોક હમેશાં દર મેલે આવતોજ જાય છે

## લગનસરા માટે તમોને તમારી ગુંજાસ માફકનો માલ અમારે ત્યાંથી મલશે

**કસબી સાડીઓ, કોરો, ઝબલાં વીગેરે હમારા હુશીયાર કારીગરો પાસે વાયદાસર ભરાવી આપશું. અમારે ત્યાંનું ફાંકડું ભરતકામ ભલભલા ચતુરને છક કરી નાખે છે—ભલે પધારો.**

પારસી કોમના માનવંત સખાવતી શેઠયા
શેઠ મેરવાનજી મનચેરજી કામા.



મનચેરજી ફરામજી કામા અથોરનાન ઇનસ્ટીટયુટ સ્થાપવા માટે પચીસ લાખ રૂપીયાની બાદશાહી રકમ સખાવતમાં આપનાર સખી શેઠયા.

**પારસી કોમના માન પામેલા સખી વજુદ શેઠયા**
**મરહુમ શેઠ મનચેરજી ફરામજી કામા.**



**જન્મ**—રોજ ૬ઠા, માહા ૬ઠા, કદમી સને ૧૧૮૦ યઝદેજરદી,
તારીખ ૯મી ફેબ્રુવારી ઇ. સને ૧૮૧૧.

**મરણ**—રોજ ૮મો, માહા ૮મો, કદમી સને ૧૨૬૩ યઝદેજરદી.
તારીખ ૨૨મી માર્ચ ઇ. સને ૧૮૯૪.

પારસી કોમના માનવંત સખાવતી શેઠયા

# શેઠ મેરવાનજી મનચેરજી કામા

## એવણની જીંદગીની ટુંક વીગત.

પારસી કોમના સખી વજુદ શેહેરી અને સખાવતી શેઠયા શેઠ મેરવાનજી મનચેરજી કામાએ પોતાના મરહુમ મુરબીજી બાવાજી શેઠ મનચેરજી ફરામજી કામાની યાદગારી સદાકાળ જાલવી રાખવા માટે શેઠ મનચેરજીને નામે અથોરનાન જાદાઓના લાભ માટે મોટા પાયા ઉપર એક ઈનસ્ટીટયુટ સ્થાપી તે માટે આ વરસે સખાવતમાં એકી વખતે પચીસ લાખ રૂપયાની રકમ આપી છે. શેઠ મેરવાનજીએ કરેલી હાતમદીલ બક્ષેશમાંથી આ કોમ ઉપયોગી મોટું ધરમ ખાતું "મનચેરજી ફરામજી કામા અથોરનાન ઇનસ્ટીટયુટ" ને નામે ઓલખાશે અને એની સ્થાપના કરી તે માટેનું ટ્રસ્ટડીડ તા૰ ૩૦ મી મારચ ૧૯૨૨ ને દીને કરી રેજીસ્ટર કરાવવામાં આવ્યું છે. આ નમુનેદાર ખાતાથી સખી શેઠ મેરવાનજીનું તેમજ એવોના પીતાજી શેઠ મનચેરજીનું નામ તેમજ કામ સદાકાલ યાદ રહી જશે અને એનો લાભ મેલવી બહાર પડેલા અથોરનાન સાહેબો સદાના એવો સાહેબના આભારમાં રહેશે.

આ કોમ ઉપયોગી ધરમખાતું બરપા કરનાર સખી વજુદ શેઠયા શેઠ મેરવાનજી મનચેરજી કામા જેવણનો જન્મ રોજ ૧૭ મો માહા ૨ જો કદમી સને ૧૨૧૯ યઝદેજરદી, તારીખ ૧૩ મી અકટોબર ૧૮૪૯ ઇસ્વીને દીને મુંબઇમાં થયો હતો.

શેઠ મેરવાનજીએ શરૂઆતમાં કેળવણી રૂસ્તમદારૂ દાદાચાનજીની નીશાળમાં લીધી હતી. તે પછી ફોરટ બ્રાનચ સ્કુલમાં થોડો વખત અભ્યાસ કરી એલફીનસ્ટન હાઇ સ્કુલમાં જોડાઈ ઇસવી સને ૧૮૬૮ ના સાલમાં મેત્રીકયુલેશનની પરીક્ષામાં એવણ પસાર થયા હતા. વધુ અભ્યાસ માટે એલફીનસ્ટન કોલેજમાં દાખલ થઇ ઈસ્વી સને ૧૮૭૨ માં બી. એ. ની પરીક્ષા પસાર કરવા પછી ૧૮૭૩ માં બી. એ. ની ડીગરી એવણને મળી હતી. શેઠ મેરવાનજીની શેહાડી એવણના કાકા શેઠ પેસતનજી કામાના બેટી બાઇ આઇમાય સાથે ઈસ્વી સને ૧૮૭૧માં થઈ હતી અને એવો શેઠને ત્યા ફરઝંદની વૃદ્ધી થઈ નથી.

### શેઠ મેરવાનજીનું કુટુંબ.

શેઠ મેરવાનજીનું કુટુંબ અસલ શેઠ કામાજી કુંવરજીના નામથી શરૂ થાય છે. કામાજી સુરતની પશચીમે પેલેપાર આવેલા ટેણા ગામના રહેવાસી હતા. તેવણ આજ ૧૮૭ વરસ ઉપર વાડીયા ખાનદાનના વડા શેઠ લવજી સાથે પોતાના ખાનગી કારણે

વતન છોડી મુંબઈ આવ્યા હુતા અને મુંબઈમાં સરકારી તીજોરી ખાતામાં નોકરીએ રહયા હતા. શેઠ કામાજીને બે દીકરાઓ શેઠો એદલજી અને મનચેરજી કરીને હતા. શેઠ મનચેરજી ચીન સાથ મોટા પાયા ઉપર વેપાર ચલાવતા અને એવણને બી ત્રણ દીકરાઓ શેઠો ફરામજી, હોરમજી તથા નશરવાનજી કરીને હતા. શેઠ ફરામજી મનચેરજી કામા તા૦ ૧૪ મી જુન ૧૮૨૩ ને દીને ૪૩ વરસની વયે ગુજરયા હતા. એવણે સને ૧૮૦૦ ના સાલની આગમજ ચીન ખાતે બએવાર સફર કરી મુંબઇ આવી ચીનનો વેપાર તથા આદતનું કામ બોહુળા પાયા ઉપર ચલાવવા માંડયું હતું. શેઠ ફરામજીના પુણ્ માટે એવણના બેટા શેઠ મનચેરજીએ તે શેઠ મેરવાનજીના બાવાએ મુંબઇની પારસી પંચાયતને દોખમાની જમીનની લગોલગ ૮૩૫૯ વાર જમીનનો ટુકડો તથા રૂ૩૦૦૦ ની સરકારી લોન સને ૧૮૮૪ ના સાલમાં આપી હતી.

શેઠ ફરામજીને ચાર દીકરાઓ, શેઠો મંચેરજી, પેસતનજી, બમનજી તથા ડોસાભાઇ કરીને હતા. તેઓ મધેના વડા શેઠ મંચેરજીનાં બે દીકરાઓ શેઠ મહેરવાનજી તથા મરહુમ શેઠ હોરમજજી હતા.

શેઠ મનચેરજીએ ૧૮૩૨ નાં સાલમાં "મનચેરજી ફરામજી કામાને" નામે વેપારી પેહેડી સ્થાપી હતી. એવણે ૧૮૮૨ ના સાલમાં પોતાના બાવાની યાદમાં ફરામજી મનચેરજી કામાંના ધરમખાતાના નામથી એક પકકુ ત્રસ્ટ કરી પોતાની બે કીમતી જમીન જેનું ફરજનદારીનું વારસીક ભાડું રૂ૬૯૦૦ ઉપજતું હતું અને હાલબી ઉપજે છે તે ત્રસ્ટીઓને સ્વાધીન કીધી હતી તેનાં ત્રસ્ટીઓ તરીકે શેઠ મનચેરજી પોતે, શેઠો રૂસતમજી પેસતનજી કામાં તથા મરહુમ શેઠ હોરમજી બેહરામજી કામા ઉપરાંત તેવોનાં બેટાઓ શેઠ મેરવાનજી તથા મરહુમ શેઠ હોરમજી પણ હતા. એ ફંડનો વહીવટ મુખ્ય કરીને એ બે ભાઇઓ કરતા હતા. આ ફરામજી મનચેરજી કામાના ધરમાદા ખાતાનાં ફંડમાંથી સરવ જ્ઞાતના ગરીબોને મદદ કરવા ધરમના મકાનોને આશરો આપવા તથા ગરીબના નાવારેસ જરથોસ્તીઓને નવજોત, લગન અને મરણ વખતે મદદ કરવાનું ફરમાવ્યું હતું. એ ફંડની નેમ કોઇબી જરથોસ્તી જમાનાની ગીરદેશીથી દગાણમાં આવી ગયો હોય તેને નાણાંની તથા બીજી હર કોઇ મદદ આપવાની વીગેરે છે, પણ તેની મુખ્ય ખુબી એ છે કે તેનો હીસાબ જે ઓછામાં ઓછા પાંચ વરસે તુલોતવીલ છાપવાને ફરમાવ્યું છે તેમાં મદદ લેનારાઓના નામ આપવા નહી એવી ફરમાસ કીધી છે.

## શેઠ મેરવાનજીએ પોતાના મરહુમ ભાઇ શેઠ હોરમજી સાથે કરેલો ધંધો.

શેઠ મેરવાનજીએ ગ્રેડયુએટ થયા પછી શરૂઆતમાં વાંદરા ખાતેની શેઠ ફરામજી ભરૂચા હસ્તક ચાલતી બોરડીંગ સ્કુલમાં હેડ માસ્તર તરીકે નોકરીએ રહયા હતા. થોડા વખત પછી મુંબઇમા કોટમા આવેલી મેસરસ વીલીયમ બેલની કંપનીમાં જોડાઈ સેલસમેન તરીકે કામ કીધું હતું.

એવણનું ધ્યાન ધંધા તરફ વધુ લાગવાથી ઇસ્વી સને ૧૮૭૭ ના સાલમાં પોતાના મરહુમ ભાઈ શેઠ હોરમજી સાથે મલી ભાગમાં શરાફી ધંધો તેમજ મીલકતોનો વહીવત કરવાનું શરૂ કીધું હતું.

શેઠ મેરવાનજી તથા એવણના ભાઈ મરહુમ શેઠ હોરમજી, એ બંને બીરાદરો વચેનો સંપ ઘણોજ વખાણવા જોગ હતો. એઓ બંને ભાઈઓ સાથેજ ધંધો રોજગાર કરતા હતા અને એકમેકના મતને ટેકો આપતા તેમજ દરેક કામમાં બંને બીરાદરો હમશરીક હતા. એ બંને ભાઈઓને પોતાના પીતાની મોટી મીલકતોનો વારસો મલ્યો હતો જે પોતાના કરકસરીયા કારભારથી તેમાં ઘણો સારો વધારો થયો છે. આ કામા બીરાદરો શેઠો મેરવાનજી તથા હોરમજીએ વેપાર ઉદ્યોગને ઉતેજન આપવા ખાતર ઘણાક દેશોઉપયોગી સાહાશો માટે મદદ તરીકે હજારો રૂપયાની રકમ ધીરી તેઓને હાર પાડયા હતા. એવો સાહેઓ જેનેબી નાણા ધીરતા હતા, તેઓને બનતા સુધી નાણા પાછા વસુલ કરવા માટે કદીબી દુખ દેતા નહી જે એવોના સખી દીલગુરદાની સાબેતી પુરી પાડે છે. મુંબઈની નજદીક કુરલા ભણી પવાઈ બાજુ તરફ અગાઉ (agave) ફાઇબરની ખેતીની અજમાયશ કરવા અને આપણી તરફ એ રેશાનો ઉપયોગ થાય તે માટે તેને ઉતેજન આપવા સારૂં એક યુરોપીયનને ઘણી મોટી રકમ એક દાહેકાની વાત ઉપર ધીરી હતી. એ સાહાસમાં તે ઘણી ફતેહમંદ નહી થવાથી કામા બીરાદરોએ પોતે કીફાયત સરતોએ આપેલી રકમનો મોટો ભાગ ખોહવો પડયો હતો.

ઈસ્વી સને ૧૯૧૯ મા શેઠ હોરમજી બેહેસતનશીન થયા ત્યા સુધી બંને ભાઈઓએ ભાગીદારીમાં વહીવટ કરયો હતો અને પોતાનું શરાફી બીઝનેસ બહુ વધારી મેલીને વેપારી વરગમાં ઘણી સારી આંત મેલવી છે. એવણના ભાઇ શેઠ હોરમજીના મરણ પછી શેઠ મેરવાનજી એખલા મોટા પાયા ઉપર મીલકતોનો વહીવટ તથા શરાફી ધંધો ચલાવે છે અને પોતાની સાથે પોતાના મરહુમ ભાઈ શેઠ હોરમજીના બે સાહેબજાદાઓ શેઠો જહાંગીરજી તથા કેખશરૂને મદદ કરવા જોડયા છે જેઓ પોતાના મુરબીજી કાકાજી શેઠ મેરવાનજીને એવણના કામમાં ઘણા મદદગાર થઈ પડયા છે. એવણ સાહેબ ઇસ્ટેટો વગેરે પોતાને હસ્તક મોરગેજ રાખી વ્યાજે નાણા ધીરે છે અને વરસો થયા ઘણી આબરૂ ઈજતથી પોતાનું બીઝનેસ ચલાવી પોતાની પેહેડીની નામના વધારી મુકી છે.

## કામા બીરાદરોએ કરેલી બોહોલી સખાવત.

આ બંને માનવત ભાઇઓ શેઠ મેરવાનજી તથા મરહુમ શેઠ હોરમજીએ મુંબઈ તેમજ હીંદના જુદા જુદા દેશાવરો ખાતેનાં સંખ્યાબંધ ધરમખાતાંઓમાં અને સખાવતી ફંડોમાં સેંકડો બલકે હજારો રૂપ્યાની રકમ કાઢી આપી છે. એ દરેક રકમ બંને ભાઇઓના ભેગા નામેજ આપવામાં આવી છે તેથી જેબી નાણા સખાવતમાં આપ્યા હતા તે બંને ભાઇઓની સામટી સખાવત કહી શકાય. એવો શેઠોની

સખાવતના ઝરાનો લાભ સેંકડો ખાતાંઓને મલ્યો છે પણ તેમાની મુખ્ય સખાવ-તોની વીગત હેઠળ આપવામાં આવી છે. એવો સાહેબોએ દર વરસે નાધલી મોટી રકમો મલી હજારો રૂપયા જાહેર ધરમખાતાંઓમાં આપ્યા હતા તેમજ એઓ સાહેબોની ખાનગી સખાવતનો લાભ સંકડો આશામીઓને મલ્યો હતો જેનો આંકડો બી મોટી રકમનો થવા જાય છે.

૧૮૯૬ ના સાલની આખેરીએ મુંબઈ ખાતે ગાંઠયા મરકીએ પગપેસારો કીધો તે વેળા મરહુમ ડા૦ કેખશરો ન. બહાદુરજીની માંગણી ઉપરથી પારસીઓએ પહેલી હાસ્પીટલ જે વીકટોરીયા ગારડનસની સામેના કુશાદે બંગલામાં ઉઘાડી હતી તે શેઠ મેરવાનજી તથા મરહુમ શેઠ હોરમસજી કામાની માલેકીનો હતો. પહેલાં થોડાક મહીના એ બંગલો પંચાયતે ભાડે રાખયા પછી મજકુર કામા બીરાદરોએ તેનો મુફત ઉપયોગ કરવા પોતાની કોમને આપયો હતો. એજ મીસાલ બીજે વરસ ૧૮૯૭ ના સાલમાં મુંબઈની પારસી પંચાયતના ફંડના ત્રસ્ટી સાહેબોએ પરેલ મધેની પારસી હોસપીટલ તા૦ ૧૭ મી ડીસેમ્બર ૧૮૯૭ થી ચાલુ કીધી અને તે માટે શેઠો મહેરવાનજી તથા હોરમસજી મનચેરજી કામાજીએ પોતાનો પરેલનો કુશાદે બંગલો મુફત વાપરવા આપયો હતો. એ રીતે શેઠો મહેરવાનજી અને હોરમશજીએ પોતાનો પરેલનો મોટો બંગલો પારસી ફીવર હાસ્પીટલ માટે મરકી વેળા જ્યાં સુધી તે બંગલો સરકારે લીધો ત્યાં સુધી એટલે કુલ્લે ૭ વરસ અને ૯ મહીના સુધી મહેરબાની કરી મુફત વાપરવા આપી પારસી કોમ ઉપર મોટો આભાર કરવા વીશેની નોંધ તેના રીપોરટમાં પંચાયતના ત્રસ્ટીઓ તરફથી લેવામાં આવી છે. શરૂઆતમાં થોડાજ મહીના એ બંગલાનું ભાડું ૩૨૭૫ આપવામાં આવયું હતું તે મુજબ ગણતાં એ બંને સાહેબોએ એ ભલાં કામમાં ૩૨૫૫૭૫ ની બક્ષેશ કરેલી જણાય અને તે ઉગાલા ઉપરાંત વધુ એ હતું કે એ કુશાદે અને ખુલ્લાં મકાનથી હાસ્પીટલનાં કામમાં અતી સગવડ મલી હતી.

ડા૦ ડાજી હસ્તકની ઝોરાસ્ત્રીયન બીલડીંગ સોસાયટીના દર રૂ. ૧૦૦ ની કીંમતના રૂ. ૨૫૦૦૦ ની કીંમતના ૨૫૦ શેરો એવો સાહેબોએ ખરીડયા હતા. આ શેરોમાના રૂપ્યા વીસ હજારની કીંમતના ૨૦૦ શેરો ય૦ સને ૧૨૭૭ ના સાલમાં મુંબઈની પારસી પંચાયતને એવી સરતે આપ્યા હતા કે એની વારસીક આવક શેઠ બમનજી દીનશાહ પીટીટ પારસી જનરલ હાસપીટલમાં દર વરસ આપ્યા જવી તેમજ બીજી વધુ ૩૫૦૦૦ ની કીમતની જામીનગીઓ પણ ઈસ્વી સને ૧૯૦૫ માં પારસી પંચાયતને આપી હતી કે તેનું વ્યાજ દર વરસે હાસપીટલમાં આપવું.

આ બંને કામા બીરાદરોએ ૩૫૬૦૦૦ ની નાદર રકમ ગરીબ જરથોસ્તીઓને માટે સસતાં ભાડાનાં મકાન બાંધવા માટે ગરીબ જરથોસ્તીઓના રહેઠાણોનાં ફંડની કારોબાર મંડળીને ૧૮૯૫ ના સાલમાં કદમી મુકતાદ ટાંકણે આપી હતી, એમાંથી એ મંડળી હસ્તક એવણના મરહુમ માત પીતાજી શેઠ મનચેરજી ફરામજી કામા તથા તેવણના વીધવા બાઈ આવાંબાઇના નામથી બંધાયલું મકાન તા૦ ૨૭ મી નવેમ્બર ૧૮૯૮ ને દીને જાહેર વપડાસ માટે ખુલ્લું મુકવામાં આવ્યું હતું.

બાઇ શીરીનબાઈ મનચેરજી કામા હસ્તકના વાંદરેના કોનવેલેસંટ હોમમાં વરસો થયાં એક બીછાનાના નીભાવ માટે રૂ૩૬૦ દર સાલ આપવામાં આવે છે. એજ પરમાણે ડાૅ૦ માસીના હાસપીટલને દર સાલ રૂ૫૦૦ અને મરહુમ શેઠ ફરામજી મનચેરજી કામાનાં ધરમખાતાના ફંડમાંથી દર સાલ રૂ૧૦૦ની મદદ વરસો થયા મલે છે.

શેઠ મેરવાનજી બહુ મોટો સખાવતી દીલ ગુરદો ધરાવે છે અને પોતાના હમદીન ભાઈઓનું ભલુ કરવા હમેશા રાજી હોય છે. એવણે પોતાના ભાઈ શેઠ હોરમજીના બેહેસતનશીન થયા પછી મુંબઇ તેમજ જુદા જુદા દેશાવરો ખાતેના ઘણા ધરમખાતાઓમાં પોતાને જેમ વાજબી લાગે તેમ નાધલી મોટી રકમ દર સાલે સખાવતમાં આપ્યા જાય છે તેથી આ નામીચા શેઠયાની ખાનગી તેમજ જાહેર સખાવતોનો આંકડો બહુ મોટી રકમનો થવા જશે, તેમાં આ વરસે આ સખી શેઠે બોરડીંગ મદરેસા સારૂ આપેલી પચીસ લાખ રૂપ્યાની નાદર રકમનો વધારો થશે.

## શેઠ મેરવાનજીનો સખાવતી ખાતાઓ સાથનો સંબંધ.

શેઠ મેરવાનજી એટલા બધા તો ધરમી તથા પ્રગજુ અને સખાવતી દીલના છે કે એવણે પોતાની આખી જીંદગીમાં જાહેર મંડલીઓ તથા કંપનીઓ સાથ જાજો સંબંધ નહી રાખતા પોતાની હમદીન કોમના લાભ માટેના સખાવતી, ધરમી તેમજ બીજા એવા ઘણા મંડળો સાથ સંબંધ ધરાવી પોતાનો કીમતી વખત રોકી મદદ આપી પોતાની સહલાનો લાભ આપે છે.

નીચલા જુદા જુદા જરથોસ્તી કોમને લગતાં સખાવતી ખાતાના ટરસ્ટી તેમજ તેની કારોબારી કમીટીના મેમબર છેઃ—શેઠ ફરામજી મનચેરજી કામા ચેરીટી ફંડના, શેઠ ફરામજી મનચેરજી કામાએ ઉભા કીધેલાં દરેહમેહરોને લગતાં ફંડોના, શેઠ નશરવાનજી મનચેરજી કામા ચેરીતી ફંડના, કદમી ગહમબાર ફંડના, કદમી અહુંકાર ફંડના, શેઠ નશરવાનજી માણેકજી પીટીટ ચેરીટી ફંડના, સર રતન તાતા પારસી માથેરાન કોનવેલેસંટ હોમના, બાઈ શીરીનબાઈ મ. કામાવાળા કોનવેલેસંટ હોમના, બાઈ આવાબાઈ ફરામજી પીટીટ ગરલસ આરફનેજના, શેઠ રૂશતમજી જમશેદજી જીજીભાઈ સ્કુલ ફંડના, શેઠ મરઝબાનવાળા ગરીબ જરથોસ્તીઓના રહેઠાન ફંડના, ડાૅ૦ સર તેમુલજીવાળા સુવાવડ ખાતાના, મુંબઇના પાંજરાપોલ ફંડના, અને સુરત ચેરીતી ફંડના. જયારે મુંબઈની પારસી પંચાયતના ધરમ ખાતાના ૧૧ વરસ સુધી ટરસ્ટી હતા. વળી બીજા ઘણા સખાવતી ખાતાઓ સાથે પોતાનો સંબંધ કારોબારી તરીકેનો હજી ચાલુ રાખ્યો છે અને તેઓની સારી સેવા બજાવતા રહે છે. એ ઉપરાંત પારસીઓના ખાનગી ટરસ્ટોના તેમજ કુટંબી મીલકતો તથા વીલો વગેરેના ટરસ્ટી યા વાળી તરીકે નેમાયલા છે. આપણી કોમનો એવણ ઉપર પુર વીસવાસ ને ઇતબાર હોવાથી પોતાના ખાનગી ટરસ્ટ તથા વીલના એકઝીકયુટર તરીકે એવણ શેઠને નેમી એવણની રૂડી સહલાહનો લાભ હમેશા લેય છે.

એવણે પોતાની આખી જીંદગી ઘણી ઉપયોગી કારકીરદીમાં કાઢી છે અને પોતાના લાયકી ભરયા સ્વભાવથી સરવે કોમમાં માન તથા ઇજત પામ્યા છે.

## શેઠ મનચેરજી ફરામજી કામા અથોરનાન ઇનસ્ટીટયુટ

ઘણાં વરષો થયાં શેઠ મેરવાનજી મંચેરજી કામાએ પોતાની કોમના ધરમગુરૂ વરગની બહેતરી માટે પુખત વીચાર કરી એક સુચનારૂપી ખરડો તઈયાર કીધો હતો જે ખરડો ઘણાક આગેવાન જરથોસ્તીઓ સનમુખ રજુ કરીને એ સવાલની ચારવણી ચાલુ રાખી કોમનાં ફંડો કે આગેવાન સાહેબો એ બાબતની કાંઇ પેરવી કરે એ વીષે ઘણા આરજુમંદ હતા તેથી એવણે તા૦ ૧૨ મી આગસ્ટ ૧૯૧૨ ને દીને મરહુમ શેઠ નવરોજી માણેકજી વાહાડયા સી. આઈ. ઈ. ના ચેરીતી ફંડના શરનશીન નામદાર સર જમશેદજી જીજીભાઈ બારોનેટ ઉપર એક કાગલ લખી જણાવ્યું હતું કે "મરહુમ શેઠ નવરોજી માણેકજી વાહાડયા હસ્તકમાં ઉઠમણામાં ભરાયલા લગભગ ત્રણ લાખ રૂપ્યા હતા તે કોરટની પરવાનગીથી અથોરનાન સાહેબોના ઉપયોગમાં લેવી" પણ તે વખતે કાંઇબી કરવામાં આવ્યું હતું નહી.

આખરે એ કામ માટે પોતાની પુંજીનો એક ભાગ કહાડી આપી અથોરનાનોની બહેતરી માટેનું એક આગેવાન ખાતું સ્થાપી એક ટ્રસ્ટ તા૦ ૩૦ મી મારચ ૧૯૨૨ ને દીને કીધું છે. એ ખાતાનું નામ પોતાના મરહુમ પીતાશ્રીનાં નામ ઉપરથી રાખવામાં આવ્યું છે.

એ ખાતાનાં પહેલા ટ્રસ્ટીઓ તરીકે નીચલા સાહેબોને નેમવામાં આવ્યા છેઃ— શેઠ મેરવાનજી મનચેરજી કામા, શેઠ કાંવસજી જાલભાઈ શેઠ, શેઠ હીરાજી કાવસજી કોલા, શેઠ ખરશેદજી ધનજીભાઇ શરોફ, શેઠ જહાંગીર હોરમસજી કામા, શેઠ કેખશરૂ હોરમસજી કામા અને શેઠ જેહાંગીર નવરોજી ગામડીઆ.

આએ સખાવતી ખાતાંની મુળ નેમ ટ્રસ્ટ દીદમાં નીચે મુજબ જાહેર કરવામાં આવી છેઃ—

"Primarily the ameliorating and raising the status and condition of the Zoroastrian clergy (1) by establishing and maintaining an educational Institution for promoting, encouraging and imparting religious, moral and other education to the youthful members of the Athornan Community so as to train up and bring out a more educated enlightened and better class of Athornans than is now existing and (2) by payment of honoraria and establishing and maintaining scholarships or monthly or other stipends or allowances to such of the said members as might take the benefits of the Institution established by these presents after their completing their course of studies so as to enable them to follow thereafter the priestly calling."

ટ્રસ્ટડીડમાં આગળ ચાલતાં વધારે ખુલાસેવાર એ ખાતાંની નેમ નીચે મુજબ સમજાવી છે.

The principal and primary objects of the said Institution shall be:—(a) To impart religious and moral education (including instruction in the performance of the several rites and ceremonies laid down by the Zoroastrian religion) and so far as may be necessary or expedient for that purpose, general education, to Parsee boys of the Athornan (priestly) class professing the Zoroastrian religion who may be desirous of being initiated as priests according to the rituals prescribed by the Zoroastrian religion and of following the same calling thereafter and to prepare and train them up in manner intended to turn out an enlightened and educated body of Zoroastrian priests. (b) To support and maintain at the discretion of the Trustees such of the said boys as shall have taken the benefits of the said Institution and shall thereafter follow the priestly calling by giving them honoraria or monthly or other stipends or allowances, and (c) To improve the position and status of deserving Athornans who follow the priestly profession so as to make them useful and educated members in their said profession and lend dignity to their position as such.

And the secondary objects of the said Institution shall be the general advancement and spread of the knowledge of the Zoroastrian religion by providing or arranging for public or private lectures, sermons, discourses, or debates on matters connected with the Zoroastrian religion by duly qualified persons, by providing libraries and reading rooms, by the promulgation or suppression of particular religious or quasi-religious doctrines or customs; by establishing and supporting Madressas and the improvement of the position and status of Athornan priests by providing homes or asylums for Parsi Zoroastrian priests and their families, by establishing elementary or advanced schools for imparting religious education to their children or otherwise in such manner as the Trustees may in their absolute discretion think fit.

આ સખાવતને લગતી તમામ અસ્કયામત ટ્રસ્ટડીડને છેડે અસ્કયામતને લગતાં 'શીડયુલ' જોડવામાં આવયાં છે તે પ્રમાણે આપી દેવામાં આવનારી મીલકત નીચે મુજબ છેઃ—

(૧) શેઠ મેરવાનજી મનચેરજી કામાના હાલના વપરાસમાં પેદર રોડ ઉપર જે મીલ્કત અને બંગલો છે તે શેઠ મેરવાનજી અને તેવણનાં ધણીઆણી બાઈ

પીરોજા તેઓની જીંદગી દરમયાન વાપરશે. અને તેઓની જીંદગી બાદ એ મીલ્કત ત્રસ્ટમાં જશે.

(૨) ૧૫૯૨ ચોરસવારની એક ખાલી જમીનનો ટુકડો આરથર રોડપર આવેલો, ૪૨૫૪ ચોરસવારનો ખાલી જમીનનો બીજો ટુકડો આરથર રોડની પુરવે આવેલો, ૬૪૩૬ ચોરસવારનો ખાલી જમીનનો ત્રીજો ટુકડો ગોવાળીઆ ટેંક રોડની ઉતરે આવેલો, ૧૩૩ ચોરસવારનો એક ચોથો ટુકડો ગોવાલીઆ ટેંક રોડની ઉતરે આવેલો, અને એક ૧૬૭૭૫ ચોરસવારનો ખાલી જમીનનો ટુકડો જે ગીલ્ડર સ્ટ્રીટમાં આવેલો છે તેનો અરધો ભાગ. (૩) રૂ૮,૪૫,૦૦૦ ના ત્રણ મોરગેજ. (૪) રૂ૧,૨૫,૦૦૦ ના સરકારી જામીનગીરીનાં કાગજ્યાં. (૫) રૂ૫૪,૫૦૦ ના બીજી લીમીટેડ કંપનીઓના શેરો. (૬) રૂ૩,૪૬,૫૦૦ ની એક રોકડ રકમ જે જગયા અને ઈમારત માટે અનામત રાખવામાં આવશે. ઉપર કહેલી સઘળી જામીનગીરીઓ ઈમપીરીઅલ બેંક ઓફ ઇનડીઆ ના "અનામત ખાતા" માં જયાં સુધી તે વેચવામાં આવે ત્યાં સુધી રાખવામાં આવશે.

ઉપર કહેલી સઘળી મીલકતોની ઉપજમાંથી દર વરષે રૂ ૩૦૦૦ ઉપાડી જુદા કહાડી રૂ ૨૫૦૦૦ ની એક રકમ બનાવી એક "રીઝરવ ફંડ" કરવામાં આવશે કે જે રકમ જયારે પણ વપરાસથી ઓછી થાય ત્યારે પાછી એ રૂ ૨૫૦૦૦ ના આંકડા ઉપર લાવવામાં આવશે. જયારેબી કાંઇ સમારકામના કે બીજા ભારે ખરચ કરવા પડે ત્યારે એ રકમનો ઉપયોગ કરવામાં આવશે.

આ ત્રસ્ટદીદના કારોબાર માટે ત્રસ્ટદીદની કલમ નવમીની રૂએ એક કારોબારી કમીટી નેમવામાં આવનાર છે જે કમીટીમાં ટરસ્ટીઓ 'એકસ–ઓફીશીઓ' સભાસદો રહેશે અને તે કમીટી સઘળો કારોબાર ચલાવશે. એ કમીટીના સભાસદો ઓછામાં ઓછા પંદર અને વધતામાં વધતા એકવીસ રહેશે. ટરસ્ટ કરનાર શેઠ મેરવાનજીની હયાતી બાદ કારોબારી કમીટી પોતાને પસંદ પડે તેવા સભાસદો પોતાને વાજબી લાગે તેટલી મુદત માટે અને તેવી શરતોએ પોતાની સાથે સામેલ કરી શકશે. આ ટરસ્ટદીદની કલમ દસમીની રૂએ ટરસ્ટની મીલકતનો એક ભાગ નવાણું વરસને પટે એક મીલકત ખરીદવા અથવા મેલવવાને મુખતયાર છે અને તે ભાગ મીલકતના એક તરૂતયાંસ ભાગથી વધારે નહી થવો જોઈએ. જો કોઇ સાહેબ એવી મીલકત બક્ષેસ તરીકે આપે તો ખરીદીની જરૂર રહેશે નહી. એ મીલકત ખાતામાં દાખલ કરવામાં આવેલા ચેલાઓનાં રહેઠાણ અને ખાણીપીણી માટેનાં તેમજ તેઓની કેળવણીનાં મકાન તરીકે વપરાશે. એવું મકાન ખરીદાય કે બંધાય તે આગમજ કારોબાર મંડળી કોઈ મકાન ભાડે અથવા પટે લઇ છોકરાઓનાં રહેવાસ વીગેરેની ગોઠવણ કરશે અથવા તો શેઠ જમશેદજી નશરવાનજી પીટીટ પારસી ઓરફનેજ અથવા અથોરનાન મંડળ અથવા એવાં બીજાં મંડળ સાથે ગોઠવણ કરી લેશે. કારોબાર મંડળીને સોંપવામાં આવનારાં અનેક કારયોમાં નીચલાં કારયો આપણું ધયાન ખેંચવાજોગ છે.

(I) ↓le establishing and maintaining honoraria, scholarships or monthly or other stipends or allowances to be given to any Athornan Priest or to the students on or at any time after their completing their course of studies for such time continuous or interrupped and subject to such conditions as the Managing Committee may think fit in order to enable them to follow thereafter the priestly calling as an independent profession and maintain themselves and their families decently with liberty to the Managing Committee to send at the expense of the trust property such deserving Athornan Priests or students as they may at their absolute discretion think fit to any part of the world for the attainment of higher qualificati ns.

(k) The application of any portion of the income of the trust property to the bestowal of prizes or rewards for original essays on any religious or other subjects and to the printing and publishing for the general benefit and advancement of the Zoroastrian religion such of the pamphlets and essays as in the opinion of the Trustees deserve to be printed and published.

(L) The grant of such sum or sums of money in lump or by periodical instalments to worthy applicants for the purposes of carrying on original research work in pursuance of the general objects of the said charity.

(u)...........The Managing Committee shall at all times have full power to make, repeal, alter, rescind or add to any of the rules or regulations herein contained or framed by the Managing Committee under the power hereinabove contained as they may from time to time think fit or expedient so to do for securing and advancing the objects and purposes of these presents Provided However that such rules or regulations shall be consistent with the trusts hereby created and declared and Provided Further that no rules or regu'ations after being once made and incorporated herewith shall be altered or varied or cancelled or anulled except by a majority of not less than two thirds of the members of the Managing Committee present at a meeting especially convened for that purpose after due notice.

ઉપર આપેલી કલમો ઉપરથી દેખાશે કે ત્રસ્ટડીડમાં જ્યારે પણ વાજબી સુધારાની જરૂર જણાય તયારે શેઠ મેરવાનજી કામાની જીંદગી દરમયાન તેવણ પોતે અને તેવણની જીંદગી બાદ કારોબાર મંડળી વાજબી ફેરફારો કરવાને મુખતયાર છે. આ ખાતાંમાં લેવા ધારેલા જવાનોની ઉમરની હદ ઠેરવી નથી. ત્રસ્ટડીડની કલમ ૩૩ મી મુજબ જો ત્રસ્ટડીડ કરનારની હયાતી બાદ ટરસ્ટીઓને માલુમ પડે કે બરપા કરવામાં આવેલું ખાતું જેઓના લાભ માટે ઉઘાડવામાં આવ્યું છે તેઓને માટે ફાયદાકારક રીતે ચલાવી શકાય એમ નથી અથવા તો તેવ ખાતાંની જરૂર રહી નથી તો તે વેલાના ત્રસ્ટીઓ પારસી કોમના ફાયદા માટેના સખાવત ખાતાંઓમાં જેમ તેઓને વાજબી લાગે તેમ આ ખાતાંના ફંડો આપી દેશે.

The progress of mechanical knowledge among the criminal population has acted as a great stimulus to the inventors of locks of every kind, and the result, especially in Europe and America, has been a marvellous development of much mechanical skill and ingenuity. As the most successful thieves were often trained locksmiths, the competition between the lock-maker and the lock-braker resembled, on a small scale, that between the makers of heavy guns and of armour plate. The illustration herewith represents a new type of lock recently invented by Mr. E B. Daroowalla an enterprising young Parsi merchant of Bombay, in which the security of two locks is combined in one, although controlled by one key. Our illustration shows the application of the invention applied to a padlock and a door or drawer lock The padlock has a novel feature in the bow that is split and hinged upon both sides as shown. When closed, the halves cross each other, and the notch in the boss of the right-hand bow comes in line with the bolt beneath, that locks it. This bolt is operated by the upper tongue of the key shown beside it. The lower tongue of the key passes through a plate that divides the lock into two parallel divisions. Behind this plate is the second lock which acts upon the second bow when closed. The two tongues of the key, which is turned clockwise, act in succession on the two locks, beginning with the one in front. Two sets of levers aid in giving security to this lock, which is thus much more difficult to tamper with than an ordinary one. The second lock is made on the same principle with necessary modifications. The bolt is shot by one tongue of the key acting through levers and the second tongue shoots a second bolt that locks the first one.

અલીગંઢની જાણીતી સ્પારલીંગ પેટન્ટ લોક વર્કસના મુંબઈના એકલા એજંટો તરીકે અમને નેમવામાં આવ્યા છે. એ કમ્પની મીલીટરી સામાનો, હરેક જાતની પીટલની ચીજો, તાલા તથા કલો ઇંગ્લીશ મેકીંગની બરાબર બનાવે છે. લગભગ આખા હીંદુસ્તાનની પોસ્ટ ઓફીસો, રેલવે વગેરેમાં આ તાલાઓ ખપે છે. એ તાલાઓ મજબુતાઈમાં તેમજ સફાઈમાં ઘણાં ચડીયાતા છે. જેને સારૂ ગવરમેન્ટ ઓફ ઇંડીઆ હર વરસ રોયલતીની ગ્રાંટ (બખશેશ) આપે છે અને જેમ વીથ રૂકીનાં જાણીતા કેનાલ ફાઉનડરી અને વરકસોપનાં સુપ્રીનટેનડન્ટ મી. હી. શાઉતર રોબરટસને કેનાલ ફેકટરીમાં તા૦ ૨૧ મી ડીસેમબર ૧૯૦૪ ને દીને એ તાલાંઓ તપાસી તે વીશે રીપોરટ કીધા છે જે નીચે મુજબ છે:—

# Result of the Test and Report on Mr. Sparling's Patent Lock.

*Tested in Canal Foundry, on 21st December 1904.*

The padlock tested was one of 3 inch size, and was well and strongly made in every respect. It is almost impossible to pick one of these locks, the levers being specially designed to prevent this, and it would take a burglar of more than ordinary skill to accomplish it. The staple of lock, too, is very strongly made and could not easily be broken or cut. I tried for three days to pick this lock and was unable to do so.

The first test was that of a direct pull on the staple of padlock, and the strain was applied by hydraulic power. A direct pull of 500 lbs. was first applied, equivalent to 2 tons per square inch of minimum sectional area of staple. The lock stood this perfectly well and was not injured in any way, externally or internally. The strain was increased gradually until a maximum of 1200 lbs. was on the lock, equivalent to 5 tons per square inch of minimum sectional area of staple. On examination the padlock proved to be in perfect condition; it was not damaged in the slightest.

The next test was that of a powerful blow, and this was applied by means of a steam hammer. A blow of 25 cwts. was given, but this proved to be too much for the lock, the rivets starting and the levers and inside fitting being damaged. Even then it was impossible to withdraw the staple, and so open the padlock, *and a door would be just as safe from opening with this battered lock as with a lock in perfect condition.*

I consider this last test an excessively heavy one and expected the lock to be very badly damaged, but I still was unable to remove the staple. It speaks very highly for the lock that, although battered and damaged. It still remained locked and fast, it was not completely burst open.

I consider this padlock one of the best I have seen on market.

ROORKEE, (Sd.) D. SOUTER ROBERTSON,

*22nd December 1904.*

*Superintendent Canal Foundry & Workshop.*

# ખુશબખ્તીની ખબર !

લગન–નવજોત–વગેરે શુભ અવસર માટે ખુદ આસ્રીયાનું

અસલ જરમન સીલવર લડાઇ પછી હવે પાછું

આવવા માંડયું છે.

---

**આ માલ વાપરવામાં હંમેશ રૂપાં જેવો સફેદ અને ચલકતો રહે છે.**

---

**આ અસલ જરમન સીલવરનાં ઘણાજ શંકડાં**
**ઘાટના તરેહવાર વાંસણો**
**ગામ કરતાં કીફાયત ભાવે અમારે ત્યાંથી મલશે.**

---

**ખુશબખ્તીના હંગામ માટે ફેનસી ચીનાઇ રૂપાંકામ**
**તેમજ**
**શરૂ અવસર માટે ચાખી ચાંદીના ટચ કરેલાં માંગો તેવાં**
**ઘટમદાર વાંસણોના ખુમચા, કલશીયા, કાસીયા, ગલાસ**
**વગેરે મોટો સ્ટોક હમેશ તૈયાર રહે છે.**

## દરેક ચીજના ભાવ ઘણાજ કીફાયત.

**બહારગામના ઓરડરો ખાતરીપુરવક–રૂખતસર બજાવવામાં આવે છે**

# રતનજી જાંહાંગીર,

**અરધી સદી ઉપરના જુના જાણીતા વેપારી,**

જીવરાજ બાલુવાલા જાણીતા મકાનમાં, બજાર ગેટ, કોટ,—**મુંબઈ.**

# ALWAYS KEEP TWO STRINGS TO YOUR BOW.

LEARN THE ART OF

## LIFE SAVING and DEVELOP YOUR BODY

THROUGH HEALTHY EXERCISES AT

# THE VICTORIA SWIMMING BATH,

## KENNEDY SEA FACE, FORT, BOMBAY.

*The only Fresh Sea Water Bath For Natives of India.*

Maharajas and Princes, Europeans and Natives, Civil, **Military** and Naval Officers, Merchants, and Gentlemen of the Medical, **Legal and** Engineering Professions, have taken advantage of this **Bath and have** learnt the sublime art of swimming on the latest **scientific** principles.

*Proprietors and Principals*

**Messrs DADY & FRAMROZ C. GOLVALA.**

---

**હીંદુસ્થાનમાં સરવેથી ગંજાવર અને સગવડવાળો દરીઆના ખારાં પાણીનો**

**દેશીઓ માટે ખાસ—વિદ્યારથીઓ માટે આશીરવાદ સમાન**

## વીકટોરીયા સ્વીમીંગ બાથ.

**માલેક—મેસરસ દાદી અને ફરામરોજ સી. ગોળવાલા**

કેનેડી સી ફેસ—બેંડસ્ટેંડ સામે, **મુંબઇ.**

ઘણાક પ્રકારના દરદોનો રામબાણ મનગમતો સુતરો ઇલાજ.

## ☞ ખારા પાણીમાં તરવાની કસરત

**તબીબી મત તરવાની કસરતના ફાયદા વીશે અલંકારીક છે.**

નવા શીખાઉઓને ઘણીજ સંભાળથી માલેકોની ખાસ દેખરેખ તળે સાયન્ટીફીક રૂઢીઓ ઉપર તાલીમ દેવામાં આવે છે. બચાંઓને તદન છાલકાં પાણીમાં માલેકો પોતે સાથે શીખવે છે. તમે ગમે તેવા નબળા સબળા હોવો—ચાહો તેવા પાતળા યા ડોંગા હોવો-ગમે તેવાબી હલકા યા ભારી વજનના હોવો તોય માલેકો તમને ચુંનદાં તરનારા બનાવી આપવાનું માથે લે છે. આ બાથનો લાભ લઇ ગયલા હજારો જણ ખારા પાણીનો અને તરવાના હુન્નરને આજે દુવા દે છે

**સ્પેશીયલ કલાસની સગવડ કરી આપવામાં આવશે.**

**તમામ બંદોબસ્ત માટે માલેકોને લખવું યા મળવું.**

## ગોવાલીઅરના નામદાર મહારાજા સીંધ્યાના ખાસ નેમેલા હકીમ.

# ડા૦ રૂ. એ. હકીમના અકસીર ઇલાજો.

### શીરપ ઉશબા.

**સુધ દેશી** વનસપતીમાંથી બનાવેલો જેને માટે સરકારી વડા રસાયણ શાસ્ત્રીએ સરટીફીકેટ આપી છે. લોહી સુધારનાર, પેટની કબજીઆત દુર કરનાર, ભુખ વધારનાર, ધાતુપુષ્ટ અને ખોરાક હજમ કરનારી દવા છે. લાંબી માંદગીથી ગયલી શકતી પાછી લાવે છે. લોહીના બીગાડથી અનેક દરદો લાગુ પડે છે, જેવાં કે ફુલ્લાં, કદરૂપી ચાથાં શરીર ઉપર ફુટી નીકળે છે તે, કંઠમાલા, નાસુર, ગાંઠ, ખુજલી તથા સરવે પ્રકારનાં ગરમીનાં જખમ તથા એને લગતાં દરદો સાંધાનું રહી જવું કલતર લીવરને લગતાં દરદો, ચાલુ બદહજમી, ઓરતોનાં દરદો, મગજની થાકથી થતી નબળાઈ એ સરવે બીમારી માટે **શીરપ ઉશબા** રામબાણ ઇલાજ છે. વાપરવાની રીત શીશી સાથે છે. **બાટલીની કીમત રૂ. ૧**

### જવારીશે રૂશતમી.

### વીરય વરધક તથા શકતીને માટે અકસીર ઈલાજ.

કોઇ પણ રીતની નબળાઇથી ધાતુનું જવું, કમતાકાતી, ગુરડા તથા છાતીના દરદો, કલવાનું દરદો, માથાંનો ચાલુ દુખાવો, ચકરી, અભ્યાસ કરવાથી આંખની નબળાઈ, પીશાબનું વારંવાર થવું, પાચનશકતીમાં થતો બીગાડો, ગરમીના દરદથી થતો લોહીનો બીગાડો, સાંધાનો દુખાવો કળતર નજળો, સંધીવા, કંમરનો દુખાવો વગેરે મરદ તથા ઓરતનો એક સરખો ફાયદો કરે છે. એ પાખ નબળા માણસોને માટે એક ઉત્તમ ચીજ છે. દરેક પ્રકારની નબળાઇ માટે રામબાણ ઇલાજ છે. સેંકડો બીમારોને ફાયદો થયો છે. ખાવાની રીત પાખની ડબી સાથે છે **કીંમત રૂ. ૧ તથા ૨.**

### હકીમની ગરમીના રોગની દવા.

**પીશાબના** કોઇપણ જાતના દરદ તેમજ ગરમીના રોગથી અથવા તો ખરાબ સંગતથી તથા વેહેતાં દરદને તથા તેમાં થતી અનેક વેદનાઓ ફકત સેહેજ વખતમાં નાબુદ કરે છે અને એ દવા મરદ તથા ઓરતને બંનેને એક સરખો ફાયદો કરે છે. કીમત શીશી એકનો રૂ. ૧.

### હરસ તથા મસાને માટે ખાસ થંડો મલમ.

આએ મલમથી હરસ તથા મસામાંથી પડતું લોહી બંધ કરી, સફરામાં પડેલા ચીરાને રૂઝવી અકરસાત તથા સોજો નરમ પાડી હરસ તથા મસાને જડથી નાબુદ કરે છે કીંમત શીશી ૧ના રૂ. ૩.

### ડા૦ આર. ઇ. હકીમસ નરવાઇન ટોનીક પીલ્સ, ધાતુ પુષ્ટની ગોળીઓ.

આ પ્રખ્યાત બીન હરીફાઇથી વખણાતી ટોનીક પીલ્સ જલદી વીજળીની માફક તન તથા મનને શકતી આપે છે એના ગુણો અદભુત છે નબળી થયલી પાચનશકતીને તેજસ્વી કરે છે, સારી ભુખ લગાડે છે લોહી સુધારે છે હરકોઇ કીશમની નબલાઈને દુર કરે છે. કુટેવથી કે બુરા રોગથી થયલી નાકતીને હાંકી કહાડે છે ધાતુને પુષ્ટ બનાવી સુધારે છે અને ગયલી શકતી પાછી આપીને દરદીને નીરોગી અને શકતીવાલો ટુંક સમયમાં બનાવે છે વાપરવાની રીત ડબી સાથે આપેલી છે. ૪૦ ગોળીની ડબીની કીંમત રૂ. ૧.

### દરાજ તથા કીડને માટે અકસીર મલમ.

દરાજ, કીડ, ખરપસુ તથા એવાજ ચાંમડીના દરદોને જડમુલથી નાબુદ કરે છે. **કીંમત શીશી ૧ ના આના ૪.**

### હકીમ "ડેનટીફ્રીસ" સુગંધી દાંતનું મંજન.

દાંતને મોતી જેવા સાફ કરી, થતો દુખાવો નરમ પાડી મજબુતી આપે છે જે વાપરવાથી ખાત્રી થશે. કીંમત ૮ આના.

**હરસ, મસા, નાસુર, ભગંદર, પાથા, કંઠમાલા તથા શરીર ઉપરના બીજા દરદો ફકત ચુનાની ઇલાજોથી સારા કરવામાં આવે છે.**

# ઝરીના

**હેર ઓઇલ** જે વરસો થયાં લોક પસંદગી પામતાં રહયાં છે અને તેઓમાં કુદરતી પુશપોને **સુવાસ** તેની અસલ ખાલેસીમાં એવો પ્રગટી રહેલો છે કે તે એકવાર વાપરતાંજ મોહી પડી જવાય છે. ને તેલોના આલા ખેચાણને લીધે તથા બાલ વધારવાની તથા તેને ચલકતા સુવાળા અને નરમ રાખવાના ખાસ ગુણોને લીધે શોખીન બાનુઓમાં એક જાતની મોહીની ઉતપન કરી છે અને એજ કારણસર **ઝરીના હેર ઓઇલ** જગ જાહેરાત પામયાં છે. લોકમાં તેનો ખપ વધી ગયો છે તેથીજ કરીને પારકી માસાલ પોતાની કરી કહેનાર **નકલીયાઓ** તુટાતુટ કરી રહયા છે. ઝરીના હેર ઓઇલની સ્તુતી પ્રજામાં જાણીતાં અને માનીતા વરતમાનપત્રોમાં વાંચવાથી તે ખરીદવાં જતાં ભલતાંજ નકલી તેલો ખરીદી લોક નીરાશી પામતા હોય તેમાં નવાઇ નથી. એ તેલો એક કરતાં વધુ સુગંધના બનાવેલાં છે જેમકે

## ઝરીના રેડ રોઝ

ઓઇલ પ્રથમમાં જાહેરમાં લાવનાર **માદન સનસની કુંપની,** અસલ માદનનાં દવાખાના વાળાજ છે. એનો ખુશનુમા ગુલાબી દેખાવ જે **આંખને મજાહ** આપે છે તેમજ તેના રાતા ગુલાબનો ખાલેસ સુગંધ એવો આબેહુબ છે કે આપણી દેશી **અબળા અને** પારસી બાનુઓમાં **એજ** વાપવાનું ચેતક લાગુ છે !

## ઝરીના વાહીટ રોઝ

હેર ઓઇલ ઉપલાં જેવુંજ સુગંધી અને ગુણ વાળું છે. તે યુરોપીયન બાનુઓ હોંસથી વાપરે છે. વળી કેટલીક બાનુઓને રંગદાર કોઈબી તેલ માટે અભાવ હોય છે પણ

## ઝરીના જેસમીન

હેર ઓઇલો તો આપણી હીંદી અને મોહોમેદન બાનુઓમાં એવો ચાસટો લગાડયો છે કે બોલવાની વાત નહી. કારણ કે એમાં બટ મોગરા અને ચંપેલીનો ખુશ સુવાસ એવો તો બેહેકી રહેલો છે કે બાનુઓ કુરબાન રહે એ કુદરતી છે.

## ઝરીના વાહીટ વાયોલેટ

શોખીન ઇંગ્રેજ અને પારસી બાઇઓ જેઓ કુદરતી ફુલોના પુંજારી છે તેઓ વાયોલેટની લંપટવાળા ઉપલાં તેલનો ઘણીજ મજાહથી ઉપયોગ કરે છે. હવે બાલ વધારવાના ખાસ ગુણોવાળું

## ઝરીના કેનથરેદીન

હેર ટોનીક ઓઇલ તો દરેક ઠેકાણેથી અને સરવે ગ્નાતીની પતનીઓ તરફથી વાખવાખીના સરદથી વધાવી લેવામાં આવ્યું છે, કારણ કે ટુંકા, **આછા** અને હુમકા બાલ વધારવાને અધીરી પડેલી બાઇઓમાં એના પ્રતાપે ધીરજ આવી છે. **એ** વાપરવા પછી તેઓનાં માથાં સુંદર રૂપાળાં લાંબા અને પેચદાર બાલની લટોથી શોભા પામી રહયા છે.

## ફલોરલ હેર ડ્રુશ

ભુસ્રશો ના માથા અને તાળવાને ઠંડક વાળવા સાંથ ઉપલાં તેલો ભેળવાં પડવાથી **બાલ** છુટા રહે છે અને તેના વધને પુશકલ ઠેકા **મલે** છે. પણ **એનો** સુગંધ તો **એવો** છે કે **આખો ઓરડો** બાગે બહેસત જેવો ૫મકી રહે છે. **એની તારીફ** લાનસેંટ જેવાં પત્રે કીધી છે અને તે વાપરવાને ભલામણ કરવા ચુકયું નથી.

**ઉપલાં તેલો સરવે ઠેકાણે મળે છે.**

**નકલ નીકળી છે તેથી ઝરીના નામવાલુંજ લેજો.**

# માદન સનસંની કુંપની,

**ફરાફત મારકીટ આગલ—મુંબઇ.**

# વાંચવા લાયક તથા લાયબ્રેરીમાં રાખવા લાયક પુસ્તકો.

| | રૂ. આ |
|---|---|
| ધર્મોન્ત્ય અતી રસીલી વારતા | ૭– ૦ |
| કાકાનો વારસો. | ૪– ૦ |
| એલાર્ડ પીઅરથી બ્રીટન... | ૫– ૦ |
| કોલડ એક ચીત્રો સાથે... | ૩– ૦ |
| નશીબનો નાઝ... | ૩– ૦ |
| જીવતું દોજખ... | ૨– ૦ |
| દસાતીર ફકત એકજ નકલ છે | ૭૫– ૦ |
| મોહન મહાલ... | ૨– ૮ |
| કેહવત માલા ૨ ભાગમાં | ૧૫– ૦ |
| માહારાણી વિકટોરીયાએ હાયલંડમાં ગુજારેલી જીંદગાનો હેવાલ | ૭– ૦ |
| મારી મન્જેહ... | ૭– ૦ |
| મનસુખી ગંજનામુ | ૨૦– ૦ |
| સહનસીલ સુંદરી ૨) ભાગમાં કંપલીટ | ૧૦– ૦ |
| ગુણુ લક્ષ્મી ... | ૧– ૪ |
| સુખશાંતી કોષ | ૪– ૦ |
| ચંચલ ગ્રંહથ... | ૦–૧૨ |
| સીતમગર ... | ૪– ૦ |
| જગતનો ફાંસો | ૪– ૦ |
| દાસતાને દસતાર | ૦– ૮ |
| પતેતીની હમાજોર | ૦– ૪ |
| દુખ્યારી દુઃખતર | ૧– ૪ |
| પેટ બોલું પંચી ૨) ભાગમાં | ૧– ૮ |
| અરેબીયન તેલસ ૨) ભાગમાં | ૧૨– ૦ |
| જ્ઞાન ગમતના ગોહરો... | ૨–૧૨ |
| હીંદુસ્તાનની ખુબસુરત બેગમો | ૨– ૮ |
| એમના માહાત | ૩– ૦ |
| જેહાંગીર નામું | ૩– ૦ |
| નસીબની કીસતી | ૧– ૮ |
| નાસતીક નવલ | ૩– ૦ |
| જેપાનીસ ભાશાનો ભોમ્યો | ૨– ૦ |
| નીલીની કાંનત | ૧– ૪ |
| થણુ થણુ ચરીત્ર | ૦–૧૨ |
| બસો વરસનું પંચાંગ ... | ૭– ૦ |

| | રૂ. આ |
|---|---|
| જયોતીષ વિદ્યા | ૬– ૦ |
| માશુકનો ઇસારો | ૫– ૦ |
| કુદરતનો કેહેર... | ૪– ૦ |
| બાલોરનો બુચ... | ૨– ૦ |
| જાન કે જીગર... | ૨– ૦ |
| ખુબસુરત મહકાર | ૨– ૦ |
| નીતા (એક વારતા) | ૨– ૦ |
| ગુલબાનુ | ૦–૧૨ |
| ભુંડાનો ભેદ... | ૩– ૦ |
| સોનારણ ... | ૩– ૦ |
| તડકામા વાદલી (ફકત ૪ નકલો બાકી છે) | ૧૦ ૦ |
| કાલા મેંઢા ૨)ભાગમાં જુજ નકલો બાકી | ૧૦ ૦ |
| બોમ્બલું | ૬– ૦ |
| ચંદ્રમલ | ૬– ૦ |
| શિશારી વનીતા | ૧૦– ૦ |
| લોકપ્રીય દોકતર બહાદુરજીની જીંદગીનો હેવાલ ... | ૧– ૦ |
| મરહુમ મી. મનસુખની જીંદગીનો હેવાલ | ૪– ૦ |
| હોમસીબાઇની વાયજ... | ૪– ૦ |
| ગો ગોસસ્પ અને બેજન મનીજેહનો કીસ્સો ... | ૧– ૮ |
| ઇંદ્રાવતી ... | ૧– ૮ |
| ઝેહેરે કાતીલ... | ૨– ૦ |
| મેરાતુલ અરસ | ૩– ૦ |
| હોશન આરા... | ૩– ૦ |
| સુરજ માહાલની રેહાણી વધારેલી કીંમત | ૬– ૦ |
| સેતાનનો સાથી | ૩– ૦ |
| દોલતે દુન્યા... | ૧– ૮ |
| ગુલવાડીનું ગુલાબ | ૫– ૦ |
| નખરાબાજ નરનાણ | ૫– ૦ |
| બચપણનો બહાર | ૨– ૦ |
| ગુલેસતાનનું ગુલ | ૫– ૦ |
| દાદી શેઠનો દીકરો | ૩– ૦ |
| ગોરૂ વીલાયત | ૫– ૦ |

☞ એ ઉપ્રાંત દરેક સ્કુલોમાં ચાલતી ચોપડીઓ, તરેહવાર જાતની ઈંગ્રેજી તથા ગુજરાતી વારતાની ચોપડીઓ, રાઇટીંગ કેસીસો, એકસર સાઇઝ બુકો, મીનીંગ બુકો, તેમજ વિદ્યા, હુન્નર, તવારીખ, ગણીત, ગાયન વિગેરે વિગેરે જાતનાં પુસ્તકો અમારે ત્યાંથી કીફાયત ભાવે મલી શકશે.

**પીરોજશાહ દીનશાહ મુકાદમ,**

**ચોપડીઓ વેચનાર તથા પ્રગટ કરનાર, ચરચગેટ સ્ટ્રીટ, કોટ–મુંબઇ.**

# FIRE INSURANCE.

**IF YOU WISH TO INSURE YOUR PROPERTIES AGAINST FIRE, PLEASE APPLY**

**TO**

## VOLKART BROTHERS

Chief Representatives in Bombay of the following first class
BRITISH CONTINENTAL & COLONIAL OFFICES.

| | | |
|---|---|---|
| The | Northern Assurance Co., Ld. London. | (Incorporated in Great Britain) |
| The | Alliance Assurance Co., Ld. London. | ,, ,, |
| The | Law Union & Rock Insurance Co., Ld. | ,, ,, |
| The | Helvetia Swiss Fire Insurance Co. | ( Incorporated in Switzerland ) |
| The | Baloise Fire Insurance Co. | ,, ,, |
| The | Batavia Sea & Fire Insurance Co. | ( Incorporated in Java ) |

**All losses are Promptly & liberally settled in Bombay.**

---

### આગનો વીમો.

જો તમો તમારી મીલકતનો આગનો વીમો ઉતરાવવા માંગતા હોવ તો મેહેરબાની કરીને નીચે સહી કરનારને લખો

## વોલકર્ટ બ્રધર્સ,

તેઓ નીચે જણાવેલી પહેલા નંબરની બ્રીટીશ, કોનતીનેંતલ તથા કોલોનીયલ આફીસોના મુંબઇનાં આડત્યા છે:-

| | | |
|---|---|---|
| ધી | નોરધરન એસ્યુરંસ કંપની, લીમીટેડ, લંડન. | (ગ્રેટબ્રીટનમાં ઇનકોરપોરેટેડ થયલી) |
| ધી | એલાયન્સ એસ્યુરંસ કંપની, લીમીટેડ, લંડન | ,, ,, |
| ધી | લો યુનીઅન એન્ડ રોક ઈનસ્યુરંસ કંપની લીમીટેડ લંડન | ,, ,, |
| ધી | હેલવેસીઆ સ્વીસ ફાયર ઇનસ્યુરંસ કં. | (સ્વીઝરલેંડમાં ઈનકોરપોરેટેડ થયલી) |
| ધી | બેલોઇસ ફાયર ઇનસ્યુરંસ કંપની | ,, ,, |
| ધી | બટેવીઆ સી એન્ડ ફાયર ઇનસ્યુરંસ કંપની. | (જાવામાં ઇનકોરપોરેટેડ થયલી) |

નુકશાનીના નાણા તરતજ વગર વાંધે ખાતરી ભરેલી રીતે મુંબઇમાં ચુકવવામાં આવે છે.

---

# M. T. Khedekar and Sons.

*ARTISTIC ENGRAVERS.*

**DIE-SINKERS, COPPER PLATE PRINTERS,**

**Half—tone Process & Line Blocks, Stereo and Electro Typers, Rubber stamp makers,**

**Designers, Military Badges makers, Seals, Peons' Badges, Brass Boards, Stencil Plates etc. Are skilfully made.**

**47, MEADOW STREET, FORT, BOMBAY.**

---

# મફત મફત મફત

**હીસ્ટોરીયા પ્રદર્શક રંગીત બોર્ડ ૦-૨-૦.**

એક પોસ્ટ કારડથી મગાવનારને મફત મળશે.

હીસ્ટેરીયા, ફેફ્ડા અને વાઇયાપર રામબાણુ ઇલાજ.

**વા યુ મુ ક તા.**

૨ જી. નં૦-૧૬૬-૧૪. કીં. રૂ. ૫ ) પો. જુદુ.

દવા સ્વાદીસ્ટ અને દેશી બનાવટની છે. ખેંચાઇ જવાના જોસભેર હુમલ્લા દવા ખાવાથી તરત અટકે છે. દર્દીને સુંઘાડવાની, નાકમાં ટીપાં પાડવાની કે ખેંચાણુ વખતે દાબીને બેસી રેહેવાને જરૂર પડતી નથી. સુવાવડને, હમેલદાર બાઈઓને, (તેના છેલ્લા વખતમાં) અને ધાવણાં બચ્ચાંઓને ઉપરાસાપરી આવતી ફીટમાં નિરભયપણે દઈ શકાય છે. સગર્ભાના ગર્ભનું રક્ષણુ થાય છે અને સુવાવડમાં સુખે રહી શકાય છે. સેંકડો સર્ટીફીકેટ હાજર છે. આ સિવાય બચ્ચાંની **આમણ—ગુદાનું ખસવું**—બચ્ચાંનો મુખપાક—શુલીઉ, તથા વરાધ માટે ઉત્તમ દવા મલશે. આમણુને મલમ પટાં કરવા પડતા નથી. દવા ખવરાવવાથી આમણુ આવતી આપોઆપ મટે છે.

**ડો૦ છગનલાલ લલ્લુભાઇ શાહ નામાવાલા—વડોદરા.**

Printed by Sorabji Muncherji Jagosh at the Bombay Vartman Press, Moolji Jetha Market, Ganesvadi, Bombay, and edited & published by Sorabji & Hormasji Muncherji Jagosh from White House, near Fire Brigade Station, Chinchpoogly & Esufally Building opposite Alliance Mill, Tardev, respectively, Bombay